# સ્વપ્નાની તાસીર

## (તાસીરે ખ્વાબ)

અને

# લોકપ્રિય નજુમ સંગ્રહ

યાને માણસ માત્રને; તેની જીન્દગી દરમ્યાન, અનુભવવા પડેલા, અનુભવમાં આવતા, અને હવે પછી અનુભવવા પડે એવા બનનારા, બની ચુકેલા, તથા ચાલુ બનતા બનાવો સાથે સંબંધ ધરાવતા સંજોગો અને તે જાણીને સાવચેતી લેવા જોગ સૂચનાઓનો ખુલાસો


લખનાર:

**પેસ્તનજી જમશેદજી સહા**

તે "ચાંદબીબી," "હાજીબાબાનાં સાહસ કર્મો," "જનાનખાનાની બીબીઓ," "અરાડમી સદીનું હિન્દુસ્તાન," "શાહજાદો અને ભીખારી," "ચમત્કાર મયુખ યાને ત્રિકાળદર્શિ આયના"ના કર્તા.



ઇ. સ. ૧૯૨૫. સં. ૧૯૮૧

"ગુજરાતી" ન્યુસ પ્રિન્ટીંગ પ્રેસ,

મુંબઈ.

કિમ્મત રૂ. ૪/-

અંદેશા
154.63
સહોપે
(સ્વપ્ના)

(સર્વ અધિકાર લેખકે સ્વાધીન રાખ્યા છે.)

34038

પ્રસિદ્ધકર્તા

**પેસ્તનજી જમશેદજી સહો**

ઠે૦ ઘર નં. ૨૫૯, બજારગેટ સ્ટ્રીટ,

કોટ, મુંબઈ.

છાપનાર

"ગુજરાતી" ન્યુસ પ્રિન્ટિંગ પ્રેસમાં

મણિલાલ ઇચ્છારામ દેશાઇએ છાપ્યું.

નં. ૨૦-૨૪ બેંક-હાઉસ લેન, ફાર્બસ સ્ટ્રીટ,

કોટ, મુંબઈ.



# પ્રસ્તાવના.

—:૦:—

"કીસ્મત" એ એક અજબ શબ્દ છે. કેટલાકો તે માને છે, જ્યારે બીજા કેટલાકો તે માનતા નથી. માનો કિંવા નહી પણ આ પુસ્તકમાંથી જે સાર નિકળશે તે એટલો જ કે બની ચુકેલા, ચાલુ બનતા રહેતા કે હવે પછી બનવા પામતા ઘણાક નવા અને ન ધારેલા બનાવોની અગમચેતી અને તેની સારીમાઠી ચુંગાલમાંથી કેમ બચવા પામવું તેનો કાંઇક તોડ મળી આવશે. આને જ મળતું મારૂં એક પુસ્તક નામે "ચમત્કારમયુખ યાને ત્રિકાળદર્શિ આયના" બાહાર પડ્યાને લગભગ ૧૧ વર્ષ પુરાં થઈ ગયાં છે તે દરમ્યાનમાં તેની હજારો નકલો ઉપડી જવા પછી કેટલાંક વર્ષ થયાં તેની જુદીજુદી તરફથી એટલી હદ સુધી માંગણી થતી રહી હતી કે કોઇકોઈ તરફથી તેની એક નકલના પુરેપુરા કરતાં પણ વધુ દામ આપવાની માંગણી થવા લાગી હતી. આ સ્થિતિ જોઈ તે પુસ્તકને ફરી વાર પણ જુદા જ અને આગળ કરતાં વધુ ઉપયોગી થઈ પડે એવાં રૂપરંગમાં છતાં આગલી જ કિમ્મતે છપાવી બાહાર પાડવાની મને હોંશ થઈ અને ઘણીક ઝેમત પછી તે આજે પાર પડી તે માટે હુ તે કીર્તારનો ઉપકાર માનું છું. આગલા પુસ્તકમાં દાખલ કરેલા વિષયો ઉપરાંત બીજા અનેક ઉપયોગી વિષયો ખાસ શોધ કરી એમાં નવા ઉમેર્યા છે, અને તે સઘળાથી આ પુસ્તક ખરે જ એક ત્રિકાળદર્શિ આયના જેવું થઈ પડશે એમ હું હિમ્મતથી કહી શકું છું. એક જ મુખ્ય ભલામણ કરી હું મારો આ ટુંક ખુલાસો સમાપ્ત કરીશ. તે એ જ કે, જે કોઈ એ પુસ્તકને ભોમિયા તરીકે ઉપયોગમાં લેવા માંગે તેણે કોઈ નિર્જીવ કે ઉપરચોટિયા કારણ માટે કરવું નહી, પણ ખરેખરા, પોતાને ઇંતેજારી અને ભારી ખટરાગમાં ઉતારે તેવા જ મુશ્કેલ સવાલોમાં જ તેનો ખરાં અંતઃકરણ અને ખરા એતેકાદથી ઉપયોગ કરવો, તો જ સાર્થક થશે. આ પુસ્તક બાહાર પાડવાની ખબર ઘણા લાંબા સમય ઉપર અપાઈ હતી, પણ લેખક ઉપર આવી પડેલી ન ધારેલી અડચણ તથા બીજાં અનેક કારણો વગેરેથી તે બાહાર પડતાં ઢીલ થવા પામી છે તેને માટે ગ્રાહકો ક્ષમા કરશે.

કર્ત્તા.

# અનુક્રમણિકા.

——:o:——



# સ્વપ્નાની તાસીર (તાસીરે ખ્વાબ)

અને

# લોકપ્રિય નજુમ સંગ્રહ

---

## સ્વપ્નાની તાસીર

સ્વપ્નું આવવું એ માણસ માત્રમાં, તેના ચાલુ કે હવે પછી
આવતા સમયમાં થનારા હરેક પ્રકારના ફેરફારનું એક, અગમચેતી
કરનારું સૂચન છે. કોઈ માણસ તેના પોતાના સંબંધમાં બનતા રહેલા
તરેહવાર બનાવોથી કેટલીક વેળા એવી ગુચવણ અને મુઝવણમાંથી પસાર
થાય છે કે તેને કયે ચોક્કસ રસ્તે કામ લઈ તે ગુચવણ અને મુઝવણમાંથી
છુટવું તે સુઝ પડતું નથી; એવી વેળાએ સ્વપ્નું, તેને અનેક રસ્તા
સુઝવે છે. કેટલીક વેળા કોઈ માણસ ધંધા રોજગારથી, કુટુંબી કજીયા
કંકાશથી, આજુબાજુની આવી પડતી વિટંબણાઓ કે વિઘ્નોમાં ગુચાઈ
જાય છે; અને તે વેળા તેને એવું એકાદ સ્વપ્નું ખરો માર્ગ સુઝાડે છે.
કોઈ વેળા કોઈ માણસ પોતાના કોઈ અંતલગના ખેશી, મિત્ર, કે લાગતા
વળગતા આસામી, કે જેના ઉપર તેને મોટો આધાર હોય તેની ગુચવાડા-
ભરેલી લાંબી માંદગી કે લાંબી ગેરહાજરીથી એટલો દબાઈ જાય છે કે
તેને કશું સુઝ પડતું નથી, અને તે વેળા એવું એકાદ સ્વપ્નું તેને ખરા
માર્ગસૂચક થઈ પડે છે. એવાં સ્વપ્નાઓ અલબતાં ખુલ્લાં આકારમાં
હોતાં નથી. પણ તરેહવાર ગુચવણ ભરેલાં કે ગુપ્ત ભેદ ભરેલાં હોય છે,
અને તેને ખુલાસેવાર સમજી લેવાને ઘણી મુશ્કેલી નડે છે. આ પુસ્તકના
આ ભાગમાં તેટલા જ કારણે તેવાં અનેક સ્વપ્નાઓ અને તે શું બતાવે

છે તેની સમજણ આપવામાં આવી છે કે જેથી તરેહવાર પ્રકારથી ગુચવાડામાં પડેલા આસામીને સિધે રસ્તે જવાનું સુગમ થઈ પડશે. સ્વપ્નાઓ જુદે જુદે વખતે પણ આવે છે. તેમાં પેહેલી રાત્રે જોયલું સ્વપ્નું વગર અર્થનું હોય છે; મધ્ય રાત્રીનું સ્વપ્નું કોઇક વેળા સેહે જ ખરું સ્વરૂપ સમજાવે છે; પણ પાછલી રાત્રે આવેલું સ્વપ્નું તો મોટે ભાગે ખરો જ અર્થ પ્રદર્શિત કરે છે. અત્રે જે સ્વપ્ના આપ્યા છે તેના ખુલ્લા ભેદ ભરમો સમજાવ્યા છે, અને માની લેવું કે તે સ્વપ્ના જો ઉપર કહ્યું તેમ પાછલી રાત્રે કિંવા છેક પરોઢિયે જોવામાં આવ્યા હોય તો જ તે તેનો ખરો ભાવ બતાવે છે:-




**અકસ્માત**-સ્વપ્નામાં તમે એમ જોવો કે તમને કોઈ અકસ્માત થયો છે અને તેથી તમારા શરીરના કોઈ ભાગને ઇજા થઈ છે તો તમારે સમજવું કે તમને કાંઈ અંગત પીડા થશે, પણ તેમાંથી તમે જલદીથી મુક્ત થઈ જશો. જો તમે એમ જોવો કે તમને દરિયામાં કોઇ અકસ્માત થયો છે તો સમજવું કે તમારા પ્યારમાં કોઈ આડે આવશે.

**ઓલખાણ-પીછાણ**-સ્વપ્નામાં તમે કોઈ તમારા ઓળખીતા-પાળખીતાને જોવો તો તમે સમજી લેજો કે તે તમારા સાથે ચાલુપણે મિત્રાચારી કાયમ રાખવા ઇચ્છે છે; વળી તે બતાવે છે કે તેઓ તમારા જોડેની મિત્રાચારીમાં ખરા દીલોજાની ભરેલા છે.

**ઉમ્મર**-તમે સ્વપ્નામાં તમારી ઉમ્મર વિષે કલ્પના ચલાવતા હોવો તો સમજી લેજો કે નજદીક આવતી માંદગી વિષે તે ઇસારો કરે છે, એટલુંજ નહી પણ કવખતનાં મરણની પણ આગાહી સૂચવે છે.

**આલુ**-સ્વપ્નામાં તમે તમોને મીઠાં સ્વાદિષ્ટ આલુ ખાતા જોવો તો તમે કોઈ દુરદરાજ મુલકમાં મુસાફરીની ગમ્મત મેળવશો. જો તમો આલુ સ્વાદ સ્વાદે ખાતા હોવો તો તમારાં દરેક માથે લીધેલાં કાર્યોમાં તમો

પાર ઉતરશો; જો આલુનો સ્વાદ તિખો કડવો લાગે તો માનજો કે તમે ઉઠાવેલાં સાહસમાં તમો નિષ્ફળ જશો અને તેના માથે પડેલા ખરચથી તમો ગુચવાઈ જશો.

**આંધળાપણુ**—પ્યારમાં પડેલા કોઈ માણસે એમ જોવું કે તે આંધળો થયો છે તો સમજી લેવું કે તે પોતાના પ્યારમાં તદ્દન આંધળો થયો છે, અને તે જોડાણ કોઈ રીતે તુટી જશે. કોઈ બીજા શખસને આંધળો થયલો જુઓ તો સમજવું કે તમારા કોઈ ઝાઝા મિત્રો બાકી રહેશે નહી.

**ઇમારતો**—સ્વપ્નામાં તમે નવી ઇમારતોની હાર લંબાયલી જોવો તો માની લેજો કે થોડા વખતમાં તમોને કોઈ દૂરને ઠેકાણે નાહાસવું પડશે, પણ તમો ત્યાં ઘણા સુખી થશો એટલુંજ નહી પણ કોઈ કરપીણ દુશમનના કાવત્રાંના ભોગ થઈ પડતા બચી જશો. જો તે ઇમારતો ઘણી મોટી ભપકા ભરેલી હોય તો માનજો કે તમો સુખી અને આબાદ થશો. જો તે મહેલ હોય તો તમે ઘણા ધનવાન થઈ માનપાન મેળવશો. પણ જો તે ઇમારતો તદ્દન ભાગી તુટી હોય તો માનજો કે તમારા સંજોગો બહુ નીર્જીવ થશે; જો તે ઇમારતો બાંધતાં અધુરી રહી હોય અને તે તેમ કાં રહી છે એટલા તમારા સવાલનો તમને કોઈ જવાબ નહી આપે તો માનજો કે તમારા ઇરાદા પાર પડવા મુસ્કેલ પડશે અને તે અધુરા મુકીનેજ તમે મરણ પામશો.

**ઊંટ**—સ્વપ્નામાં તમો સખત વહીતરું કરતાં આ જાનવરને જોવો તો માનજો કે તમારા ઉપર ભારે બોજો આવી પડશે; તમારા સાથે બહુ સખતાઇથી કામ લેવામાં આવશે અને ઘણા ખરાબ પ્રસંગોમાંથી તમો પસાર થશો પણ તે સઘળાને તમો હિમ્મતથી ખમી લેશો; અને વખત આવતાં બધું રફેદફે થઈ તમે સુખી થશો.

**અંધારૂ**—જો તમે સ્વપ્નામાં એમ જોવો કે તમો અંધારામાં ઘુસી ગયા છો અને રસ્તો સુઝ પડતો નથી અને ઠોકર ખાવો છો, તો સમજજો કે તમારા સંસારી વહીવટમાં ખરાબ ફેરફાર થશે; અને ગેરડહાપણને લીધે તમો તેમાં ગુચવાઈ જશો. પણ જો તમે એમ જોવો કે તમે અંધારામાંથી બહાર નીકળ્યા છો અને સૂર્ય જોવા પામ્યા છો તો માનજો કે એ

સર્વ વિપત્તિમાંથી તમે બચી જવા પામશો, સુખી થશો અને ગુમાયલી આબરુ પણ પાછી મેળવશો.

**આફ્રત**—જો સ્વપ્નામાં તમે એમ જોવો કે તમે ભારી આફતમાં સપડાયા છો તો તમારા કોઈ મિત્ર જેના જોડે તમને લેવા દેવા હશે, તે ઉચી પદ્વીએ ચઢવાના સમાચાર જાણવા પામશો અને જલદીથી લગ્ન સંબંધ થશે. દરિયાની આફતમાં વીટલાયલા જોવો તો માનજો કે તમારી સફર સફળ થશે. ધંધાદારી માણસ માટે આ સ્વપ્નું ઘણું ફળદાયી છે.

**ઈંડાં**—સ્વપ્નામાં ઘણાં સરખાં ઈંડાં જોવો તો ધંધારોજગાર તથા પ્યારમાં ભારી ફત્તેહ થશે, લગ્ન થશે અને બચાંકચ્ચાંવાળા થશો. જો ઈંડા કોહેલાં જોવો તો માનજો કે તમારા મિત્રો સઘળા દગાખોર છે. ઈંડાં ખાતાં જોવો તો સમજવું કે તમો બહુ મોજમજાહ ભોગવવા પામશો.

**અદેખાઇના ભોગ**—સ્વપ્નામાં તમે એમ જોવો કે તમારા તરફ ઇર્ષા કરવામાં આવે છે તો માનજો કે તમે જ્યાં જશો ત્યાં માનપાન પામી હેતવંતા થઈ પડશો. જો કોઈ તમારો હરીફ હશે તો તે સામો ગુચવાડામાં પડશે.

**અદેખાઈ-ઇર્ષા**—સ્વપ્નામાં સ્ત્રી કે પુરુષ એમ જોય કે તે જેને ચાહે છે તે તેની અદેખાઈ કરે છે તો તે મુસ્કેલી અને ચિંતાભરેલું થઈ પડશે. જો તમો ધંધો વેપાર કરતા હશો તો તમારો વહીવટ ઉથલપાથલ થઈ જશે અને નાણું સંબંધી નુકશાનીમાં ઉતરશો; જેના જોડે ભાગીદારીમાં હશો તે નિષ્ફળ થવાથી તમને ભયંકર ખરાબીમાં ઉતારશે.

**આગ**—જો સ્વપ્નામાં તમે જોવો કે તમે આગમાં સપડાયા છે તો સમજજો કે તમારી તબીયત સુધરી જઈ સુખી થશો, ભલા સગાવહાલા સહાય થશે; પણ આગમાં તમે બલી જવા પામ્યા છો એમ જોવો તો તેનું પરિણામ પરિતાપ નીપજાવશે.

**અનાજ**—જો સ્વપ્નામાં તમે કોઈ પ્રકારનાં અનાજનો જથ્થો જોવો તો માનજો કે કાળજી અને ખંતથી તમે ધનવાન થશો, માનપાન મેળવશો, જો સ્વપ્નું જોનાર ખેડુત પોતે હોય તો માનવું કે મોસમ ઘણી સંતોષ-કારક ઉતરશે અને પાક પણ પુષ્કળ થશે. જો જોનાર કોઈ જોડે પ્યારમાં

હોય તો સમજજો કે તેમાં પણ તમારો બેડો પાર છે, એટલું જ નહી પણ તમે ભરપુર અને આનંદી કુટુંબવાળા થશો.

આઇસ (બરફ)–સ્વપ્નામાં આઇસ (બરફ) જોવું બહુ ખરાબ છે. ધંધારોજગારમાં નિષ્ફળતા મળવા ઉપરાંત સટ્ટામાં ખુહારી થશે; તમે કોઇના જોડે દીલ લગાડ્યું હશે તે પણ તમારા તરફ ઠંડું પડશે. જોનાર ખલાસી હશે તો દરિયાનાં તોફાનમાં સપડાશે. ખેડુતને માટે પણ એ સ્વપ્નું ખરાબ પરિણામ સૂચવે છે.

અપમાન–જો તમે સ્વપ્નામાં જોવો કે કોઈ તમને અપમાન કરે છે તો માનજો કે જેને તમે ચાહો છે તે જુદાઇની ગણત્રી કરે છે. વળી જે કોંઈ પ્રસંગો બનશે તે તદ્દન વિપરીત ઉતરશે, અને દલિદ્રતા નીપજાવશે, પણ જો તમે તમારું ઠેકાણું બદલી નાખશો તથા તમારા સ્વભાવમાં ફેર-ફાર કરશો તો પીડાકારી ઓછી થશે.

આરસી–સ્વપ્નમાં જોવો કે તમે આરસીમાં જુઓ છો તો માનવું કે તમારો ધંધો ધરખમ પાયા ઉપર ચાલતો નથી, અને તે અંતે ડુબી જશે. વળી તે એમ બતાવે છે કે તમે ઠગારાઓથી ઘેરાઈ ગયલા છો; અને તેમને તમે જલદીથી ઓળખી જશો, તમોને નુકશાન કરવા જતાં તેઓ ઉઘાડા પડી જશે. ખુશામતથી સંભાળજો.

ઉંદર–સ્વપ્નામાં ઉંદરને જોવો એ બતાવે છે કે તમારા ઘણા દુશમનો ઉભા થશે જે ઘણી ચિંતા અને મુસ્કેલીમાં ઉતારશે અને તેથી ઘણી ખરાબીમાં પડશો; જો પ્યારમાં હશો તો તેમાં બીજો કોઈ હરીફ ઉભો થઈ હેરાન કરશે. ઉપરાંત ઘણાક પ્રપંચીઓ તમારા હજુર ફરી વળશે.

આવાજ–સ્વપ્નામાં જો કોઇને આનંદી આવાજ કહાડતાં સાંભળો તો માનજો કે તમો જલદીથી સંકટમાં આવી પડી રડતા થશો; પણ જો તમો શોકના આવાજ સાંભળો તો માનવું કે તમારા ઉપર ખુશાલીની રેલમછેલમ થશે. જો ઘણા સામટા અવાજ સ્વપ્નામાં સાંભળો તો માનવું કે જલદીથી તમને ખુશાલી ભરેલા સમાચાર મળશે.

આંબા જોવા કે ખાવા–સ્વમામાં આ ફળ જોવાં કે ખાવાં તો સમજવું કે તમોને લાભ થશે, એટલું જ નહી પણ તમારી ઓલાદ પણ વધારો પામશે.

**આંધળાને જોવો**–સ્વપ્નમાં કોઈ આંધળાને જોવાનો બનાવ સૂચવે છે કે તમારા ઉપર દુખ અને મુસીબત આવી પડશે.

**ઓરતને જોવી**–સ્વપ્નમાં કોઇ સ્ત્રીને જોવાનો બનાવ તમારા ઉપર આફત આવી પડવાનું સૂચન કરે છે.

**આંસુ પાડવાં અથવા રડવું**–સ્વપ્નમાં આવો કોઈ બનાવ જોવો તો માનવું કે તમને સારો લાભ મળશે અને ખુશાલીના બનાવો બનવા પામશે.

**ઇનામ મેળવવું**–સ્વપ્નમાં આવો કોઈ બનાવ જોવો તો નક્કી માનવું કે કરજદારી વધશે અને નુકશાન કરનારા બનાવો બનશે.

**ઇનામ આપવું**–આવો બનાવ જોવો એ ઉપલાથી જુદો જ અર્થ ઉપજાવે છે. કરજદારી ઘટે છે અને લાભ કરતા બનાવો બનવા પામે છે.

**એલચી જોવી અથવા ખાવી**–સ્વપ્નમાં આવો કોઈ બનાવ જુઓ તો માનજો કે જલદીથી જ લાભકારક બનાવો બનવા પામશે.

**આંગળાં–હાથનાં તથા પગનાં જોવાં**–હાથનાં અથવા પગનાં આંગળાં સ્વપ્નમાં જોવાનો બનાવ, તમારાં કુટુંબ પરિવારની વૃદ્ધિ સૂચવે છે અને ઘણો લાભકારક છે.

**અફિણ ખાવું**–સ્વપ્નમાં અફિણ ખાઓ છો એવો બનાવ જુઓ તો નક્કી માનજો કે તે ગરીબાઈ અને માંદગીની નીશાની છે.

**આગબોટ જોવી કે તેમાં બેસવું**–આવો બનાવ જોવામાં આવે તો નક્કી માનવું કે તમારી મુસાફરી કરવાની સરજત છે.

**અંજીર લીલાં જોવાં કે ખાવાં**–સ્વપ્નમાં આવો કોઈ બનાવ જોવો તો નક્કી માનવું કે લાભ થશે અને ન ધારેલે ઠેકાણેથી માલમતા આવી મળશે.

**અંજીર સુકાં**–જો સ્વપ્નમાં તમો આ સ્વાદિષ્ટ ફળ જોવો તો માની લેજો કે આયંદે તેનું પરિણામ ઘણું સારું છે અને જલદીથી જ તમો કોઈ ન ધારેલે ઠેકાણેથી એવી મહાભારત બક્ષેસ મેળવવા પામશો કે જે તમોને સ્વતંત્રતાની ટોચે ચઢાવશે.

**ઉનાફ જોવા કે ખાવાં**–નક્કી માનવું કે આવા કોઈ બનાવ જોવામાં આવે તો તમે તમારી બીમારીમાંથી જલદી સાજા થઈ જશો.

**અંબાડી (હાથીની)માં સ્વાર થવું**–આવો કોઈ બનાવ જોવો તો સમજી લેજો કે જલદીથી તમને લાભ થશે, તમારો મરતબો વધશે અને સાથે સત્તા પણ વધશે.

**અખરોટ ખાવોછો**–સ્વપ્નામાં જોવો કે તમે અખરોટ ભાંગી ભાંગીને દપાટો છો તો માનજો કે તમને સેહેલાઇથી રોજી મળશે.

**આંબલી જોવી કે ખાવી**–સ્વપ્નામાં તમે જોવો કે તમે પુષ્કળ આંબલી ખાવો છો તો માનવું કે હરેક જગાએથી તમોને લાભ થશે.

**અપમાન (બેઆબરુ) પામો–કોઈ માણસથી**–તમે સ્વપ્નામાં એવો દેખાવ જુઓ કે કોઈ માણસ તમોને તમારા મોહોડાં ઉપર અપમાન આપે છે તો સમજજો કે તમોને તમારા પ્યારમાં નિષ્ફળતા મળશે, અને એક માણસ જેના ઉપર તમારાં નાણાં લહેણાં નીકળતાં હશે તે છતાં તે તમોને મુસ્કેલી અને ખફગીમાં ઉતારશે, એટલું જ નહી પણ કોઈ પણ હાથ ધરેલાં કામમાં શરૂઆતથી જ તમોને વીટંબણા લાગવા માંડશે.

**આશ્રમસ્થાનમાં પડવાનો દેખાવ**–તમો એવો દેખાવ જુઓ કે તમો ન ચાલતે કોઈ આશ્રમસ્થાનમાં પડ્યા છો તો માનવું કે તે તમારા ઉપર આવી પડનારાં સંકટની આગાહી બતાવે છે; પણ જો એવો દેખાવ જોવો કે તમો કોઈ આશ્રમસ્થાન માત્ર તપાસો છો, તો તેનું પરિણામ એ માનજો કે વખત જતાં તમે એવી સ્થિતિમાં આવશો કે સંકટમાં ફસેલાં-ઓની મદદે તમારો હાથ લાંબો કરવાનો સમય આવશે.

**ઉડતા જોવાનો બનાવ**–સ્વપ્નામાં તમો જોવો કે પક્ષીની માફક તમો હવામાં ઉંચા ઉડો છો તો માનજો કે ઘણીક મુસ્કેલીઓ અને ભયમાંથી તમે છટકી જવા પામશો. ધંધા રોજગાર અને પ્યારમાં તે તમને પાર પાડશે. મુસાફરી કરવાનો પ્રસંગ ઉભો થશે. ઘણાં ઉંચે ઉડો છો અથવા ઉડવાની કોશેશ કરો છો એવો જો તમે દેખાવ જોવો તો તમે એક એવી સ્થિતિ ઉપર ચઢવાની કોશેશ કરશો કે જ્યાં તમારાથી પોહોંચાશે નહી; અથવા એવા ઓહ્દા ઉપર ચઢવાની તજવીજમાં ગુથાશો કે જેને માટે તમો નાલાયક થઈ પડશો.

**એન્જીન રેલવેનું**–સ્વપ્નામાં તમો ખાલી રેલ્વેનું એન્જીન ફરતું જોવો તો માનજો કે જલદીથી તમોને મુસાફરી કરવાનો અવસર આવી પુગશે; અથવા તો તમારો કોઈ અતલગનો મિત્ર તમને આવી ભેટશે.

**અમૃત રસનું પાન**–જો સ્વપ્નામાં તમો એવો દેખાવ જોવો કે તમે અમૃતરસનું પાન કરો છો તો ખાત્રીથી માની લેજો કે તમો જેમ સારાં ધનનો ભંડાર ભેગો કરવા પામશો તેમ માનપાન પણ મેળવશો, અને તમે એટલા ઉંચી પાયરીએ ચઢશો કે તમે તેવી કદી વકી પણ રાખી ન હોય. અધુરું હોય તેમ તમારાં લગન એક ખુબસુરત આદમી જોડે થશે અને તેના જોડે મોટી ઉમ્મર સુધી સુખચેનમાં રહી શકશો.

**અનેનાસનો દેખાવ**–સ્વપ્નામાં આ ઉત્તમ ફળ તમો જોવો તો સમજી લેજો કે તમને કોઈ તરફથી મેજબાનીનું ઇજન થશે, અને ત્યાં તમને એક એવા આદમી જોડે પીછાણ થશે કે પાછળથી તેના સાથે તમે પરણશો અને તે જોડાણથી તમારે ત્યાં ફરજંદોની વૃદ્ધિ થશે. ધંધા રોજગારમાં ફત્તેહ મળશે. જો સ્વપ્નો જોનાર પ્રવાસી હશે તો તેણે એક પ્રવાસ માટે તૈયારી કરવી પડશે; અને તે પ્રવાસમાં તે એક એવા સ્થળમાં જઈ વસશે કે જ્યાં તે સુખી–આબાદ થશે.



## ક.

**કીડીઓ**–આ નાનાં જંતુઓને દોડધામ કરતાં સ્વપ્નમાં જુઓ તો માનજો કે તમારે કોઈ મોટાં વેપારી શેહેરોમાં જવું પડશે, ત્યાં તમને એક કુટુંબી માણસ સાથે પીછાણ થશે; જો તમો ઉદ્યોગી હશો તો તમો સારી દોલત ભેગી કરશો, પણ આળસુ હશો તો તમો ગરીબીમાં જ અટવાશો. પ્યારમાં પડેલા હશો તો જલદી લગન થશે અને મોટા કબીલા-વાળા થશો. જોનાર વેપારી કે ધંધાદારી હશે તો તેમાં વધારો કરશે અને એટલી હદ સુધી કે આયંદે સ્વતંત્ર થવા પામશે.

**કુંવારા જુવાનનો દેખાવ**–સ્વપ્નામાં કોઈ કુંવારા જુવાનને જોવો તો માનજો કે તમને જલદીથી કોઈ તમારો પ્યારો કે પ્યારી હાથ લાગશે

અથવા કોઈ મિત્ર હાથ લાગશે, પણ જો સ્વપ્નો જોનાર સ્ત્રી હશે અને તે એવો દેખાવ દેખે કે તે કોઈ કુંવારા પણ ઠચરા થવા આવેલા સાથે વાતચીત કરે છે તો નક્કી માનવું કે જોનાર પોતે પણ કુંવારી જ સ્થિતિમાં માર્ગે લાગશે.

**કપડાંલતાં**—જો સ્વપ્નમાં તમે એમ જોવો કે તમારા પાસે પુષ્કળ કપડાંલતાંના ઢગ છે તો તેનું પરિણામ તેથી ઉલટું જ છે; એટલે તમે કપડાંલતાંની તંગીમાં પડશો. જો સ્વપ્નામાં એમ જોવો કે તમે તદ્દન નગ્ન છો તો તે માટે સમજજો કે તમારા પાસે પુષ્કળ કપડાંલતાં થશે. કોઈ સ્ત્રી એવો દેખાવ દેખે કે તે કોઈ બચ્ચાંનાં કપડાં બનાવે છે તો તે તેણીની વિચિત્ર હાલત બતાવે છે. જો કોઈ ખલાસી એમ જુએ કે વાહાણને અકસ્માત થવાથી તેણે પોતાનાં કપડાંલતાં ગુમાવી દીધાં છે તો તેણે માનવું કે જલદીથી તે પરણી જશે.

**કાફી**—સ્વપ્નામાં કાફી જોવાનો બનાવ બહુ જ લાભકારક છે. જોનાર દરેક રીતે પોતાનાં સંસારમાં મંડાઈ જશે; આબાદ થશે, પરણેલી જીંદગીમાં સુખ ભોગવશે; જો સ્વપ્ન જોનાર કુંવારો અથવા કુંવારી હોય તો તેને અથવા તેણીને એક નીમકહલાલ હેતવંતો ભાગીદાર મલશે.

**કરચલાં જોવાનો બનાવ**—આ સ્વપ્નો બહુ જ સંતાપમાં નાખનારો છે. જો જોનાર પોતે ખલાસી હોય તો માનવું કે જે બોટમાં સફર કરે છે તે દરિયામાં ભાગી જવાનો અને તે અકસ્માતમાં ડુબી જવાનો ભય છે.

**કોયલ**—સ્વપ્નામાં કોયલ જોવાનો બનાવ બતાવે છે કે તમને પ્યારમાં સહેજ વખત નાસીપાસી મળશે, કે કદાચ કાંઈ ભાંગતુટ પણ થાય; પણ આયંદે તમો જેને ચાહો છો તે તમને મલશે. જો કોયલ બોબડું તોતડું બોલતી સ્વપ્નામાં સાંભળો તો માનજો કે તમો તમારા ધંધા રોજગાર અથવા પ્યારમાં નિષ્ફળ જશો, જો જોનાર પરણેલો કે પરણેલી હોય તો નક્કી માનવું કે થોડા જ સમયમાં રંડાપો લેશે.

**કાકડી**—સ્વપ્નામાં કાકડી જોવાનો બનાવ બહુ જ સગનવંતો છે, જેમ તે ખાવી અસુખ ઉત્પન્ન કરનારી ગણાય છે તેથી ઉલટું જ તેનો દેખાવ

તમને આરોગ્ય આપશે, લઠડી પડેલી દેહવાળાને તુરત સાજોતાજો બનાવશે, કુંવારાને ભાગીદાર હાથ લાગશે અને આયંદે તે તેના જોડે પરણીને સુખી થશે.

**કજીયા કંકાશ**—સ્વપ્નામાં કજીયા કંકાશ થતા જોવાનો બનાવ હંમેશા કજીયા કંકાશ જ પેદા કરે છે; વેપાર રોજગારમાં ખલલ નાંખશે. પણ તે થોડો જ વખત ચાલશે કેમકે તમે તે વિટંબણા જલદીથી પસાર કરી દેશો. એક આશક માટે આ સ્વપ્નો બહુ જોખમ ભરેલો છે કેમકે માશુક જોડે પડેલો વાંધો કદી સંધાઈ શકવાનો નથી.

**કુતરો**—સ્વપ્નામાં તમો એવો દેખાવ જુવો કે એક કુતરો ભમરા સાથે મોહબત કરે છે તો જરૂર માનજો કે તમોને નીમકહલાલ મિત્રો મળશે. પણ જો તે કુતરો તમને કરડે છે એવો દેખાવ જોવો તો માનજો કે તમારો કોઈ માનીતો મિત્ર તમારો કટ્ટામાં કટ્ટો શત્રુ થઈ પડશે. જો તે કુતરાને તમારા તરફ ટીકતો જોવો તો માનજો કે તમારા મિત્ર જોડે તમને કજીયો થશે, અને તે જો કે તમને નુકશાન કરવાંના ઘણાએ યત્ન કરશે પણ તે સઘળા વ્યર્થ જશે.

**કુતરો—માંસ્ટીફ જાતનો**—માંસ્ટીફ જાતના એક પાહાડી કુતરાને સ્વપ્નામાં જોવો તો માનવું કે જેના ઉપર તમે અવિશ્વાસ રાખો છો તે તમારો એક ખેરખાહ મિત્ર છે. જો તમે એવો દેખાવ જોવો કે માસ્ટીફ કુતરાએ તમને ડાચું ભર્યું છે તો માનજો કે કેટલાક તમારા ઢોંગી મિત્રો તમને ઘણું નુકશાન કરશે, ઘણું કરીને પ્યારની બાબતમાં તમારૂં સત્યાનાશ વાળશે. જો એક કુમારિકા આવું સ્વપ્નું જોએ તો તેણે માનવું કે તેનો થનારો ભાગીદાર સાચો અને નીમકહલાલ છે.

**કુતરા—શીકારી**—સ્વપ્નામાં એવો દેખાવ દેખો કે તમે કોઈ શીકારી કુતરાની પાછળ પડયા છો તો માનજો કે તમે હાથ કરેલો ધંધો લાભકારક નથી, એટલુંજ નહી પણ તમારા સંસારી જોડાણમાં પણ ભંગાણ પડશે.

**કલ્પિત કહાણી કિસ્સા**—જો તમો એવો દેખાવ જુઓ કે તમો કોઈ કહાણી કિસ્સા વાંચો છો, સાંભળો છો અથવા કોઇના આગળ તેની વાત કરો છો તો માનજો કે તમોને ઘણા લાયકીવાળા મિત્રો મળશે

અને તેમના જોડે તમને સારો પરિચય થશે. એક આશક અથવા માશુકે આ સ્વપ્નો જોયો તો માનવું કે એમાંથી એકનો નાશ જ થયો છે.

**કોહોલું**–સ્વપ્નામાં આ જાનવરને જોવો તો માનજો કે તમારો એક એવો છુપો વેરી ઉભો થશે કે જે તમોને તમારા ધંધામાં હિણપસ્તી લગાડવાની તજવીજ કરશે. જો તમો કોઈ કોર્ટના કજીયા લડવા પડેલા હશો તો તમારો વકીલ બેવડી બાજી રમી તમને હરાવશે.

**કપટભાવ**–સ્વપ્નામાં તમે એવો દેખાવ જોવો કે તમે કોઇના ઉપર કપટ અથવા દગાફટકાનું તોહમત મુકયું છે તો તમો માનજો કે તમે લુટાઈ જશો. પણ તે કોણે લુટયા છે તે તમે તુરત જાણી શકશો. તમે પોતે કંઈ દગાબાજી રમ્યા છો એવો દેખાવ જોવો તો માનજો કે તમારાં પ્રમાણિકપણા અને તમારાં નિસ્પૃહીપણાની જાબજા તારિફ થવા લાગશે. પ્યારનાં કામમાં પણ તમે પડેલા હશો તો આયંદે તમારા કોઇ પ્રતિસ્પર્ધિને ઉંધો નાખી બાજી જીતશો.

**કાચ**–તમો સ્વપ્નમાં એવો દેખાવ જુવો કે તમે કાચ–આરસીમાંથી આરપાર જોવો છો તો માનજો કે તમે અખત્યાર કરેલા ધંધામાં તમારી ફત્તેહ છે, જો તે કાચ–આરસી અપારદર્શક જણાય તો માનવું કે તમારો વહીવટ અને સંજોગો અચોકક્સ છે, અને તમે સંકડામણ અને મુસ્કેલીમાં આવી પડશો.

34038

**કબર**–સ્વપ્નામાં કોઈ ઉઘાડી કબરનો દેખાવ જોવો તો માનજો કે તમારા કોઈ નજીકના મિત્ર અથવા સગા સંબંધી સાથે છેડા છુટા થશે. જો તમે ગંભીર માંદગીથી બીમાર હોવો ને તેવે સમયે જો આ સ્વપ્નો જોયો હોય તો માથે હાથ દઈ બેસજો કેમકે તમે કદી સાજા થવા સંભવ નથી.

**કેદખાનું**–સ્વપ્નામાં કેદખાનાનો દેખાવ જોવો એ બહુ સગનવંતો છે. તે સૂચવે છે કે તમારાં દરેક દરેક કાર્યમાં તમે છુટાપણું અને દરેક તબક્કામાં સુખ આબાદી ભોગવવા ભાગ્યશાળી થશો.

**કેળવણી**–સ્વપ્નામાં એવો દેખાવ જોવો કે તમે કેળવણી લો છો તો માની લેજો કે થોડા વખતમાં તમે એવી સ્થિતિમાં આવી પડશો કે તમને તમારા મિત્રોની સલાહ અને મદદની જરૂર શોધવી પડશે. અને

તેઓ જો તમારી મદદે આવે તો ઠીકઠીક. જો સ્વપ્નું જોનાર કોઈ પ્રિતમ હોય તો માનવું કે કોઈ જબરદસ્ત હરિફ ઉભો થશે, અને તે મુશ્કેલીમાંથી બાહાર નીકળવાને પણ તમને મદદ અને સલાહની જરૂર પડશે. તમે કોઇને બીજાને કેળવણી આપો છો એવો દેખાવ જોવામાં આવે તો માનજો કે તમારા કોઇ મિત્રો તમારી મદદ અને સલાહની આર્જુ રાખશે.

**ખીડ-ખુજલી**—સ્વપ્નામાં જોવો કે તમે ખીડ-ખુજલીથી પીડાઓ છો તો જરૂર માનજો કે તે એક નાપસંદ દેખાવ છે. ઘણી મુશ્કેલીઓ અને હાડમારી તમારા ધંધામાં જણાશે. વળી તમારાં લગ્ન એક કડક સ્વભાવનાં માણસ સાથે થશે, જેનાથી તમે કંટાળશો અને બહુ અસુખી થશો.

**કમળો**—સ્વપ્નામાં એવો દેખાવ જોવો કે તમે કમળાનાં દર્દથી પીડાઓ છો તો માનજો કે તેનું ફળ બહુ માઠું આવશે. માંદગી, ગરીબાઈ અને કજીયા કંકાશથી ઘેરાઈ જશો.

**કાગડો**—સ્વપ્નામાં તમે જોવો કે એકાદ કાગડો તમારા માર્ગમાં આડે ફરી ગયો છે તો માની લેજો કે ભય ભરેલા શત્રુઓ ઉભા થાય છે, જેઓ તમારી આબરૂની ધૂળધાણી કરવાની તજવીજ ચલાવે છે, એટલું જ નહી પણ તમારા વહીવટમાં પણ નડતલો નાખવા તજવીજ ચલાવે છે. તમે એવો દેખાવ જુઓ કે તમે કોઈ કાગડાને પકડ્યો છે તો માનવું કે તમારા ગમે તેવા શત્રુઓને તમે હફાવી શકશો અને કોઈ પણ તમને કશું નુકશાન કરી શકશે નહી. ધાર્મિક મંડળમાંનો કોઈ માણસ આ સ્વપ્નો જોય તો તેને માટે તે સારો નથી. તેણે માનવું કે તેના જ મંડળના કોઈ માણસો તેના માર્ગમાં નડતલ નાખવા પેરવી કરે છે. ખેડુત જો એ સ્વપ્નો જોય તો તેણે માનવું કે તેના ખેતરમાંનો પાક તદ્દન હાલહવાલ ઉતરશે.

**કુદકા-ભુસ્કા**—જો સ્વપ્નામાં તમે જોવો કે તમો કુદકા-ભુસ્કા મારો છો તો માનજો કે તમારે ઘણીક સખત મહેનત અને જોસ્તેજોમાંથી બાહર નીકળવું પડશે. પણ ખંત, ઉદ્યમ, હીમત અને ધીરજથી તે સઘળાને તમે વટાવી જશો. જો જોનાર માણસ કુંવારો-કુંવારી હોય તો માનવું કે

આશક–માશુક પરસ્પર બહુ લાગણી ધરાવે છે, પણ તેનાં અથવા તેણીનાં માબાપ તમારા જોડાણની સખત વિરોધ ધરાવે છે.

**કોપરૂં–નાળીએર**–સ્વપ્નામાં તમે સારૂં કોપરૂં યા નાળિયેર જુઓ તો માનજો કે તમારા બધા સંજોગો મનભાવતા છે, પણ જો કોપરૂં કોહેલું અથવા બગડેલું હોય તો થોડા વખતમાં તમે એક ખોટા મિત્રને ઓળખી કહાડશો.

**કુંચી**–સ્વપ્નમાં તમે જોવો કે તમે તમારી કોઈ કુંચી ગુમાવી દીધી છે તો માનજો કે નાસીપાસી અને નાખુશ બનાવો તમારી રાહ જુએ છે. કુંચી કોઇને આપો છો એવો બનાવ જોવો તો માનજો કે તમારાં સ્નેહીમાં લગ્નનો પ્રસંગ નજદીક છે; કુંચી જડી છે અથવા કોઈ તરફથી મલી છે તો માનવું કે જલદીથી તમારાં સગાં સંબંધીમાં છોકરાંનો જન્મ થશે; ઘણી કુંચીઓનો જુમખો સ્વપ્નામાં જોવો તો માનજો કે તમો વેપારમાં ખુબ ઓકાવશો અને પુષ્કળ દ્રવ્ય મેળવશો.

**કાપાકાપી**–સ્વપ્નામાં તમે જોવો કે કોઈ આસામી કોઈ મુરઘી, પક્ષી કે પ્રાણીને કાપે છે તો માની લેજો કે આશક માશુક છુટાં પડશે અને બીજા તરફ જ પ્યાર દોડાવશે. જો પરણેલી સ્ત્રી હોય તો માનવું કે તેના ખાવિંદનો કોઈ ધુતારો મિત્ર તેણી આગળ અઘટિત માંગણી કરશે.

**કાયદાની કોર્ટમાં લડત**–જો સ્વપ્નામાં તમે એવો દેખાવ જોવો કે તમે કોઈ કાયદાની કોર્ટમાં લડતે ચઢયા છો તો માનજો કે ધંધારોજગારમાં બહુ નુકશાન થશે; ઘણીક મુસીબતો આડે આવશે; એવો સ્વપ્નો જોયા પછી મુખ્ય ડાહપણ તો એજ કરવું કે કોઇ જોડે વેપારધંધામાં ભાગ ઘાલવો નહી, નાણાંની ધીરધાર કરવી નહી, કોઇ ખરિદી કરવી નહી, અથવા તો આ ચેતવણી છતાં તેવું કાંઈ કીધું તો પસ્તાવાનું મૂળ થશે.

**કોહેડ**–સ્વપ્નામાં એવો દેખાવ જોવો કે તમે કોહેડથી ભીડાઓ છો તો માનવું કે તમારા સામે મુસીબતો અને કમનસીબીઓ ડોળા ધુરકતી ઉભી છે; બીજાઓને વળી માની લેવાનું થશે કે તમે કોઈ મોટો ગુન્હો કીધો છે અને પશ્ચાતાપ, નામોશી કે કદાચ કેદમાં પણ જવું પડશે. ઘણા દુશ્મનો ઉભા થશે જેમાંના કેટલાક તો તમારી નજીકમાં જ હશે.

**કારખાનું–તપાસ્યું**–સ્વપ્નામાં એમ જોવો કે તમે કોઈ કારખાનું તેની ચાલતી હાલતમાં તપાસો છો તો માનવું કે તમે ધંધારોજગારમાં ફત્તેહ પામશો, જેથી સારું ધન સંપાદન કરશો, અને જીન્દગીમાં ઘણા ઉપયોગી થઈ પડશો; વેપાર, ઉદ્યોગમાં પણ તે ફત્તેહમંદી બતાવે છે.

**કંજુસ**–સ્વપ્નામાં તમે કોઈ કંજુસને જુવો તો તેનું પરિણામ ઘણું વિપરિત છે એમ માની લેવું. તમારી જીંદગીમાં તમને ફત્તેહ મળશે નહી પણ ઉલટી મુસ્કેલીઓ નડશે. હાલના ચાલુ જે સંજોગોમાંથી તમે પસાર થાવો છો તેનાથી તમે આગળ વધશો નહી. પણ ધીમે ધીમે કંગાળ અને વધારે દળિદ્ર થતા જશો. જો તમે લગ્નના ગાંઠથી જોડાશો તો સમજજો કે થોડા વખતમાં તે તમારો સાથી તમને નીચલી પાહેરીએ ઉતારી પાડશે અને વળી તેનાથી તમને જે સંતાન થશે તે પણ બહુ ખરાબ નીકળશે.

**કમનસીબી**–જો સ્વપ્નાંમાં એવો દેખાવ જોવો કે તમારા અથવા તમારી પ્રિયા ઉપર કાંઈ કમનશીબી આવી પડી છે તો તેનું પરિણામ તેથી વિપરિત આવશે. તે એમ કે સ્વપ્નું જોનાર ધંધારોજગારમાં ફત્તેહ-મંદ થશે અને હાથની ધરતી–કે ધરતો પણ પ્રસન કરવા જોગજ નીવડશે. જીંદગીમાં તમે દીપી નીકલશો, અને જ્યાં ત્યાં માન આબરૂ પામશો, પરણેલી જીંદગી પણ સુખી નીવડશે અને બચાંકચાં પણ સંખ્યાબંધ અને ભાગ્યવંતા નીવડશે.

**કૌવચ**–સ્વપ્નામાં કૌવચ જોવી એ સારી તનદરોસ્તીની આગાહી બતાવે છે અને દુન્યાદારીમાં આગળ વધવાનાં ચિન્હો દર્શાવે છે; પણ વચે ચટકા ભર્યા છે એવો દેખાવ જોવો એ આગળ જતાં કચવાટ ને નાસીપાસી ઉપજાવશે; કેટલાક ઢોંગી મિત્રોથી નુકશાન પામશો, અને પ્યારમાં હશો તો તમારી પ્રિયા તમોને છેતરીને બીજા જોડે પરણી જશે.

**કાંદા**–સ્વપ્નામાં તમો જોવો કે તમો કાંદા ખાવો છો તો માની લેજો કે તમને કોઈ છુપ્યો ખજાનો હાથ લાગશે અથવા તો ગુમાયલો માલ અથવા નાણાં પાછાં મળશે. જો તમો એવો દેખાવ જોવો કે કાંદા છોલો છો અને તેથી તમારી આંખમાં તીખાશ લાગે છે તો તમો નક્કી માનજો કે તમારાં સગાંવાહલાં કે મિત્રો જોડે બગાડ થશે જે તમને મહા

પિડાકારક થઈ પડશે. જો તમો એવો દેખાવ જોવો કે કાંદા તમે ખરિદો છો તો માનજો કે તમારો કોઈ માંદો પડેલો મિત્ર સાજો થશે.

**કાલુ માછલી**–સ્વપ્નામાં તમે એવો દેખાવ જોવો કે તમો કાલુ માછલી ખાવો છો તો માનજો કે ઘણીક વિટંબણા અને ભારે ખોટ ખમવા પછી તમે ધન સંચરશો અને સ્વતંત્રપણું મેળવશો; જો સ્વપ્નો જોનાર પરણેલો હશે તો માનવું કે તે સંસાર સુખનો ભોગી થશે.

**કાગજ અથવા ચર્મપત્ર કાગજ**–સ્વપ્નાંમાં આ કાગજો જોવાં એ દેખાવ બહુ અશુભ છે; તે જલદીથી તમોને મુશકેલીમાં નાખશે; તમારા ઉપર કોઈ ખરાબ ગુન્હો કરવાનું તોહમત આવશે જેમાંથી ઘણા મોટા ખરચે તમારો છુટકો થશે. જે કાગજો જોવો તે જો ખરડેલાં, ધાબાં પડેલાં હોય તો માનજો કે તમારા મિત્ર તદ્દન ઢોંગી છે. જો કાગજ બરાબર લખેલાં હોય તો માનજો કે ઘણું લાભકારક સારૂં થશે. કાગજ જો ઘડી કરેલું અથવા વાળેલું હોય તો હાથ ધરેલાં કામમાં નિષ્ફળતા દર્શાવે છે, પણ જો તે સ્વચ્છ અને ઠીકબંધ ઘડી વાળેલું હોય તો તમારી ઇચ્છા પાર પાડવાનાં ચિન્હો બતાવે છે.

**કબુતરોને હવામાં ઉડતાં અથવા બીજી રીતે જોવાં**–એવો કોઈ દેખાવ સ્વપ્નામાં જોવો તો માનજો કે કોઈ અગત્યના સમાચાર તમને જલદીથી મલશે. પ્યારમાં તમને ફત્તેહ મળશે, વેપાર રોજગારમાં ફત્તેહ મળશે અને તેથી તમે ધનવાન થશો.

**કેદખાનામાં પડ્યા છો**–આવો દેખાવ સ્વપ્નામાં જોવો તો તેનું પરિણામ તેથી ઉલટુંજ આવશે. તમે છુટાપણાં, સુખ આબાદી અને વેપાર ધંધામાં પુષ્કળ આગળ વધશો. ઘણા લાંબા વખતથી સાંધી રાખેલા જોડે તમારૂં જોડાણ થશે. તમે કોઈ શખસને તુરંગમાં નખાવો છો એવો દેખાવ જોવો તો માનવું કે તમોને કોઈ ઓળખીતા અથવા સગાંસંબંધીનાં લગનનાં ખાણામાં ઇજન મલશે.

**કોથળી નાણાંની**–સ્વપ્નામાં તમોને ભરેલી કોથળી મળી છે એવો દેખાવ જોવો તો તમને સંપૂર્ણ સુખ મળશે. એવા એક જોડે તમારાં લગન થશે કે જેનાથી તમે સુખી આબાદ થશો, અને કબીલાવાળા થશો.

તમારા ચેહેરાની ખુબી ચુંથાઇ જશે અને તદ્દન કમજોર બનાવી દેશે. જો કોઈ મિત્રને ખુબસુરત બનેલા જોવા તો તે તેમની માંદગીની આગાહી કરે છે. તમારી પોતાની તથા મિત્રની ખુબસુરતી વધે છે એવું જોવા તો માનજો કે તમો સર્વ મરણ કઠિ છો.

**ખાણ–કોલસાની અને કોલસો**–સ્વપ્નામાં તમે જુવો કે તમે કોઈ એટાદ કોલસાની ખાણ નજદીક છો તો માનજો કે થોડા વખતમાં કોઈ જાતનું ભય તમારા ઉપર ઝઝુમી રહેલું છે; જો એમ જોવો કે તમે ખુદ ખાણમાં છો તો માનજો કે આવી પડનારી પીડામાંથી તમે કદી છટકવાના નથી. સ્વપ્નામાં ખાલી કોલસો જોવો એ પણ તુરત દુઃખ દર્દો આવી પડવાનાં ચિન્હો બતાવે છે; એટલુંજ નહી પણ વેપાર ધંધામાં ખોટ. કોલસાને ઝગઝગતો બળતો જોવો એ સારાં ચિન્હ બતાવે છે. પણ જો કોલસો બુઝાઇ ગયલો જોવો તો તે તમારાં અથવા તમારા કોઈ મિત્રનાં મરણની આગાહી સુચવે છે.

**ખેતરો–અનાજનાં તથા અનાજ**–સ્વપ્નામાં આવો દેખાવ જોવો એ અચુક શુભ શુકન છે; તનદરોસ્તીની, સારાં સુખવાસી કબીલાની, આબાદ વેપાર ધંધાની, અને સારાં ધનની પ્રાપ્તિની આગાહી કરે છે. તમારી ગણત્રી તમામ પાર પડશે. જો તમે ખેતીકાર હશો તો આબાદ થશો, જો વાહાણવટી હશો તો સફરો સફળ ઉતરશે; આશક હશો તો મનમાનતી પ્રિયા મેળવશો, માશુક હશો તો મનમાનતો પ્રિતમ મેળવશે. વૃદ્ધાવસ્થા પણ આબાદ નીવડશે.

**ખાણીપીણી**–જો તમે તમારું ખાણું લેવો છો એવો દેખાવ જોવો તો પરિણામ વિપરિત આવવાની રાહ જોવી. મુસ્કેલી અને કબસ સ્થિતિ આવી પડશે; અને ઘણીવાર ખોરાકના પણ વાંધા પડશે; પરણેલી જીંદગીમાં પણ સુખ મળશે નહી, તમારી ધણીયાણી તથા બાલબચ્ચાં તમને પીડાનું કારણ થઈ પડશે.

**ખાવું**–સ્વપ્નામાં તમે એવો દેખાવ જોવો કે તમે ખાવાં–જમવા બેઠા છો. તો સત્ય માનવું કે તે બહુ જ માઠા બનાવની નીશાની છે. કુટંબમાં કજીયા કંકાશ શરૂ થાય છે, જોડાંઓ સંધાતા અટકે છે; ધંધા-

પણ જો સ્વપ્નામાં જોવો કે નાણાંની થેલી તમે ગુમાવી દીધી છે તો માનજો કે તમો પોતે અથવા તમારો પ્રિય કે પ્રિયા માંદગીને બીછાને પટકાશે.

કજીયો-કંકાશ-સ્વપ્નામાં આવો કોઈ દેખાવ જોવો તે ઉલટાં જ પરિણામની આગાહી કરે છે. જો તમો પોતે કોઈ જોડે કજીયામાં ઉતર્યા છો તો સમજજો કે ધંધા રોજગાર અથવા પ્યારની બાબતમાં તમારી ફત્તેહ છે; તમને પુષ્કળ દોલત મલશે, અને પરણેલી જીંદગીમાં પડશો.

**કમાન-વરસાદની**-સ્વપ્નામાં આવો કોઈ દેખાવ નજરે પડે તો તે સારાં ચિન્હની અને સારા ફેરફારની નીશાની સમજવી.

**કાંટા-ઝાડી**-સ્વપ્નામાં આ દેખાવ જોવો તે કમભાગ્ય સૂચવે છે. શોક, જંજાળ અને મુશીબતો આવી પડવાની તે આગાહી કરે છે.

**કબ્રસ્તાન જોવું**-આવો દેખાવ જોવો તે આયંદે સંતાપ કરાવે અને બીજાઓની ઠગ વિદ્યાના તમે ભોગ થઈ પડે.

**કુવાના ઉંડાં પાણીમાં ઉતરવું**-સ્વપ્નામાં આવો દેખાવ જોવો એ ઘણો અશુભ છે; મૃત્યુ થવાની નીશાની છે.

**કુવાનું પાણી ખલાસ થયલું જોવું**-સ્વપ્નામાં આવો દેખાવ જોવો એ પણ અશુભ છે; તે દોલત ઘસડાઈ જવાની આગાહી બતાવે છે.

**કીચલમાં પડવું**-આવો દેખાવ પણ સારો નથી. તે આગાહી કરે છે કે જોનાર કરજદાર થઈ કષ્ટિમાં આવી પડશે.

**કાચ અથવા કાચનો પ્યાલો પડીને ભાગી જાય**-સ્વપ્નામા આવો દેખાવ જોવો એ પણ સારાં ચિન્હ બતાવતો નથી. સ્ત્રીથી છુટા છેડા થવાની તે અચુક આગાહી કરે છે.

**કાચબો જોવો**-સ્વપ્નામાં આ જલચર પ્રાણીને જોવું એ સારો લાભ આપે છે. વરસાદનું તોફાન થવાની અગમચેતી કરે છે.



## ખ.

**ખુબસુરત બન્યા છો કે ?**-સ્વપ્નમાં જોવો કે તમો ખુબસુરત બન્યા છો તો જાણવું કે તે તેથી ઉલટું જ પરિણામ દેખાડશે; એટલે માંદગીથી

તમારા ચેહેરાની ખુબી ચુંથાઇ જશે અને તદ્દન કમજોર બનાવી દેશે. જો કોઈ મિત્રને ખુબસુરત બનેલા જોવો તો તે તેમની માંદગીની આગાહી કરે છે. તમારી પોતાની તથા મિત્રની ખુબસુરતી વધે છે, એવું જોવો તો માનજો કે તમો સત્રે મરણ કાંઠે છો.

**ખાણ—કોલસાની અને કોલસો**—સ્વપ્નામાં તમે જુવો કે તમે કોઇ એકાદ કોલસાની ખાણ નજદીક છો તો માનજો કે થોડા વખતમાં કોઇ જાતનું ભય તમારા ઉપર ઝઝુમી રહેલું છે; જો એમ જોવો કે તમે ખુદ ખાણમાં છો તો માનજો કે આવી પડનારી પીડામાંથી તમે કદી છટકવાના નથી. સ્વપ્નામાં ખાલી કોલસો જોવો એ પણ તુરત દુઃખ દર્દ આવી પડવાનાં ચિન્હો બતાવે છે; એટલુંજ નહી પણ વેપાર ધંધામાં ખોટ. કોલસાને ઝગઝગતો બળતો જોવો એ સારાં ચિન્હ બતાવે છે. પણ જો કોલસો બુઝાઇ ગયલો જોવો તો તે તમારાં અથવા તમારા કોઈ મિત્રનાં મરણની આગાહી સૂચવે છે.

**ખેતરો—અનાજનાં તથા અનાજ**—સ્વપ્નામાં આવો દેખાવ જોવો એ અચુક શુભ શુકન છે; તનદરોસ્તીની, સારાં સુખવાસી કબીલાની, આબાદ વેપાર ધંધાની, અને સારાં ધનની પ્રાપ્તિની આગાહી કરે છે. તમારી ગણત્રી તમામ પાર પડશે. જો તમે ખેતીકાર હશો તો આબાદ થશો, જો વાહાણવટી હશો તો સફરો સફળ ઉતરશે; આશક હશો તો મનમાનતી પ્રિયા મેળવશો, માશુક હશે તો મનમાનતો પ્રિતમ મેળવશે. વૃદ્ધાવસ્થા પણ આબાદ નીવડશે.

**ખાણીપીણી**—જો તમે તમારું ખાણું લેવો છો એવો દેખાવ જોવો તો પરિણામ વિપરિત આવવાની રાહ જોવી. મુસ્કેલી અને કબસ સ્થિતિ આવી પડશે; અને ઘણીવાર ખોરાકના પણ વાંધા પડશે; પરણેલી જીંદગીમાં પણ સુખ મળશે નહી, તમારી ધણીયાણી તથા બાલબચ્ચાં તમને પીડાનું કારણ થઈ પડશે.

**ખાવું—સ્વપ્નામાં** તમે એવો દેખાવ જોવો કે તમે ખાવાં—જમવા બેઠા છો તો સત્ય માનવું કે તે બહુજ માઠા બનાવની નીશાની છે. કુટંબમાં કજીયા કંકાશ શરુ થાય છે, જોડાંઓ સંધાતા અટકે છે; ધંધા-

રોજગારમાં ખોટ આવે છે, પાક પણ ખરાબ ઉતરે છે, અને દરિયામાં સ્ટીમરો ભાગતી થાય છે; પણ જો તમે કોઈ બીજા શખ્સોને ખાતાં-જોવો અને તેના જોડે તમે પણ જમો છો તો તમોને સારી મિત્રાચારી બંધાશે અને ધંધારોજગારમાં સારો નફો મળવા પામશે. તમારો સંસાર સુખી નીવડશે અને સ્ત્રી તમને ચાહશે અને તમે તેણીને ચાહશો.

**ખાહી**–સ્વપ્નામાં ખાહીનો દેખાવ જોવો ખોટો છે. મોટાં ભય, ભારે ખોટ, મોટી નુકશાની અને ઘણા કપટી મિત્રોની આગમચેતી કરે છે. જો કોઈ પ્રિયા અથવા પ્રિતમ જોય કે તે ખાહીમાં પડ્યો છે તો ધારેલાં લગ્ન સુખી નીવડનાર નથી; જો કોઈ વેપારી–ધંધાદારી ખાહીમાં પડવાનો દેખાવ જોય તો સમજવું કે તે નાદારીમાં આવી પડશે.

**ખાહીમાં ઉતરવું**–સ્વપ્નામાં જુઓ કે તમે કોઈ ઉંડી ખાહીમાં ઉતરો છો તો માનજો કે તમારો ધંધો પડતો જવાની તૈયારી છે અને તમે તંગીમાં આવી પડશો. ખાહીમાં ગબડી પડયા છો એવો બનાવ જોવામાં આવે તો માની લેજો કે કમનસીબી અને મુશ્કેલીઓ તમારા સામા ડોળા ઘુરકે છે. સ્વપ્નો જોનાર ખેડુત હોય તો માનવું કે પાક નિષ્ફળ જવાની વકી છે, હવા ખરાબ થશે, અને ઢોરોમાં રોગચાલો થશે. જો સ્વપ્નો જોનાર વેપારી હોય તો ખોટ ખાવાને તૈયાર થઈ રહેવું; દરિયાઈ પ્રવાસી હોય તો ભયંકર તોફાનો માટે તૈયાર રહેવું.

**ખબુતરો**–સ્વપ્નામાં ખબુતરો જોવાં એ નસીબદાર બનાવ છે. ધંધા-રોજગારમાં આબાદી વધતી જશે; મિત્રો તરફથી વખાણ અને ચાહ વધશે; અને કુટુંબ કબીલામાં સુલેહ સંપ જ વધશે; વ્યાપાર ચાલતો હશે તો તેમાં પણ બેડોપાર. પણ જો ખબુતરનો આવાજ સાંભળમાં આવે તો કોઈ વાહાલેસરી મિત્રનું મરણ થશે. જો ખબુતરને ગોળી મારવાનો બનાવ જોવામાં આવે તો તમારૂં પોતાનું મરણ નક્કી માનજો.

**ખોટા મિત્ર**–સ્વપ્નામાં તમે એવો દેખાવ જુઓ કે કોઈ મિત્ર જાણે ખોટા હોય તેમ તમારા જોડે વર્તે છે તો પરિણામ તેથી ઉલટું જ માનવું. તમોને એવાઓ જોડે મિત્રાચારી બંધાશે કે જેઓ ખરા સાચા અને નીમકહલાલ નીવડશે.

**ખેતર–ઇજારે લેવું**–સ્વપ્નામાં એવો દેખાવ જુઓ કે તમે કોઈ ખેતરનો ઇજારો હાથ કરો છો તો માનજો કે તમારો વધારો ચાલુ થાય છે. ઘણું કરીને કોઈ તમને વારસો આપી જશે અને તમોને સ્વતંત્ર બનાવશે. જો તમો કોઈ ખેતરની મુલાકાત લેવાનો અને તેમાંની ઉતપતી હાથ કરવાનો દેખાવ જુઓ તો તે સારી તનદરોસ્તીની નીશાની છે.

**ખેતરોમાં પ્રવાસ**–જો તમે એવો દેખાવ જુઓ કે તમે લીલાછમ સરખાં ખેતરોમાં લટાર મારો છો તો તે તમારા પોતાને માંટે આબાદીની–વૃદ્ધિની નીશાની સમજવી, તમારા સંજોગો બધા મનમાનતાં પરિણામ લાવશે. વેપારધંધામાં તથા મોહબતમાં આશાની કરશે. પણ કરમાયલાં અથવા ઝાંખડાંવાળા ખેતરોમાં લટાર મારવાનો દેખાવ જુઓ તો માનજો કે તે તમારી આવતી દળિદ્રતાની નીશાની છે. પણ જો તમે જવ અથવા ઘઉંનાં ખેતરોમાં લટાર મારો છો એવો દેખાવ જુઓ અને સાથે ભરચક પાક થયલો જુઓ તો તમને નધારેલું ધન મળશે. એટલું જ નહી પણ મન સંતોષાય એવા સુખદુઃખની ભાગીયેણ પણ મળશે. જો તમો તરતનાં હલ ખેડેલાં ખેતરો ખુંદવાનો બનાવ જુઓ તો માનજો કે હાથ ધરેલાં કામમાં ફત્તેહ તમારા સામે ડોળા ઘુરકે છે, પણ તે પેહેલાં તમારે ઘણાં ભોગો આપવા પડશે અને અથાગ મહેનત કરવી પડશે. જો તમો કોઈ સારી નોકરી ધારી હશે તો ખાત્રી રાખવી કે તે તમને મળશે જ; અને તેમાંથી તમે ઘણું સુખ પામશો. જો એવો દેખાવ જુઓ કે તમે કોઈ ઘાસની જમીનમાં ભટકો છો તો માનજો કે કોઈ સંપતિવાન અને ખુબસુરત સ્ત્રી–અથવા પુરુષને પરણવા ભાગ્યશાળી થશો. જે તમને સારાં સંતાન આપશે. આવી જાતના દેખાવ ખચીત જ સારાં ચિન્હો સુચવે છે એટલું જ નહી પણ ધંધારોજગારની ફત્તેહ બતાવે છે. એથી ઉલટું જ કોઈ ખેડાયલાં ખેતરમાં લટાર મારવાનો દેખાવ જોવામાં આવે તો માનજો કે તે આવી પડનારા ભારે ભય, શોક અને ભુખમરાની આગાહી સૂચવે છે.

**ખુન કરવું–એક માણસે બીજાનું**–આવો કોઈ દેખાવ સ્વપ્નમાં જોવો એ ખરે જ બદબખતની નીશાની સમજવી. જોનારે ઘણી કમત-

સીખી અને ભારે ખુહારી ખમવાની તૈયારી કરવી. ઘણાં કમકમાટ ભરેલા અકસ્માતો નડશે; ચોરી, લુટફાટ, આગ, મરણ જેવા બનાવો માટે તૈયાર રહેવું, જો કોઇને ચાહતા હશો તો તે મરણથી છુટા પડશે. વેપારી હશો તો ખોટ ખમવાની તૈયારી રાખવી. ખેતી કરતા હશો તો પાક નિષ્ફળ, ઢોરો મરણ પામવાના બનાવો બનશે. જોનાર સ્ત્રી હોય કે પુરુષ, પણ તે કોઈ ખરાબ ગુન્હામાં સંડોવાશે, અને કાયદાની રુએ શીક્ષા પણ પામશે. હમેલદાર સ્ત્રી જો આ સ્વપ્નું જોય તો માનવું કે તેનું બાળક મોટપણે એવું નીવડશે કે તદ્દન તાંમસી, અપ્રમાણિક, વ્યભિચારી, જુલ્મી અને નીતિભ્રષ્ટ હશે.

**ખુનનો અપરાધ**—સ્વપ્નામાં એવો દેખાવ જોવો કે તમે કોઇ માણસનું ખુન કરવાના અપરાધમાં સપડાયા છો તો માનજો કે કુટુંબકબીલામાં કજીયા કંકાશ અને ગેરસમજુતીઓ ઉભી થશે. કોઈ ઘણા જ વાહાલા મિત્ર જોડે ધાંધો પડશે. પ્યારની બાબત હશે તેમાં પણ નીષ્ફળતા મળશે, કામ ધંધામાં ખોટ આવશે અને બહુ કરીને નાદારીનો લાભ લેવો પડશે. માલ મિલ્કતનું ચોરાણું, આગ વગેરેથી નુકશાન થશે અને જમીન અથવા દરિયામાં જાનની ખુવારી થશે.

**ખેતીવાડીનાં ઓજારો**—સ્વપ્નામાં જો ખેતીનાં હથિયારોનો દેખાવ જુઓ તો તેની અનેક સમજણો છે. હળનો દેખાવ જોવો એ જીંદગીનું સાર્થક કરશે, ધુસરીનો દેખાવ જોવો સારો નથી. પણ જો તે ભાગી જાય તો માનવું કે તમે સુખી થશો. દાતરડુંનો આકાર જોવો તો માનવું કે શત્રુઓ તરફથી નુકશાન પામશો અને પ્યારની બાબતમાં નીરાશી મળશે. ગાડીમાં જોડવાના ઘોડા કે બળદ જુઓ તો સત્ય માનજો કે જોનારના કુટુંબમાં મરણ થશે; અથવા એક કર્કશા ધણિયાણી મળશે અને હાથ ધારેલાં કામોમાં નીરાશી મળશે.

**ખુશી—આનંદ**—એવું સ્વપ્નું સારી તનદરોસ્તીનું સૂચન કરે છે, જોનારને કોઈ તરફથી સારી નાણાંની રકમ મળશે, અથવા કોઈ દૂરના સગા તરફથી ન ધારેલો વારસો મળવાથી જોનાર ધનવાન થશે.

**ખલાસી થવું**–સ્વપ્નામાં એવો દેખાવ જોવો કે તમે ખલાસી બની ગયા છો તો માનજો કે ઘણું કરીને તમારે કોઈ દૂરના ભાગમાં મુસાફરી કરવી પડશે. જો ખલાસીઓનાં ટોળાં મળવાનો દેખાવ જોવો તો માનવું કે દેશાવરથી તમોને ધારેલા સમાચાર આવી મળશે. ધંધાદારી માણસ આવું સ્વપ્નું જોય તો માનવું કે ધારેલા સાટાંઓમાં સંગીન લાભ થશે. જો સ્વપ્નું જોનાર સ્ત્રી હોય અને તે સ્વપ્નામાં એક ખલાસી જુએ તો તેણીએ માનવું કે તેણીનો ભવિષનો ભરથાર કોઈ ખલાસી થશે.

**ખજુરીનું ઝાડ**–સ્વપ્નામાં તમે ખજુરીનું ઝાડ જુઓ અને તે તમામ ખીલી ગયલું હોય તો માનજો કે તમારાં ધારેલાં કામો ફત્તેહમંદ ઉતરશે. ઘણું સુખ મળશે, જેના જોડે પ્યાર બાંધ્યો હશે તે પણ ઘણી વિટંબણાં છતાં ફત્તેહમંદ ઉતરશે; સારાં બાળકો પેદા થશે અને તે બહુ કીર્તિવંત થશે; સટ્ટામાં તમે જીત પામશો, ધંધામાં ફત્તેહ મેળવશો, નાણાં સંબંધી મૂશકેલીમાંથી મુક્ત થશો, કોઈ મુકદમાના ચૂકાવામાં ફત્તેહ મેળવશો અને ઘણું સુખ મેળવશો.

**ખેડુતો–રસ્તામાં ભટકતા**–સ્વપ્નામાં એવો દેખાવ જુવો કે ખેડુતો તમારા માર્ગમાં ભટકતા જણાય છે અથવા કોઇ ખેતરમાં કે ખેડેલી જમીનમાં પડાવ નાખી બેઠા છે તો માનજો કે કોઈ તમારો નહી જણાયલો સગોસંબંધી કે મિત્ર તમને મક્કમ વારસો આપી જશે; પણ જો તે ખેડુતોને મારામારી કરવાનો બનાવ જુઓ તો માનજો કે તમે તમારો વારસો કોર્ટ લડીને ગુમાવવાના ભયમાં છો.

**ખેડવો–હળ**–કોઈ યુવાન કુંવારિકા સ્વપ્નામાં એવો દેખાવ જુએ કે કોઈ યુવાન ખેતરમાં હળ ફેરવે છે તો તે શુભ શુકન છે. તેણીએ ખાતરી રાખવી કે તેણીનો ભવિષ્યનો સાથી પ્રમાણિક, સારી ચાલચલણવાળો અને ઉદ્યોગી નીવડશે અને પતિનાં ખભાંની મહેનતથી સ્વતંત્રતા મેળવવા જેવી જીંદગી પ્રાપ્ત કરશે. જો કોઈ યુવાન પુરૂષ જુએ કે તે પોતે ખેતરમાં હળ ફેરવે છે તો તેણે માનવું કે તે પોતાના જ શ્રમથી ધનવાન થશે, એટલું જ નહી પણ તેની પરણેલી જીંદગી પણ સુખમાં ગુજરશે.

સીખી અને ભારે ખુહારી ખમવાની તૈયારી કરવી. ઘણાં કમકમાટ ભરેલા અકસ્માતો નડશે; ચોરી, લુટફાટ, આગ, મરણ જેવા બનાવો માટે તૈયાર રહેવું, જો કોઇને ચાહતા હશો તો તે મરણથી છુટા પડશો. વેપારી હશો તો ખોટ ખમવાની તૈયારી રાખવી. ખેતી કરતા હશો તો પાક નિષ્ફળ, ઢોરો મરણ પામવાના બનાવો બનશે. જોનાર સ્ત્રી હોય કે પુરુષ, પણ તે કોઈ ખરાબ ગુન્હામાં સંડોવાશે, અને કાયદાની રુએ શીક્ષા પણ પામશે. હમેલદાર સ્ત્રી જો આ સ્વપ્નું જોય તો માનવું કે તેનું બાળક મોટપણે એવું નીવડશે કે તદ્દન તામસી, અપ્રમાણિક, વ્યભિચારી, જુલ્મી અને નીતિભ્રષ્ટ હશે.

**ખુનનો અપરાધ**—સ્વપ્નામાં એવો દેખાવ જોવો કે તમે કોઇ માણસનું ખુન કરવાના અપરાધમાં સપડાયા છો તો માનજો કે કુટુંબકબીલામાં કજીયા કંકાશ અને ગેરસમજુતીઓ ઉભી થશે. કોઈ ઘણા જ વાહાલા મિત્ર જોડે ધાંધો પડશે. પ્યારની બાબત હશે તેમાં પણ નીષ્ફળતા મળશે, કામ ધંધામાં ખોટ આવશે અને બહુ કરીને નાદારીનો લાભ લેવો પડશે. માલ મિલ્કતનું ચોરાણું, આગ વગેરેથી નુકશાન થશે અને જમીન અથવા દરિયામાં જાનની ખુવારી થશે.

**ખેતીવાડીનાં ઓજારો**—સ્વપ્નામાં જો ખેતીનાં હથિયારોનો દેખાવ જુઓ તો તેની અનેક સમજણો છે. હળનો દેખાવ જોવો એ જીંદગીનું સાર્થક કરશે, ઘુસરીનો દેખાવ જોવો સારો નથી. પણ જો તે ભાગી જાય તો માનવું કે તમે સુખી થશો. દાતરડુંનો આકાર જોવો તો માનવું કે શત્રુઓ તરફથી નુકશાન પામશો અને પ્યારની બાબતમાં નીરાશી મળશે. ગાડીમાં જોડવાના ઘોડા કે બળદ જુઓ તો સત્ય માનજો કે જોનારના કુટુંબમાં મરણ થશે; અથવા એક કર્કશા ધણિયાણી મળશે અને હાથ ધારેલાં કામોમાં નીરાશી મળશે.

**ખુંશી—આનંદ**—આવું સ્વપ્નું સારી તનદરોસ્તીનું સૂચન કરે છે, જોનારને કોઈ તરફથી સારી નાણાંની રકમ મળશે, અથવા કોઈ દૂરના સગા તરફથી ન ધારેલો વારસો મળવાથી જોનાર ધનવાન થશે.

**ખલાસી થવું**–સ્વપ્નામાં એવો દેખાવ જોવો કે તમે ખલાસી બની ગયા છે તો માનજો કે ઘણું કરીને તમારે કોઈ દૂરના ભાગમાં મુસાફરી કરવી પડશે. જો ખલાસીઓનાં ટોળાં મળવાનો દેખાવ જોવો તો માનવું કે દેશાવરથી તમોને ધારેલા સમાચાર આવી મળશે. ધંધાદારી માણસ આવું સ્વપ્નું જોય તો માનવું કે ધારેલા સોદાઓમાં સંગીન લાભ થશે. જો સ્વપ્નું જોનાર સ્ત્રી હોય અને તે સ્વપ્નામાં એક ખલાસી જુએ તો તેણીએ માનવું કે તેણીનો ભવિષ્યનો ભરથાર કોઈ ખલાસી થશે.

**ખજુરીનું** ઝાડ–સ્વપ્નામાં તમે ખજુરીનું ઝાડ જુઓ અને તે તમામ ખીલી ગયલું હોય તો માનજો કે તમારાં ધારેલાં કામો ફત્તેહમંદ ઉતરશે. ઘણું સુખ મળશે, જેના જોડે પ્યાર બાંધ્યો હશે તે પણ ઘણી વિટંબણા છતાં ફત્તેહમંદ ઉતરશે; સારાં બાળકો પેદા થશે અને તે બહુ કીર્તિવંત થશે; સટ્ટામાં તમે જીત પામશો, ધંધામાં ફત્તેહ મેળવશો, નાણાં સંબંધી મુશ્કેલીમાંથી મુક્ત થશો, કોઈ મુકદ્દમાના ચૂકાદામાં ફત્તેહ મેળવશો અને ઘણું સુખ મેળવશો.

**ખેડુતો–રસ્તામાં ભટકતા**–સ્વપ્નામાં એવો દેખાવ જુવો કે ખેડુતો તમારા માર્ગમાં ભટકતા જણાય છે અથવા કોઇ ખેતરમાં કે ખેડેલી જમીનમાં પડાવ નાખી બેઠા છે તો માનજો કે કોઈ તમારો નહી જણાયલો સગોસંબંધી કે મિત્ર તમને મક્કમ વારસો આપી જશે; પણ જો તે ખેડુતોને મારામારી કરવાનો બનાવ જુઓ તો માનજો કે તમે તમારો વારસો કોર્ટ લડીને ગુમાવવાના ભયમાં છો.

**ખેડવો–હળ**–કોઈ યુવાન કુંવારિકા સ્વપ્નામાં એવો દેખાવ જુએ કે કોઈ યુવાન ખેતરમાં હળ ફેરવે છે તો તે શુભ શુકન છે. તેણીએ ખાતરી રાખવી કે તેણીનો ભવિષ્યનો સાથી પ્રમાણિક, સારી ચાલચલણવાળો અને ઉદ્યોગી નીવડશે અને પતિનાં ખભાંની મહેનતથી સ્વતંત્રતા મેળવવા જેવી જીંદગી પ્રાપ્ત કરશે. જો કોઈ યુવાન પુરુષ જુએ કે તે પોતે ખેતરમાં હળ ફેરવે છે તો તેણે માનવું કે તે પોતાના જ શ્રમથી ધનવાન થશે, એટલું જ નહી પણ તેની પરણેલી જીંદગી પણ સુખમાં ગુજરશે.

**ખોરાકી**–જો કોઈ માણુસ સ્વપ્નામાં એવો દેખાવ દેખે કે તે ભુખ્યો છે અને ખોરાકીની ઘણી આવશ્યકતા છે અને તે તેને મળી શકતી નથી તો માનવું કે તે દળિદ્ર અને ગરજાઉ થઈ જશે; પણુ તેથી ઉલટું જ તે એમ જુએ કે ખોરાકીનો ભંડાર તેના પાસે ભરેલો છે તો માનવું કે તે ભવિષ્યમાં ગુજરાન જોગ સાધન ધરાવશે, અને ઘણું કરીને લાંબી સફરે–દરિયાની કે પછી જમીનની–એ નીકળશે, પણુ ઘણા ભયોની સામા થવું પડશે; છતાં તે સઘળું તે હટાવી જશે, અને પરદેશમાં સારૂં ધન સંપાદન કરશે અને ભરેલા હાથે પોતાને વતન પાછો ફરશે.

**ખરાબે લાઢવું**–જો કોઈ માણુસ સ્વપ્નામાં એવો દેખાવ દેખે કે તે કોઈ વાહાણુમાં સફર કરે છે અને તે વાહાણુ ખરાબે લાઢી ગયું છે, તો માનવું કે તે ખાનાખરાબી સૂચવે છે. જો તે પ્યારમાં હોય તો માનવું કે, તેમાં તેને નાઉમેદી મળશે, પણુ જો કોઈ માણુસ બીજાઓને કોઈ વાહાણુ–સ્ટીમરમાં ખરાબે લાઢેલા દેખે તો કાંઈ ઉલટું જ પરિણામ સૂચવે છે. માનવું કે તે સ્વપ્ન જોનારના કોઈ મિત્રો અથવા સગા સંબંધીઓ સારે નસીબે ચઢશે.

**ખેતર લીલું**–જો કોઈ માણુસ સ્વપ્નામાં લીલાંછમ સરખાં ખેતરનો દેખાવ દેખે તો તે સારા શુકન બતાવે છે. ઘણાક લાભ અને બરકતની શરૂઆત થાય છે.

**ખજુર–લીલાં ખાવાં અથવા જોવાં**–સ્વપ્નામાં આવો કોઈ દેખાવ જોવો એ પણુ શુભ શુકન છે. જોનારને ઘણો લાભ થાય અને તેણે બાંધેલી આશાઓ પણુ ફળિભૂત થાય છે.

**ખીલો–દીવાલમાં અથવા લાકડાંમાં ઠોકવો**–જો કોઈ માણુસ એવો દેખાવ જુએ કે તે દીવાલમાં અથવા લાકડાંમાં ખીલો ઠોકે છે તો તેણે માનવું કે જો તે વેપારી હશે તો વેપારમાં લાભ થશે; નોકરી કરતો હશે તો નોકરીમાં મજબુતી અને લાભ મલશે.

**ખુશી થવું–ખુશખુશહાલી જોવી**–જો કોઈ માણુસ સ્વપ્નામાં પોતાને ખુશી થતો અથવા ખુશહાલી કરતો દેખે તો આબાદ ધ્યાન

રાખવું કે તેનું પરિણામ ઉલટું જ છે. તેને દલગીરી થશે અથવા કોઇના મૈયતમાં ભાગ લેવાની તૈયારી કરવી પડશે.

**ખચ્ચર જોવું કે તે ઉપર સ્વારી કરવી**—સ્વપ્નામાં આવો દેખાવ જોવો અશુભ છે, ખાતરી રાખવી કે તે બનાવ જોનારને નુકશાન પહોંચાડશે અને બદનામીમાં લાવી નાખશે!

**ખાસડું (જુનું) જોવું**—આવો બનાવ જોનારે ખાતરી રાખવી કે તેનાં ધારેલાં કામમાં લાભ થશે.

**ખંડિયેરોનો દેખાવ જોવો**—સ્વપ્નામાં કોઈ માણસ ભાગેલાં તુટેલાં ખંડિયેરોનો દેખાવ દેખે તો માનવું કે નસીબમાં લાંબી મુસાફરી લખેલી છે, પણ ગરીબાઈ વધતી જશે.

**ખરિદી કરવી અથવા કરવા જવું**—જો કોઈ માણસ સ્વપ્નામાં એવો દેખાવ જુએ કે તે હાથમાં નાણું લઇને ખરિદી કરવા જાય છે તો તે બહુ શુભ છે, અને માનવું કે વેપાર રોજગારમાં તેને ઘણો લાભ થશે.

**ખંજર હાથમાં પકડેલું જોવું**—જો કોઈ માણસ સ્વપ્નામાં એમ જુએ કે તે ખંજર હાથમાં પકડીને ઉભો છે તો તેણે માનવું કે તેણે જે કામ હાથમાં લીધું છે તે સફળ થશે, અને હવે પછી જે કામ હાથ ધરશે તે પણ સફળ થશે.

**ખેલવું—કુદવું**—જો કોઈ માણસ સ્વપ્નામાં એવો દેખાવ દેખે કે તે ખેલે છે અને નાચકુદ કરે છે તો તે તદન અપશુકન જેવો બનાવ લેખાય છે, જોનારના સંબંધીઓ સાથે જોનારને કજીયા કંકાશનું બીજ રોપાવાની શરુઆત થાય છે એમ માનવું.

**ખીચડી જમવી**—જો કોઈ માણસ સ્વપ્નામાં પોતાને ખીચડી જમતો જોય તો માનવું કે તે બીમારીની નીશાની સૂચવે છે.

## ગ–ઘ.

**ગર્ભપાત**—સ્વપ્નામાં જો કોઈ પુરુષ કોઈ ગર્ભપાત થવાનો દેખાવ જુએ તો માનવું કે તેની સ્ત્રીના સંબંધમાં કોઈ મુશ્કેલી ભર્યા બનાવો

બનવાની તૈયારી થાય છે. જો કોઈ સ્ત્રી એવો દેખાવ જોય તો તે તેણીએ સંભાળથી પોતાનો રસ્તો લેવાનું સૂચન કરે છે. માટે તેણીએ પોતાની તબીયતના સંબંધમાં બહુ જ સંભાળ અને સાવચેતીથી કામ લેવું.

**ગેરહાજર મિત્રો–જીવતા જોવા**–પોતાના ગેરહાજર મિત્રોને જીવતા પણ માંદા જોવાનો બનાવ જણાય તો માનવું કે કાંઈક સ્નાનના સમાચાર મળવાની તૈયારી છે; પણ જો તે મિત્રો સારી તનદરોસ્તીમાં છે એવો દેખાવ જોવો તે સારું સૂચન કરે છે. તે એમ બતાવે છે કે તેઓ આબાદ હાલતે છે અને તમારા તરફની મિત્રાચારી હજુ કાયમ છે. ગેરહાજર મિત્રને મરણ પામેલો જોવો તો માનવું કે કોઈ સાજવારીના શુભ સમાચાર મળવાની તૈયારી છે.

**ગાલગલોચ**–જો તમો સ્વપ્નામાં એવો દેખાવ દેખો કે કોઈ જોડે તમને ગાલગલોચ થાય છે તો માનવું કે તમારા કોઈ મિત્ર અથવા પ્રિયા જોડે ટંટો થશે અને તેના તરફથી તમારું બુરું બોલાશે. તમો વેપાર ધંધો કરતા હશો તો ખોટની વક્કી રાખવી, તેમજ લુટફાટની પણ ધાસ્તી છે, માટે તમારાં નાણાંની સંભાળ રાખવી; તેમ તમે બીછાને જાવો ત્યારે ઘરમાં તમારા દેવતા તથા દીવાબતીની પણ બહુ સંભાળ રાખવી, કેમકે આગથી નુકશાન થવાનો પણ સંભવ છે.

**ગુસ્સે થવું**–સ્વપ્નામાં એવો દેખાવ જોવો કે તમે કોઈ શખ્સ સાથે ગુસ્સે થયા છો તો માનવું કે તે શખ્સ તમારો ખેરખાહ મિત્ર છે; જો જોનાર સ્ત્રી હોય અને એવો દેખાવ જુએ કે પોતાનો પ્રિય તેણી તરફ ખફા થયો છે તો માનવું કે તે તેણીને ખરાં જીગરથી ચાહે છે અને આયંદે તે જ તેણીને સુખી કરશે અને રાખશે.

**ગધેડા**–સ્વપ્નામાં ગધેડાં સરખાં જાનવરનો દેખાવ જોવો એ લગાર શુકનવાળો બનાવ છે. જોનારે નક્કી માનવું કે જે પણ મુસીબતો કે દુખ તેના ઉપર આવી પડશે, તે તે, સબુરી અને નરમાશથી વટાવી જશે. અને તેનું આયંદે સારું પરિણામ આવશે. જો સ્વપ્ન જોનાર કોઈ જુવાન સ્ત્રી હોય તો તેણીએ માનવું કે તેણીનો ભવિષ્યનો સાથી બહુ સંતોષી અને

સુખી નીવડશે; પણ પૈસાવાળો હશે નહી, અને કડક સ્વભાવનો અને પોતાનું જ ધાર્યું કરવા જેવા મક્કમ સ્વભાવનો હશે.

**ઘંટાનો નાદ**–સ્વપ્નામાં ઘંટાનો આવાજ સાંભળવો એ નસીબવાન સંજોગ છે. તે સંભવે છે કે જલદીથી તમને સારા સમાચાર મળશે. જો જોનાર યુવાન હશે તો તેનાં જલદી લગન થશે અને તે સુખવાસી નીવડશે. ધંધારોજગારમાં લાભ થશે. જો જોનાર કોઈ ખલાસી હશે તો માનવું કે તેની સફર આબાદ ઉતરશે અને ધન મેળવી પાછો ફરશે.

**ગાંડો ગેધો પુઠે લાગો છે**–સ્વપ્નામાં એવો દેખાવ જોવો કે ગાંડો ગેધો તમારી પુઠે લાગો છે તો માનજો કે તમારા ઘણા કટ્ટા શત્રુઓ છે, તેઓ તમારી ચાલચલણના સંબંધમાં ઘણા ખોટા ગપાટાઓ ઉડાવશે; અને તમે ઘણાક મિત્રો ગુમાવશો. જો તમો કોઈ જોડે પ્યારમાં હશો તો તે પણ ભયમાં આવી પડશે અને ખરાબ સંકટમાંથી સેહેજે છટકવા પામશો.

**ગાડી–પાછળથી હાંકવાની**–આવી કોઈ ગાડીમાં તમે સ્વારી કરો છો એવો દેખાવ સ્વપ્નામાં જોવો તો માનજો કે કોઈ ટુકી માંદગીનો ભય છે, પણ તે હવાના ફેરફારથી જ સાજી થશે; તે તમારી વધતી જનારી આબાદીનું પણ શુભ ચિન્હ છે.

**ગાડી–આગલથી હાંકવાની**–સ્વપ્નામાં એવો દેખાવ જોવો કે તમે કોઈ ગાડીમાં સ્વારી કરો છો તો માનવું કે તે આવી પડતી ગરીબાઇની નીશાની છે.

**ગાલીચાવાળો ઓરડો**–સ્વપ્નામાં એવો દેખાવ જોવો કે તમે કોઈ ગાલીચો બીછાવેલા ઓરડામાં ગમન કરો છો તો નક્કી માનજો કે તમો ધનવાન થશો.

**ગાય પુઠે લાગી છે**–સ્વપ્નામાં એવો દેખાવ જુઓ કે કોઈ ગાય તમારી પુઠે લાગી છે તો માનવું કે કોઈ શત્રુ ઉભો થયો છે; જો ગાયનો હુમલો છટકાવા પામ્યા તો, તમારા દુશ્મનને તમો હરાવશો. સ્વપ્નામાં ગાયને દુધ દોહોવો છો એવો બનાવ જોવો એ સારો બનાવ છે. તે સૂચવે છે કે તમારી આબાદી થશે. જો કોઈ સ્ત્રી ગાયને જણતી જોય તો માનવું કે તેની પોતાની સુવાવડ કષ્ટિ ભરેલી થશે.

**ગોદીમાં ઉભા છો**–સ્વપ્નાંમાં જોવો કે કોઈ બંદરવાળાં શેહેરમાંની એકાદ ગોદીમાં નાકા ઉપર ઉભા છો તો માનજો કે, પરદેશથી તમને સારા સમાચાર મળશે.

**ગ્રહણ**–સ્વપ્નામાં ગ્રહણનો દેખાવ જોવો એ ભયંકર પરિણામનું સૂચન કરે છે. જો તમે ધારતા હોવો કે કોઈ ખાનગી સગો વારસો આપી જશે તો તે તમારી આશા ગ્રહણમાં ઘેરાયલી છે, એટલે નીર્થક છે; તમે પોતે સુખવાસી હશો તો માનજો કે તમારાં માતપિતાનાં મરણના સમાચાર મળશે. બાયડી–છોકરાં ઉપર હેત હશે છતાં પણ તે મરણ પામી તમને છોડી જશે, સ્ત્રી હશે તો તેના સંબંધમાં પણ એમ જ બનશે; ટુંકમાં તમારાં સુખનો સૂર્ય ગ્રહણથી ઘેરાશે. ગમે તેવો જાની મિત્ર હશે તે શત્રુ બનશે, અને દરેક આશા નીરાશામાં ફેરવાઈ જશે. માટે ચેતીને ચાલવું.

**ગાયણ સાંભળવું**–સ્વપ્નામાં તમે એમ જોવો કે તમો હવામાં ગાયણના સુરો વાગતા સાંભળો છો તો માનજો કે તમે લાંબી અને સુખી જીંદગી ભોગવશો; પ્યારમાં ફત્તેહ પામશો અને લગન સુખી નીવડશે. સ્વપ્નું સારા શુકન સૂચવે છે.

**ઘર–બચપણના વસવાટનું**–સ્વપ્નામાં એવો દેખાવ જોવો કે તમે તમારાં બચપણના ઘરમાં તમારા જરીપુરાણા સોબતીઓ સાથે રમો છો તો તે દેખાવ તમારી લાંબી અને તનદરોસ્ત જીંદગી અને આબાદીનું સૂચન કરે છે. જો તમો કોઈ જોડે પ્યાર સાંધ્યો હોય તો સુખવાસી લગન થશે. તેનાથી તમને પુષ્કળ બચ્ચાં અને તે પણ સઘળાં સારી સંપત્તિવાળાં નિકળશે; જો જોનાર ખેતીકાર હોય તો તે તેના માટે પણ શુભ શુકન દેખાડે છે.

**ઘોડો**–સ્વપ્નામાં આ ઉમરાવી જાનવરનો દેખાવ જોવો એ સામાન્ય રીતે શુભ છે. જો એવો દેખાવ જોવામાં આવે કે તમે એક ફાંકડા ઘોડા ઉપર સ્વારી કરો છો તો તે તમારું ભવિષ્ય તદ્દન સ્વતંત્ર અને સુખવાસી ગુજરે એવું સૂચન કરે છે. પણ જો એવું જોવો કે તે ઘોડેથી તમે પડી ગયા છો તો, જરૂર ખાંતરી રાખજો કે તમારું ધારેલું કામ તદ્દન ઉલટાઈ જશે; જો ઘોડાવાળો તમારી હજુર આવી ખડો થાય છે એવો દેખાવ જોવો તો, માનવું કે કોઈ દૂર પડેલા મિત્ર તરફથી તમને સમાચાર મળશે.

જો સ્વપ્નામાં સફેદ ઘોડાઓ જોવો અને તેમાંના કોઈ ઉપર સ્વારી કરો છો તો, તમારાં લગ્ન જલદીથી થશે. પણ જો કાળા ઘોડાના સંબંધમાં તે બનાવ બનતો જોવો તો માનવું કે મૃત્યુ પાસે છે.

**ઘર બાંધો છો**—જો સ્વપ્નામાં એવો દેખાવ જોવો કે તમો કોઈ ઘર બાંધો છો તો, માનજો કે વેપાર ધંધામાં ફત્તેહ અને આબાદી પામશો; ધંધારોજગારમાં સારા નફા થશે. જો સ્વપ્ન જોનાર કોઈ ખલાસી હોય તો તેણે સફરની તૈયારી કરવા માંડવી અને ખાતરી રાખવી કે એ સફરેથી પાછા ફરતાં તે એક માતબર સ્ત્રી જોડે પરણવા પામશે; અને માત્ર મોજ શોકને ખાતરજ સફરે નીકળવા પામે તે સિવાય ધંધારોજગાર કારણે તેને સફરે નીકળવાની જરૂર રહેશે નહી.

**ગાંડા ઘેલાનો દેખાવ જોવો**—સ્વપ્નામાં કોઈ ગાંડાઘેલાના અડપલાં જોવામાં આવે તો ખાતરી રાખવી કે તે સારી તનદરોસ્તી, ભરપુર સંસાર સુખ, સંસારી રમત ગમત અને લાંબુ આયુષ્ય સુચવે છે. જો જોનાર પ્યારમાં હોય તો તે પ્યાર સર્વ પ્રકારે સુખદાયી નીવડશે.

**ઘેટાં**—સ્વપ્નામાં આ નિર્દોષ પ્રાણીઓનો દેખાવ જોવો એ હંમેશાં શુભ શુકન બતાવે છે. જો એ સ્વપ્ન જોનાર કોઈ જવાન બાઈ હોય તો માનવું કે તેને એક ઘણો મનગમતો અને સંસારમાં સુખી કરે તેવો પતિ પ્રાપ્ત થશે, તેનાથી તેને ઘણાં તનદરોસ્ત બાલબચ્ચાં થશે અને તે દુનિયામાં સારું નામ કહાડશે. જો દેખાવ જોનાર કોઈ જુવાન પુરુષ હોય તો તેને એક ખુબસુરત, સદગુણી સ્ત્રી મળશે, પણ તે છતાં તે તદ્દન બીન અનુભવી હશે અને તેને કેળવવાને બહુ મહેનત લેવી પડશે. જો દેખાવ જોનારાં પરણી ચુકેલાં હોય તો જાણવું કે તેઓને સુખવાસ બાળકો પેદા થશે.

**ગોવરાંથી પીડાવું**—જો તમે સ્વપ્નામાં એવો દેખાવ જોવો કે તમે ગોવરાંથી પીડા પામો છો તો, ખાતરીથી માનજો કે કોઈ ન ધારેલે ઠેકાણેથી પુષ્કળ નાણું તમારા ખોળામાં આવી પડશે; તમારી બગડેલી તનદરોસ્તી સુધરશે અને ધંધારોજગારમાં આબાદી મળશે.

**ગરબડ ગોંધાટ**—સ્વપ્નામાં જો તમે ભારે ગરબડ ગોંધાટ અને ભયના અવાજો થતા સાંભળો તો ખાતરીથી માનજો કે, સંસારી કજીયા કંકાસ અને મતફેરી ઉભી થશે અને તેને પરિણામે ઘણી કંગાલિયત પેદા થશે. સગાંવાહાલાંઓ અને ભલા મિત્રો પણ તમને છોડી જશે. જો કોઈ જોડે પ્યારમાં પડ્યા હશો તો તેમાં પણ ભંગાણ પડશે.

**ઘુવડ**—જેવું આ પક્ષી દરેક રીતે હીણાયલું છે તેવુંજ તેનો સ્વપ્નામાં દેખાવ જોવાનું પણ તદ્દન અશુભ છે. જો તેને તમે પોકારતું સાંભળો છો એવો દેખાવ જોવો તો માનવું કે જરૂર તમે માંદગી, ગરીબાઈ અને નાઉમેદીમાં આવી પડશો. કાંઇપણ આબાદી થવાની આશા રાખશો ના, અથવા ધારેલી પ્રિયા સાથે લગ્ન થવામાં પણ મુશ્કેલી પડશે, અથવા જે કામ હાથમાં લીધું હશે તે પણ પોર પડવાની આશા રાખશો ના.

**ગોલાબ–ખીલેલા જોવા**—સ્વપ્નામાં ખીલેલા ગોલાબનો દેખાવ જોવો એ સુખ, આબાદી અને લાંબી જીંદગીના શુકન બતાવે છે. જો કોઈ જુવાન માણસ ભરચક અને મઘમઘતા ગોલાબો તથા સુવાસ જોય તો માનવું કે તેને એક ખરેખરી ખુબસુરત, કાબેલીયતવાળી અને નમાના સ્વભાવની સ્ત્રી મળશે, અને તેનું તેના સાથનું જોડાણ ભાગ્યશાલી અને સબકતું નીવડશે. ધંધાદારી તથા બીજાઓ માટે પણ એ સ્વપ્નું શુભ છે, તેમનાં દરેક કામમાં તેમનો જયજયકાર થશે. પણ જો ગોલાબ કોહેલા અને બગડેલા હોય તો જોનારે માનવું કે મુશ્કેલી અને ગરીબાઈ તેના સામા ડોળા ઘુરકે છે.

**ગાયણ–ગાવું કે સાંભળવું**—સ્વપ્નામાં આવો દેખાવ જોવો એ અશુભ ભાવના બતાવે છે. જોનાર કોઈ ધંધાદારી હશે તો તેને તેના ગ્રાહકો તરફથી ખોટમાં ઉતરવું પડશે; વેપારી હશે તો દેશપાર ચઢાવેલા માલનાં નાણાં ફરી વલશે નહી. કોઈ ખલાસી સફરે હશે તો પવન અને તોફાનથી તે સફર નુકશાનમાં ઉતારશે; પ્યારમાં પણ નિષ્ફળતા મળશે; જો તમો બીજા માણસોને ગાયન લલકારતા સાંભલો તો માની લેજો કે તમારા મિત્રો અને સગાંઓમાં મુસીબત ફેલાશે અને તેનાથી તમોને પોતાને પણ ખમવું પડશે.

**ગોકુળ ગાય**—સ્વપ્નામાં આ જાનવરનો દેખાવ જોવો તો ખાત્રી રાખવી કે તે સારું નથી. માનવું કે ઘણા નીચ અને પ્રપંચી માણસોથી તમેને દુઃખ મલશે; માટે ખુબ સંભાલીને કામ લેવાની જરૂર છે.

**ગીધ પક્ષી**–સ્વપ્નામાં ગીધપક્ષીનો દેખાવ જોવો તો માનવું કે તે ખચીત જ ખરાબ સ્વપ્નું છે. તે બતાવે છે કે કોઈ દુશ્મનો તમારી આબરુને દાઘ લગાડવાના પ્રપંચ રચે છે: આશક–માશુકોએ પણ સાવચેતીથી કામ લેવું, કેમકે તે બાબતમાં પણ કોઇ દુશ્મન તમને પજવવાના દાવ માંડી રહેલા સમજવા.

**ગાડાં હાંકવાં**–સ્વપ્નામાં તમો એવો દેખાવ જોવો કે તમે કોઈ ગાડું હાંકી જાવો છો તો તે ગરીબાઇમાં પડવાનાં ચીન્હો દર્શાવે છે; પણ જો તે ગાડું તમારી પોતાની માલેકીનું હોય તો તે તમારી સ્થિતિમાં સારો સુધારો થવાનું સૂચન કરે છે; તમે કોઈ ગાડાંમાં બેસીને મુસાફરી કરો છો એવો દેખાવ જોવામાં આવે તો માની લેજો કે તમારી આંટ અને આબરુ ગુમાવી બેસશો. કોઈ ભરચક ગાડું તમારા દરવાજા આગળ આવ્યું છે એવો દેખાવ જોવો તો માનવું કે કોઈ ન ધારેલા માણસ સાથે તમને મિત્રાચારી બાઝશે અને તે સંજોગથી તમને લાભ થશે.

**ઘઉંનાં ખેતર**–સ્વપ્નામાં તમે એવો દેખાવ જોવો કે તમે ભરચક પાકવાળાં ખેતરમાં છો તો માનજો કે તમે ધનવાન થશો, એટલે સુધી કે તમે આયંદે વાનપ્રસ્થ થશો; એક ખુબસુરત સ્ત્રી જોડે સંસાર મંડાશે અને તેનાથી સારાં બાળબચ્ચાં થશે. જો સ્વપ્નું જોનાર ખલાસી હશે તો તેની સફર સફળ ઉતરશે અને સફરેથી પાછા ફરતાં ખુબસુરત સ્ત્રી જોડે લગન થશે, જે એટલું નાણું સાથે લાવશે કે ફરીવાર તેને સફરના ધક્કેલા ખાવાની જરૂર રહેશે નહી.

**ગાયને દોહી દુધ પીવું**–સ્વપ્નામાં આવો કોઈ દેખાવ જોવો એ ભવિષ્યમાં તવંગર થવાના ચિન્હ છે.

**ગાજર–ખાવાં કે જોવાં**–સ્વપ્નામાં આવો કોઈ દેખાવ જોવો તો જોનારને ફાયદો થાય અને તાકાત વધે.

**ઘડિયાળ–સોનાનું જોવું અથવા ખરીદવું**–આવો કોઈ દેખાવ જોવો એ જોનારને માટે તદ્દન અશુભ અને ગરીબાઈ થવાની નીશાની છે.

**ઘરમાં મોતી જોવાં**–સ્વપ્નામાં આવો દેખાવ જોવો એ જેમ ફાયદો કરે છે તેમ દુઃખ પણ કરે છે.

**ઘાસ લીલું જોવું**–સ્વપ્નામાં લીલું ઘાસ જોવું એ ફાયદાકારક છે, પણ સુકું ઘાસ જોવું એ નુકશાનકારક છે.

**ઘરેણાં જોવાં**–સ્વપ્નામાં ઘરેણાં જોવાં એ લાભકારક છે; પણ ઘરેણાં પહેરતાં જોવાં એ નુકશાનકારક છે.

**ઘંટીથી દળવું**–સ્વપ્નામાં એવો દેખાવ જોવો કે ઘંટીએ બેસી દળણું દળો છો તો માનજો કે દુઃખ અને સંતાપ પેદા થશે.

**ઘી જોવું કે ખાવું**–આવો દેખાવ જોવો તો માનજો કે મુસાફરી કરવી પડશે અને તેમાં સારો લાભ મળશે.



## ચ.

**ચિંતા**–સ્વપ્નમાં એવો દેખાવ તમે જોવો કે તમને કાંઇક ચિંતા અને ઉદ્વેગ થાય છે તો માનજો કે તેનું પરિણામ તેથી ઉલટું જ છે. તે દેખાડે છે કે તમારા માથા ઉપર હાલ જે ચિંતા અને મુસ્કેલી છે તેનો જલદીથી જ છેડો આવી જશે, માટે તદ્દન નિર્ભય બની જજો.

**ચઢવું–ટેકડી ઉપર**–સ્વપ્નમાં તમો એવો દેખાવ જોવો કે તમે કોઈ ટેકડી ઉપર ચઢો છો અને છેક મથાળે જઈ પુગા છો તો માની રાખજો કે તમે તમારી મુસ્કેલી ફત્તેહમંદીથી પસાર કરી જશો.

**ચુંબન કરવું–ન કરવા ઘટે તેને**–સ્વપ્નામાં એવો દેખાવ જોવો કે જેને તમારે નહી કરવું જોઇએ તેને તમે ચુંબન કરો છો તો તે ખરાબ ચિન્હ સમજી લેજો. તે બતાવે છે કે તે કોઈ ખોટો ઢોંગી મિત્ર છે, અથવા ખોટી રીતે તમે તેને ચાહો છો. તમો જેને ધારતા હો તેને તમારે બદલે કોઈ બીજો ચુંબન કરે છે એવો દેખાવ જોવો તો માનજો કે તમારો કોઈ નવો હરીફ ખડો થયો છે; તમો જેને ચાહો છો તે જ તમોને હેતથી ચુંબન કરે છે એવો દેખાવ દેખો તો માનજો કે તમોને તે ખરાં દીલથી ચાહે છે અને તે સાચાં દીલનો છે. પરણેલાં શખસો એમ દેખે કે તેઓ એક બીજાને ચુંબન કરે છે તો માનવું કે તમને એકાદ કૃતઘ્નમિત્ર મળશે.

**ચંદ્ર**—સ્વપ્નામાં તમે ચંદ્રમાને જુવો તો માનજો કે ન ધારેલી ખુશાલી તમને પ્રાપ્ત થશે અને પ્યારમાં ફત્તેહ મળશે. જો ચાંદરાતના ચંદ્રને સ્વપ્નામાં નીહાળો તો તે ધંધાદારી તથા ખેડુતો માટે બહુ શુભ શુકન છે. પુનમના ચંદ્રમાને નીહાળો તો તમારો બેડો પાર જ સમજજો. જલદીથી તમારાં લગન થશે, તેમ જ જો સ્વપ્ન જોનાર કોઈ વિધવા હોય તો તેને માટે પણ તે શુભ શુકન દર્શાવે છે.

**ચોર**—સ્વપ્નામાં ચોરોની દોડધામનો દેખાવ જોવો તો તેનું પરિણામ ખુહારી ભરેલું છે; હાથ ધરેલાં દરેક કાર્યમાં નિષ્ફળતા અને ખોટ જશે.

**ચંદ્રગ્રહણ**—સ્વપ્નામાં ચંદ્રગ્રહણ થવાનો દેખાવ જોવો તો તે અશુભ શુકનની નીશાની છે. રાજા ઉપર આફત આવે અને પાકને નુકશાન થાય.

**ચક્લી જોવી**—સ્વપ્નામાં ચક્લીઓને મોટાં ટોળાં બંધ થઇને ઉડતી જોવો તો ખાતરીથી માનજો કે ક્યાંકથી મુફતનો માલ મળી જશે. પણ એક જ ચકલીને જોવી તે જો કે લાભદાયક છે ખરું, પણ જોનાર પોતાની સ્ત્રી તરફથી હેરાનગતી પામે.

**ચોખા જોવા કે ખાવા**—સ્વપ્નામાં ચોખા જોવા અથવા ખાવા એ સારા શુકન બતાવે છે. જોનારની સુખસંપત્તિમાં વધારો થવાનાં ચિન્હો બતાવે છે.

**ચામડું જોવું**—સ્વપ્નામાં ચામડું દેખે તો તે અશુભ છે. પણ જોનારને હરામનો કે અનાથોનો માલ મળે.

**ચાદર**—સ્વપ્નામાં ધોયલી ચાદર જોવી એ શુભ છે, અને જોનારને સારી સ્ત્રી મળવાનો સંભવ છે.

**ચણા—જોવા યા ખાવા**—સ્વપ્નામાં એવો દેખાવ જોવો કે તમે ચણા જોવો છો તો તે સારા શુકન બતાવે છે. હાથ ધરેલાં કામોમાં સારો લાભ થશે,

**ચુલો**—સ્વપ્નામાં ચુલાનો દેખાવ જોવો એ ખરો જ જોનારને માટે સંતાપકારક છે. દુઃખ અને સાથે દલગીરી પેદા થશે એવી વકી રાખવી.

**ચુનો**—સ્વપ્નામાં ચુનો જોવો એ જોનારને માટે તદન શુભ છે. અનેક રીતના ફાયદા થવાની વકી બતાવે છે.

**ચરબી જોવી**—સ્વપ્નામાં ચરબી જોવી એ શુભ સમજવું. કોઇક ન ધારેલે ઠેકાણેથી ન ધારેલો માલ મળવાની વકી રહે છે.

**ચીભડાં–જોવાં અથવા ખાવાં**–સ્વપ્નામાં આ ફળ જોવાં અથવા ગપોગપ દપાંટવાનો દેખાવ જોવો એ શુભ છે; તેથી ઘણો ફાયદો થવાની આશા રાખવી.

**ચોરી**–જો સ્વપ્નામાં એવો દેખાવ જોવો કે તમારે ત્યાંથી ચોરટીયાઓ કાંઈક ચોરી ગયા છે તો તેનું પરિણામ સારૂં આવશે. જો માલ કે પૈસો ચોરાઈ ગયો છે એવો દેખાવ જોવો તો માનવું કે તમને મોટો લાભ થશે.

**ચમરી જોવી કે ઉરાડવી**–સ્વપ્નામાં એવો કોઈ દેખાવ જોવો કે તમે ચમરી ઉડાવો છો તો માનજો કે તમારો દી ફરી ગયો છે. જ્યાંથી ત્યાંથી લાભ થશે એટલુંજ નહી પણ રાજારજવાડાથી પણ લાભ મળશે.

**ચીતો જોવો**–સ્વપ્નામાં કોઈ ચીતાનો દેખાવ જોવો તો માનજો કે તે તદ્દન અશુભ છે. દુશ્મનોનો વધારો થાય. ચીતો મરવાનો દેખાવ જોવો તો માનવું કે લાભ થશે.

**ચસ્મા જોવા કે વાપરવા**–સ્વપ્નામાં એવો દેખાવ જોવો કે તમો ચસ્મા વાપરો છો અથવા ખાલી કોઈ ચસ્મા પડેલા જોવો છો તો માનવું કે નુકશાન નીપજાવશે; અને આંખને ઇજા પોહોચાડશે.

**ચટકો**–સ્વપ્નામાં એવો દેખાવ જણાય કે તમને મધમાખીએ ચટકો માર્યો છે તો તેનું પરિણામ અશુભ માની લેવું, અને તે દિવસથી નક્કી કરી રાખવું કે તમારા માર્ગમાં અનેક મુસ્કેલીઓ અને નડતલો નડતી રહેશે.

**ચાહા પીઓછો**–તમે જાણે ચાહા પીવા બેઠા છો એવો દેખાવ સ્વપ્નામાં જુઓ તો માની લેજો કે તમારી આબરુનાં સંબંધમાં અનેક ગપસપો ફેલાશે અને તેથી તમને ઘણું દુ:ખ ઉપજશે.

**ચોપાનિયું વાંચો છો**–સ્વપ્નામાં કોઈ ચોપાનિયું વાંચતાં જોવાનો દેખાવ બહુ ભાગ્યશાલી છે, પણ તેથી ઉલટું જ ચોપાનિયું લખતાં જોવાનો દેખાવ બતાવે છે કે તમે તમારાં જ્ઞાનમાં અતિઘણો વધારો કરશો જેની સહાયતાથી દુનિયામાં તમારી કીર્તિ ઘણી વધશે.



**છીનાળુ અથવા વ્યભિચાર** કરવો—સ્વપ્નામાં તમે એવો દેખાવ જોવો કે તે તમોને કોઇએ વ્યભિચારમાં પડવાને ફસાવ્યાં છે, અને તમે તેની સામાં હીમ્મતથી લડ્યાં છો, તો તે બનાવ સૂચવે છે કે ભવિષ્યમાં તમને તરત ચોખ્ખી પતિવ્રતા સ્થિતિ ધરાવશો, અને તેથી તમે દરેક રીતે સુખી—આબાદ થશો, અને તમારી હીકમતો અને યોજનાઓ તરત સફળ થશે; પણ જો તમે એવો દેખાવ દેખો કે તમે પાપી કર્મમાં સપડાયાં છો તો ખુબ યાદ રાખજો કે તમારી ખાને—ખરાબી થશે, પ્યારની બાબતમાં તદ્દન નિષ્ફળ જશો, અને દરેક તરફથી મળતી નીરાશા તમારું જીગર ફાડી નાખશે.

**છુટા છેડા**—સ્વપ્નામાં છુટાછેડા થવા સરખો કોઈ બનાવ જોવો તો સમજજો કે, તેનું પરિણામ તેથી ઉલટું નીવડશે. જો કોઈ પરણેલો પુરુષ એમ દેખે કે તેણે છુટાછેડા મેળવવા માટે કોર્ટનો આશ્રય લીધો છે તો માનવું કે તેની પરણેલી સ્ત્રી ખરેખરી નીમકહલાલ અને પતિવ્રતા છે અને તેને ઇર્ષા કરવાનું કશું કારણ નથી.

**છરી—ચાકુ**—છરી અથવા ચાકુ સરખી ચીજોને કોઈ પણ આકારમાં સ્વપ્નામાં જોવાનો બનાવ બહુ અશુભ છે, અને એવો દેખાવ જોવો કે છરી—ચાકુ ખાણાંને માટે સાફ કરી તૈયાર કરવામાં આવે છે તો માનજો કે તમારા સામે ગરીબાઈ ડોળા ઘુરકે છે. જો છરી—ચાકુ ચકચકતી અને તેજ જુઓ તો માનજો કે તમારા દુશ્મનો તમારું બુરું કરવાને ટાંપી રહ્યા છે; જો તમે કોઇના સામા કોર્ટમાં ફરિયાદ માંડી હશે તો તેમાં તમો જરૂર હારવાના. જો તમો પરણેલા હશો તો તમારી સ્ત્રી તમારાથી બેવફા નીવડશે; જો તમો કોઈ જોડે પ્યારમાં હશો તો તે તુટી જશે, ધંધારોજગારમાં પણ ઘણી ખોટો આવી પડશે, અને અનેક નાઉમેદીઓ સામે આવશે.

**છોકરી**—સ્વપ્નામાં એક છોકરીને જોવી એ જોનાર જો પુરુષ હોય તો માનવું કે થોડા જ વખતમાં એકાદ કુમારિકા સાથે જોડાવાની તૈયારી થશે

ખરી પણ લગન થવાનો સંભવ નથી; સ્વપ્નામાં જોયલી છોકરીએ જો હાથમાં કાંઈ પકડેલું હોય તો માનવું કે તમે એકાદ એવી બાઈ સાથે જોડાશો કે જે સ્હેજ મતફેર પડતાં ઘરખટલાનો તમામ બોજો તમારે માથે નાખીને ચાલતી પકડશે; જો તે છોકરીએ હાથમાં એકાદ નોટબુક પકડેલી હોય તો માનવું કે તમે તમારી પ્રિયાથી જુદા પડશો પણ થોડા જ વખતમાં તમે પાછા સંતોષ પામશો.

**છીંકવું**—સ્વપ્નામાં છીંકાછીંક કરવાનો દેખાવ જોવો તો માનજો કે તે તનદરોસ્તીની નીશાની છે.

**છછુંદર જોવી**—સ્વપ્નામાં છછુંદર જોવાનો બનાવ અશુભ છે, દુશ્મનો વધશે અને રુસ્વાઈ થશે.

**છાપાખાનું કે છાપા** જોવાનો બનાવ બહુ લાભકારક છે, તેથી નામવરી ઘણી વધે છે, અને બીજા અનેક લાભ થાય છે.

**છોકરું પેદા થતું જોવું**—આવો કોઈ બનાવ સ્વપ્નામાં જોવો તો માનવું કે તે ઘણો જ અશુભ છે, તેથી રંજ પેદા થાય છે અને અનેક તકલીફો ઉઠાવવી પડે છે.




**જન્મ આપવો છોકરાંનો**—કોઈ પરણી ચુકેલી સ્ત્રી સ્વપ્નામાં એવો દેખાવ જુએ કે તે એકાદ છોકરાંનો જન્મ આપે છે તો માનવું કે, તેણીનું સુવાવડ સેહેલથી પાસ થશે; પણ જો કોઈ કુંવારિકા એવું સ્વપ્ન દેખે તો તેણે ખાતરીથી માનવું કે અનેક કારણે તે પોતાનું પતિવ્રત્ય ગુમાવી બેસશે.

**ઝાડ—ઝાંખરાં કાંટાનાં**—સ્વપ્નામાં તમે કાંટાનાં ઝાડ—ઝાંખરાં જોવો તથા તેનાથી તમને ઇજા આવી એવો દેખાવ જોવો તો માનજો કે, તે અશુભ શુકન બતાવે છે. ઘણીક મુશ્કેલીઓથી તમે ઘેરાઈ જશો; ભુખમરો અને ગરીબાઈ તમારી આખી જીંદગીમાં તમોને સપડાવશે. ઝાડ—ઝાંખરાં જોવો પણ તેમાંથી તમને ઇજા કશી થઈ નથી એવું જોવો તો, માનજો કે તમારા ઉપર મુશ્કેલી તો આવી પડશે પણ તે થોડા જ વખતમાં સફા થઈ જશે.

**જલસાનો દેખાવ**–સ્વપ્નામાં કોઈ જલસાનો દેખાવ જોવો એ ખચીત જ અશુભ છે; ખાતરી રાખવી કે થોડા જ વખતમાં સગાં સંબંધીઓમાં કુસંપ, બેઆબરૂ અને ફજેતીઓના બનાવ બનવા પામશે.

**જંગલમાં ભટકવું**–તમો જાણે કોઈ જંગલમાં પ્રવાસ કરો છો એમ જુઓ તો તે બતાવે છે કે, તમારે એક મુસાફરી કરવી પડશે અને તે ઘણી મુસીબત અને ધાસ્તીભરેલી થઈ પડશે; પણ જો સાથે એવું જોવો કે સૂર્ય ખુબ તેજસ્વી પ્રકાશે છે તો માનજો કે તમોને કરવી પડનારી મુસાફરી તેમ જ તમારાં દરેક કામો સલામત અને આબાદ ઉતરી જશે.

**જલ ધરનો રોગ**–સ્વપ્નામાં આ રોગનો દેખાવ જોવો તો માનજો કે તમને શરીર સંબંધી વ્યાધી લાગુ પડશે, એટલું જ નહી પણ ભેજું પણ ચસ્કી જશે અને અર્ધ દીવાના થઈ જશો; દરિયામાં કુદી આપઘાત કરશો. એ સ્વપ્નો જોનારે બહુ સાવચેતીથી વર્તવાની જરૂર છે.

**જમાવ કરવું–નાણું–ફળ–ફુલ**–જો તમે સ્વપ્નામાં જોવો કે તમે સારું નાણું જમાવ કરવા પડ્યા છો તો માનજો કે તમારી સ્થિતિ ઘણી સુધરી જશે; જો ફળફળાદી તેની મોસમમાં જમાવ કરવાનો દેખાવ જોવો તો માનજો કે ઘણું સુખ, તનદરોસ્તી અને આબાદી મળશે. પણ જો તે સઘળું કમોસમમાં જમાવ કરવાનો દેખાવ જોવો તો માનજો કે કાંઈપણ કારણ વગર શોકમાં પડશો, અને દુસ્મનો ઘણા ઉભા થશે; ફુલ જમાવ કરો છો એવો દેખાવ જોવો તો માનજો કે તમે જલદીથી પરણીને સુખી થશો અને ઘણાંક બચ્ચાંકચ્ચાંના પિતા થશો.

**ઝવેરાત**–સ્વપ્નામાં આ દેખાવ જોવો બહુજ શુભ છે. જોનારને ઘણું સુખ, ધન અને આબાદી મળશે. જો સ્ત્રી એ સ્વપ્નું જોય અને એમ જોય કે તેનો આશક તેને ઝવેરાત ભેટ કરે છે તો માનવું કે તેનો પ્યાર સાચો છે અને તે જરૂર તમોને જ પરણશે, જો કોઈ જુવાન પુરૂષ એમ દેખે કે તે જે સ્ત્રીને ચાહે છે તે જર ઝવેરાતથી શણગારો કરી આવી છે તો નક્કી માનવું કે તેના લગન જલદી થશે, અને તે સ્ત્રી ખરેજ નમુનેદાર થઈ પડશે; જોનાર એવું દેખે કે જો પોતે પોતાની સ્ત્રી સાથે ઝવેરાત ગણે

છે, અને તપાસો છો તો તેના અગણિત લાભો થશે. સંખ્યાબંધ બાલબચ્ચાંના માતપિતા થશો, જે વળી તદ્દન રાતાંમાતાં અને તનદરોસ્તી ભરેલાં થશે. જો જોનાર કોઈ વેપારી કે ખેડુત કે વહાણવટી હશે તો તેને પણ તે સ્વપ્નું ફળદાયી નીવડશે.

**જમીનની માલેકી**–સ્વપ્નામાં એમ જોવો કે કોઈ જમીનની માલેકી ધરાવતા થયા છો તો તેનું પરિણામ પણ લાભદાયી છે. ધનદોલત અને સ્વતંત્રતાના માલેક થશો, પણ જો તમે એવો દેખાવ જોવો કે તમે કોઇને જમીનનો કબજો છોડવાની નોટીસ આપો છો, તો માનજો કે તમારે કોઈ દુર દેશાવરમાં જઈ વસવાટ કરવાની ફરજ પડશે; પણ તમોને જમીનનો કબજો છોડવાની નોટીસ મળી છે એવો દેખાવ જોવો તો માનજો કે તમારી ચાલુ સ્થિતિમાં ભંગાણ પડશે.

**જળો ભરાવવી**–સ્વપ્નામાં જોવો કે જળો ભરાવી છે તો માનજો કે તમારાં શરીરમાં બગાડો થશે. જો તે તમને ચટકો મારે છે એવો દેખાવ જોવો તો માનજો કે કોઇના તરફથી તમોને ન ધારેલું નુકસાન થશે.

**જુ પડવી**–સ્વપ્નામાં આવો દેખાવ જોવો એ ખરે જ અશુભ છે. માંદગી, ગરીબી અને કલેશ, વિપતિ તમારા ઉપર ભમતી થશે. તમો પોતે અથવા તમારું કોઈ વાહાલું સખત માંદગીને બીછાણે પટકાશે, તમારા ધંધા રોજગારમાં મુશ્કેલી આવશે, ધંધો નિષ્ફળ જશે; જો તમો નોકરી ચાકરી કરતા હશો તો તે ખોઈ બેસશો; કદાચ કોઇનાં કરજ માટે કેદખાને જવું પડશે.

**જાદુ કોતલ**–આવો કોઈ દેખાવ સ્વપ્નામાં જોવા એ જોનારના નસીબમાં ભારે ફેરફાર અને ઉઠલપાઠલ થવાનું સૂચન કરે છે. તમારા ચાલુ સંજોગોમાં પણ ફેરફાર થશે પણ તે કાંઇક સારા તથા કાંઇક માઠા થશે. પણ થોડાજ વખતમાં જાદુઇની માફક તમારી ગરીબાઈ અને કંગાલિયત દૂર થશે અને તમારું હૈડું ખુશાલીથી ધડકતું થશે. બીજું એક પરિણામ એ થશે કે તમારો એકાદ વિશ્વાસુ મિત્ર કોઈ દુસ્મનોનાં કાવત્રાંનો ભોગ થઈ પડશે, પણ આયંદે ફતેહ પામશો. તમે પરણેલા હશો તો બંને જણા દૂર મુસાફરીએ નીકળશો.

**જવનો હાર**—જો તમે એમ જોવો કે તમે હાર બનાવવા જવ ઉકાળો છો તો તે બનાવ શુભ છે. જલદીથી લગનના ગાંઠથી જોડાઈ સુખી થશો. ભઠ્ઠીમાં જવનો મોટો જથ્થો નાખેલો દેખો તો તે દેખાવ ઘણો આબાદ કરશે, અને લાંબી જીંદગી ભોગવશો. જો કોઈ સ્ત્રી એવો સ્વપ્નો જોય તો માનવું કે જલદીથી તેનાં લગન કોઈ પત્રકાર સાથે થશે, પણ પાછળથી તે તદ્દન છાટક નીકળશે. જો કોઈ ગર્ભવતિ સ્ત્રી આ સ્વપ્નો જોય તો માનવું કે તેને પુત્ર પ્રસવશે અને તે એક છાકટ નીવડશે.

**ઝેર ખાધું છે**—એવો દેખાવ જોવો કે તમે ઝેર ખાધું છે તો માનજો કે તમારી ચાલુ સંજોગોમાં ઉઠલપાઠલ થઈ જશે, તમારો ધંધો રોજગાર બીન હાંસલનો નીવડશે, બીજાઓનાં અપ્રમાણિકપણાથી તમને નુકશાન થશે, અને પરિણામે ગરીબ અને કંગાળ બનશો. જો તમે ઝેરની અસરમાંથી સાજા થવા પામ્યા છો, એવો દેખાવ જોવો તો સમજવું કે તમારી ચાલુ મુસ્કેલીઓનો અંત આવ્યો છે અને ધીમે ધીમે સારી હાલતે આવશો.

**જ્વાળામુખી**—સ્વપ્નામાં કોઈ જ્વાળામુખીનો દેખાવ જોવો એ તમારાં કુટુંબમાં કજીયા કંકાશનું બીજ રોપાવાની આગાહી સમજવી; અને જો તેમાં તમો કોઈ ઉપર ડંખનો લેવા તલપશો તો તમોને જ નુકશાન થશે. જોનાર જો વેપારી હોય તો માનવું કે તેના નોકરો અપ્રમાણિક છે અને ચોપડામાં ચોરી ચકારી થશે.

**જુવાન માણસ**—સ્વપ્નામાં કોઈ જુવાન માણસનો દેખાવ જોવો તો માનવું કે સંસાર સુખ તમારા માટે ટાંપી રહ્યું છે; પણ જો એમ જુઓ કે તમે પાછા જુવાન બન્યા છો તો માનજો કે તે માંદગીની નીશાની છે અને સ્ત્રીથી છુટા પડશો.

## ૮—ત.

**તજી દેવું**—સ્વપ્નામાં એવું જોવો કે તમે કોઈ શખ્સને તજી દીધો છે તો તેનું પરિણામ અશુભ છે. તે એમ સૂચવે છે કે તમે તમારી મિત્રાચારી

તથા તમારા ઉપરની મેહેરબાનીઓ ખોહી બેસશો કે જે પાછી મેળવવી તમને બહુ મુસ્કેલ છે. પણ જો એથી ઉલટું જ દેખો કે કોઈ શખ્સે તમને તજી દીધા છે તો માનવું કે તમારા ઉપર અનેક મુશ્કેલીઓ તુટી પડવાની તૈયારી છે.

**ત્યાગ–રાજ**–એવું સ્વપ્નું જોવામાં આવે કે કોઈ રાજાએ પોતાની રાજગાદી ત્યાગ કરી છે તો માનવું કે ત્યાં તદ્દન અંધાધુની અને બળવા ઉભા થવા પામશે.

**તોહમત મુકાવું**–તમે સ્વપ્નામાં એવો દેખાવ જુઓ કે તમારા ઉપર કોઈ ગુન્હાનું આળ આવ્યું છે તો તે આવી પડનારી મુસીબતની આગાહી કરે છે; પણ તે ગુન્હામાં તમે જો આરોપી પુરવાર થયા છો એવું જોવો તો માની લેવું કે તમારો દુશ્મન પોતાના છળ કપટમાં નિષ્ફળ થયો છે, અને તમે તે સઘળાં પ્રપંચોમાંથી નીર્દોષ પસાર થઈ જશો, તમે દોલત પામશો, અને તેમાં જેમ તમારી પોતાની મેહનત તથા તમારા દોસ્તોની મદદ મળશે.

**તાવ**–સ્વપ્નામાં તમે એવું જોવો કે તમોને સખત તાવ ચઢ્યો છે તો માનજો કે તમારા ચાલુ સંજોગો અને ચાલુ ધંધામાં નવનવા ફેરફાર થશે; કોઇવાર તમે આબાદી ભોગવશો તો કોઇવાર તદ્દન દળિદ્ર થઈ જશો; જો તમો એવો દેખાવ જોવો કે તમો તથા તમારી પ્રિયા પણ સખત તાવથી પીડાય છે તો માનજો કે તમારો સંબંધ છુટો થઈ જશે.

**તીર**–એવો દેખાવ જોવો કે તમારા સામે કોઇએ તીર ટાંકયો છે અને તે તમારાં શરીરમાં પેવસ થયો છે તો તે અશુભ સુચક છે. કોઈ માણસ અથવા માણસો તમારો નાશ કરવા ટાંપી રહેલા છે એમ માનવું.

**તીરકામઠું**–જો સ્વપ્નામાં એવો દેખાવ જોવો કે તમે એકાદ તીરકામડાંથી લડત કરો છો અને એકાદ ઢાલમાં તીર પેવસ કીધો છે, તો માનજો કે તમારી યોજનાઓ તમારા ધારવા કરતાં વધારે ઉત્તમ રીતે સફળ થશે; જો તમો તમારો તીર ઢાલમાં પેવસ કરવામાં નિષ્ફળ ગયા છો એમ જુઓ તો માનજો કે તમારી યોજનાઓ બરાબર ગોઠવાયલી નથી અને તમારી મતલબ ભ્રષ્ટ થશે; જો કોઈ જુવાન સ્ત્રી એમ જુએ કે તેનો પ્રિયા તીરકામઠાંથી લડત ચલાવે છે તો માનવું કે તે બાપડો ઠરેલ કે દઢ નિશ્ચયનો નથી, અને જો કોઈ નાણાં મેલવવાનો પ્રયાસ કરશે, તો તે નિષ્ફળ જશે.

**ટોપી પેહેરેલી સ્ત્રી**—જો સ્વપ્નામાં એવો દેખાવ જોવો કે કોઈ સ્ત્રી માથે ટોપી પેહેરી ઉભી છે તો માનજો કે, તેણી તમારા પ્યારમાં પડેલી છે; પણ જો તમે પરણ્યા તો કમબખતી કેમકે તેણી તદ્દન બેવકુફ નીકળશે. જો કોઈ પુરૂષને ટોપી પેહેરી ઉભેલો જોવો ને જોનાર સ્ત્રી હોય તો માનવું કે તેણીનો પતિ તદ્દન બેપરવાહ નીકળશે અને લગન પછી થોડાક દિવસ તમારા જોડે ભોગવટો કરી તે તમારી પરવાહ પણ કરશે નહી.

**તાજ**—જો સ્વપ્નામાં કોઈ રાજાનું તાજ તમે દેખો તો માનજો કે મોટાઓ તરફનું માનપાન મેળવતા થશો, અને ખુબ ચઢતી હાલતે પુગશો. પણ જો તમો એવો દેખાવ જોવો કે તમારા માથા ઉપર તાજ પેહેરાવ્યામાં આવ્યું છે તો માની લેવું કે તમારી પરતી શરૂ થઈ છે; પણ જો તમે કોઈ બીજાને તાજ આપવાનો દેખાવ જોવો તો સમજી લેજો કે તમે સ્વતંત્રતાની સ્થિતિએ પોહોંચશો.

**ટોપી-ઉભી**—તમારા પાસે એક નવી ઉભી ટોપી આવી છે એવો દેખાવ તમે જોવો તો તમારાં હાથ ધરેલાં કામોમાં તમને ફત્તેહ મલશે એમ માનજો. તમારી ટોપી તમે ગુમાવી છે અથવા કોઇએ જે તમારા માથા ઉપરથી ઉડાવી લીધી છે તો માનજો કે તમારો કોઈ દુશ્મન ખોલ્લી તથા છુપી રીતે તમોને નુકશાન કરવાના પ્રપંચો રચે છે; પણ જો કોઈ માણસ ટોપી તમારા મસ્તક ઉપર મુકે છે એવો દેખાવ જોવો તો તે દેખાડે છે કે તમારો કોઈ હરીફ ઉભો થશે, જે તમને તમારી સ્થિતિએથી ગબડાવી પાડવાની તજવીજ ચલાવશે, અથવા તમારી માલમતા પચાવી પાડશે.

**ટેકડી ઉપર ચઢવું**—સ્વપ્નામાં એવો દેખાવ જોવો કે તમે કોઈ ઉંચી ટેકડીની ટોચે ચઢવાની તજવીજ કરો છો છતાં મથાળે પોહોંચવાને અશક્ત થઈ પડેલા છો, તો માનજો કે તમારે તમારી આખી જીંદગીમાં જેહમત અને મુસીબત વેઠવી પડશે, ઘણી મુશ્કેલીઓમાંથી પસાર થવું પડશે અને તેથી તમે કદિપણ દ્રવ્યવાન થવાના નથી.

**તોફાન-વાવાઝોડાં સાથનું**—જો સ્વપ્નામાં એવો દેખાવ જોવો કે તમો કોઈ વાવાઝોડાનાં તોફાનમાં સપડાયા છો તો તે સદા અશુભ જ છે. મુસાફર અથવા ખલાસીને તે ભય ઉપજાવશે અને પ્યારા પ્યારીના પ્યારમાં

ખલેલ કરશે. વેપારીને માટે પણ તે ફળદાયી નથી; ધંધાદારીને માટે પણ તે અશુભ છે; અને જોનારને ત્યાં વેરસંસારી કજીયાકંકાસની શરુઆત કરશે.

**ટાપુ–ઉજડ**–તમે કોઈ ઉજડ ટાપુમાં પડ્યા છો એવો દેખાવ જોવો તો માનજો કે તમારી પ્રિયાનું મરણ નીપજશે. પણ જો ટાપુ ફળદ્રૂપ છે અને વનસ્પતિથી ભરેલો છે એવો દેખાવ કોઈ સ્ત્રી જુએ તો માનજો કે તમારો પ્રિતમ તદ્દન બેવફા નીવડશે, પણ તમને બીજો એક યોગ્ય પ્રિતમ જલદીથી મેળી જશે જે તમારો બધો ખંગ વાળી આપશે.

**તુરંગમાં પડ્યા છો**–તમે તુરંગમાં પડ્યા છો એવો દેખાવ સ્વપ્નમાં જોવો તો પરિણામ તેથી તદ્દન ઉલટું જ સમજવું. કામધંધામાં આબાદી, તરેહવાર મુઝવણોમાંથી છુટકારો અને સંસારીસુખના ભોક્તા થશો; જો કોઈ જુવાન માણસ એવું સ્વપ્નું દેખે કે તે પોતે તુરંગમાં સબડતો પડ્યો છે તો તેણે માનવું કે તે પોતાની જીંદગીનાં કાર્યમાં સફળ થશે; પોતાને મનપસંદ પ્રિયા મેળવશે, પણ તેમાં અકાળ મરણની ચિંતા રાખવી પડશે; જો કોઈ વિધવા એવું સ્વપ્નું જોય તો તે તેણીને માટે પણ ઘણું શુભ છે. જો કોઈ એવો દેખાવ દેખે કે તે તુરંગમાંથી પલાયણ કરી ગયો છે તો સમજવું કે તે વિપત્તિથી મોકલો થશે, અને તેના સંજોગોમાં સારા ફેરફાર થશે. તેના કમબખ્તીના દાહાડા ખલાસ થશે અને તનદરોસ્તી ભોગવશે.

**તબેલાના નોકરો**–આવો કોઈ સ્વપ્નો જોવો એ બતાવે છે કે તમે જો અંધારામાં પડેલા હશો તો અજવાળામાં આવશો અને ધનવાન તથા લાગવગવાળા માણસો સાથે મિત્રાચારીમાં પડશો. પ્યારની બાબતમાં પણ તમે ફત્તેહમંદ ઉતરશો.

**તાળાં**–સ્વપ્નામાં તાળાંના ઝુમખાઓ જોવા એ બતાવે છે કે તમારી ફત્તેહના માર્ગમાં ઘણીક નડતળો આવશે. જો તમો કબાટો–ખાણાઓને તાળાં મારેલાં જુઓ પણ તેને કુચી લગાડેલી ન હોય તો તે ધંધાદારી માણસ માટે અશુભ છે, કેમકે તે તમારી ધારેલી મતલબ પાર પાડી શકશે નહી. આશાઓ તો ઘણી સંધાશે પણ તે ફળિભૂત થવા પામશે નહી. પણ જો કબાટ–ખાણા વગેરે કુચીથી ઉઘડતાં જોવો તો તે તદ્દન ફળદાયી છે. તમે ધારેલાં કામમાં પાર પડશો; ઉંચી સ્થિતિએ ચઢશો અને ધારેલી ઉમેદ પાર પડશે.

**તોરો ફુલનો**—જો એવો દેખાવ જોવો કે તમને કોઈ ફુલનો તોરો ભેટ આપે છે તો માનજો કે તમો કોઈ નવી મિત્રાચારીમાં પડશો. જો કોઈ જુવાન પુરૂષ પોતાને તોરો આપે છે એવો દેખાવ કોઈ સ્ત્રી જોય તો માનવું કે તેને એક મનમાનતો સાથી મળશે; પણ એથી ઉલટું જ કોઈ પુરૂષ એમ જોય કે તે કોઈ તરૂણીને તોરો ભેટ આપે છે તો માનવું કે તે જે સ્ત્રીને ચાહે છે તે તેની માંગણી મોટી ખુશીથી સ્વીકારશે.

**તીતરનું ટોળું**—જો સ્વપ્નામાં તમે કોઈ તીતરનું ટોળું ઉડતું જોવો તો માનવું કે મુસીબતો અને મુશ્કેલીઓ તમારો માથે ઝઝુમી રહી છે; પણ તે ટોળું ઉડી જતું જોવો તો માનજો કે તે સઘળી મુશ્કેલીઓ દૂર થઈ જશે અને તમે સુખી થશો; વલી તીતરનું ટોળું જોવું એ બીજી રીતે પણ ઘણું અશુભ છે. ઘણાંક શત્રુઓ અને ઢોંગી મિત્રો તમારા સામા ઉભા થશે જે તમોને ભારે મેહનતમાં ઉતારશે.

**ટેકરીનો ઢળાવ**—સ્વપ્નામાં એવો દેખાવ જોવો કે તમો કોઈ ટેકરીનાં ઢળાણની કીનારીએ ઉભા છો તો ધ્યાન રાખીને તમારાં સઘળાં રોકાણો અને વલગણને છોડી દેવાં કેમકે તે તમને નુકશાનમાં ઉતારશે. એવું સ્વપ્નું જોયા પછી મુસાફરીએ અથવા સફરે નીકળવાનો વિચાર માંડી વાળજો નહી તો પસ્તાવો થશે. હાથમાં ધરેલા ધંધારોજગાર ઉપર ઝાઝો ભરુસો મુકતા ના; નાણાંની કે માલની ધીરધાર કરવાથી હાથ ઉઠાવજો.

**તવંગરી**—જો તમે એવો દેખાવ જોવો કે તવંગર બન્યા છો તો તો ખચીત જ તે તેનાથી ઉલટું જ પરિણામ લાવશે. લાંબો વખત સુધી તમે કંગાલીયતમાં સપડશો તો પણ છેવટે સુખી થશો.

**તોફાન—આકાશી**—આકાસમાં વાદળ ઘેરાયું છે, દરિયો તોફાની બન્યો છે, પવન સખત ફુંકે છે એવો તોફાની દેખાવ સ્વપ્નામાં જોવો એ આવી પડનારી અનેક મુશ્કેલીઓ અને નુકશાનીની આગાહી બતાવે છે; પણ ઘણી જ જેહમત પછી તમે તે સઘળું વટાવી જવા સમર્થવાન થશો અને ગયલું નુકશાન પાછું મેળવશો. દુશ્મનો બહુ પુઠે લાગશે પણ કશું નુકશાન કરી શકશે નહી; પ્યારમાં પડ્યા હશો તો ત્યાં પણ હરીફ ઉભા થશે પણ આખરે તમારી જ ફત્તેહ માની લેજો.

**તર્કી**—સ્વપ્નામાં આ પક્ષીનો દેખાવ જોવો એ ધંધારોજગારમાં કશી દૃઢતા નથી એવું બતાવે છે તેમજ મિત્રાચારી પણ નબળી છે એમ સમજવું; પ્યારમાં હોવો તો, કોઈનો ભપકાદાર દેખાવ જોઈ ભુલવું નહી, કેમકે તે તમારું જોડાણ એક તદ્દન બેઢંગા, ઉશ્કેરાઈ જાય, એવા અને બુરા ખવાસના સોબતી સાથે થવાનો ભય છે, માટે સ્ત્રી અથવા પુરુષ જે હોય તેણે ખુબ સાવચેતીથી કામ લેવું.

**તુરા-ગજરા માથા ઉપર**—એમ જોવો કે તમે તમારા મસ્તક ઉપર તુરા-ગજરા લટકાવીને ઉભા છો તો ખુશી થવું કે તમે તમારી મુશ્કેલીઓ હઠાવી દેશો અને ધંધારોજગારમાં ફત્તેહ મેલવશો; પ્યારાને એવી હાથ ધરતી મલશે કે જેનો જોડો નહી અને તેના સાથનાં જોડાણ વેળા ભારે ધામધુમ થશે; તેની પાછળ આબાદી વેહતી આવશે પણ સાધારણ રીતે શરીરની નાતવાની ચાલુ રહેશે.

**ટોપી ફારવી કે ખોહી દેવી**—આવો કોઈ દેખાવ જોયો તો ખાનાખરાબીની આગમચેતી થઈ એમ માનવું; તમારી કામગીરી જતી રહેશે અને અચાનક ભારી નુકશાન થશે.

**ટીડા-ખેતર ખાઈ જાય છે**—આવો કોઈ દેખાવ સ્વપ્નામાં જોવો એ બહુ અશુભ ગણાય છે; દુકાળનો ભય રહે છે અને નુકશાન થવાનો સંભવ ઉભો થાય છે.

**ટંકશાળમાં સિક્કા પડે છે**—આવો કોઈ બનાવ સ્વપ્નામાં જોવો એ બેશક ગેરલાભકારક છે. નાણાંની તંગી પેદા થાય છે અને પુષ્કળ સંતાપ ઉત્પન્ન કરે છે.

**તરવાર-નાગી**—આ હથિયારને સ્વપ્નામાં જોવો તો ખાતરી રાખજો કે કોઈ શત્રુ તમારા ઉપર હુમલો લાવે છે.

**તરવાર વડે હુમલો કરવો**—સ્વપ્નામાં એવો દેખાવ જોવો કે તમે તરવાર હાથમાં રાખી કોઈ ઉપર હુમલો કરો છો તો માનવું કે તમારાં કામમાં તમને ફત્તેહ મળશે અને તમારી નામના થશે.

**તોડા-ચાંદીનો પહેરવો**—આવો દેખાવ જોવામાં આવે તો તે લાભકારક છે; અનેક ફાયદા થવાનો સંભવ તે બતાવે છે.

**તડબુચ જોવું અથવા ખાવું**–સ્વમામાં તમે જોવો કે તમે તડબુચ જુઓ છો અથવા તો તે ઉપાડપ ઉપાડો છો તો માની લેજો કે તે લાભકારક હોવા જોડે આબરૂમાં વધારો કરશે.

**તલ–ધોળા અને કાળા**–જો સ્વમામાં તમે ધોળા તલનો જથો દેખો તો લાભ બતાવે છે, પણ કાળા જોશો તો નુકશાન થશે.

**તંબુ જોવો અથવા તેમાં રહેવું**–જો એમ જોવો કે તમે તંબુમાં જઇને રહો છો અથવા તમે તંબુ માત્ર નજરે જુઓ છો તો માનવું કે તે તમને મુસાફરી કરાવશે તથા બીજી રીતે ઘણો લાભ કરશે.

**તળાવ જોવો કે તેમાં નાહવું**–સ્વમામાં એવો દેખાવ દેખો કે તમો કોઈ તળાવ જુઓ છો અથવા તેમાં નાહવા પડ્યા છો તો માનવું કે તમારી પનોતી જશે અને ઘણીક રીતનો મોટો લાભ કરી આપશે.

**તંગી–કોઇ પણ વસ્તુની થાય**–જો તમે એમ જોવો કે કોઈ અમુક વસ્તુની તમે ભારી તંગીમાં જણાઓ છો તો માનજો કે તેનું પરિણામ ઉલટું જ આવશે. પૈસાની વૃદ્ધિ થશે અને અનેક ઠેકાણેથી લાભો થશે.

**તસ્વીર જોવી**–આ સ્વપ્નું બેશક બહુ અશુભ છે; ન ધારેલી નુકશાની થવા સંભવ ઉભા થાય છે.

**ટપાલ ઑફિસ**–કાંઇક કારણસર તમે ટપાલ ઑફિસમાં ગયા છો, એવું સ્વપ્નું જોનાર માણસે ખાતરી રાખવી કે મિત્રોમાં ખપતા કેટલાકોની ચાંપલુશીખોરી જીભથી તમો ભયમાં આવી પડશો અને તે વેળા તમારે તમારો ભેદ ભરમો છુપાવવાની ભારી તજવીજ રાખવી જોઇએ.

**ટાંચલી**–કોઈ આસામી તમારા પાસેથી ટાંચલી માગે છે એવો બનાવ સ્વમામાં જોવો એ બતાવે છે કે તમને એક નીર્જીવ પણ ખરાં હેતની ભેટ મળશે.

**ટેબલ**–ટેબલ ઉપર લખવા બેઠેલાં જોવાનો દેખાવ બતાવે છે કે તમને કાંઈ અગત્યના સમાચાર મલશે; બંધ કરેલી ટેબલ સ્વમામાં જોવી એ કોઈ ભયભરેલી અને પ્રાણઘાતક માંદગીનું સૂચન કરે છે.

**ટેલીફોન**–ટેલીફોન મારફતે કોઈ સંદેશો મળવાનો યા સંદેશો મોકલવાનો દેખાવ સ્વમામાં જુઓ તો માનજો કે તમારૂં ભવિષ્ય ખુલી ગયું છે અને વખત જતાં તમે આરંભેલાં કામમાં તમને છકાં પડશે.

**તર્કી**—સ્વપ્નામાં આ પક્ષીનો દેખાવ જોવો એ ધંધારોજગારમાં ફરીથી દૃઢતા નથી એવું બતાવે છે તેમજ મિત્રાચારી પણ નબળી છે એમ સમજવું; પ્યારમાં હોવો તો કોઈનો ભપકાદાર દેખાવ જોઈ ભુલવું નહી, કેમકે તે તમારું જોડાણ એક તદ્દન બેઢંગા, ઉશ્કેરાઈ જાય એવા અને બુરા ખવાસના સોબતી સાથે થવાનો ભય છે, માટે સ્ત્રી અથવા પુરુષ જે હોય તેણે ખુબ સાવચેતીથી કામ લેવું.

**તુરા—ગજરા માથા ઉપર**—એમ જોવો કે તમે તમારા મસ્તક ઉપર તુરા—ગજરા લટકાવીને ઉભા છો તો ખુશી થવું કે તમે તમારી મુશ્કેલીઓ હઠાવી દેશો અને ધંધારોજગારમાં ફત્તેહ મેલવશો; પ્યારાને એવી હાથ ધરતી મલશે કે જેનો જોડો નહી અને તેના સાથનાં જોડાણ વેળા ભારે ધામધુમ થશે; તેની પાછળ આબાદી વેહતી આવશે પણ સાધારણ રીતે શરીરની નાતવાની ચાલુ રહેશે.

**ટોપી ફાટવી કે ખોઈ દેવી**—આવો કોઈ દેખાવ જોયો તો ખાનાખરાબીની અગમચેતી થઈ એમ માનવું; તમારી કામગીરી જતી રહેશે અને અચાનક ભારી નુકશાન થશે.

**ટીડા—ખેતર ખાઈ જાય છે**—આવો કોઈ દેખાવ સ્વપ્નામાં જોવો એ બહુ અશુભ ગણાય છે; દુકાળનો ભય રહે છે અને નુકશાન થવાનો સંભવ ઉભો થાય છે.

**ટંકશાળમાં સિક્કા પડે છે**—આવો કોઈ બનાવ સ્વપ્નામાં જોવો એ બેશક ગેરલાભકારક છે. નાણાંની તંગી પેદા થાય છે અને પુષ્કળ સંતાપ ઉત્પન્ન કરે છે.

**તરવાર—નાગી**—આ હથિયારને સ્વપ્નામાં જોવો તો ખાતરી રાખજો કે કોઈ શત્રુ તમારા ઉપર હુમલો લાવે છે.

**તરવાર વડે હુમલો કરવો**—સ્વપ્નામાં એવો દેખાવ જોવો કે તમે તરવાર હાથમાં રાખી કોઈ ઉપર હુમલો કરો છો તો માનવું કે તમારાં કામમાં તમને ફત્તેહ મળશે અને તમારી નામના થશે.

**તોડા—ચાંદીના પહેરવો**—આવો દેખાવ જોવામાં આવે તો તે લાભકારક છે; અનેક ફાયદા થવાનો સંભવ તે બતાવે છે.

**તડબુચ જોવું અથવા ખાવું**–સ્વપ્નામાં તમે જોવો કે તમે તડબુચ જુઓ છો અથવા તો તે ડપાડપ ડપાટો છો તો માની લેજો કે તે લાભકારક હોવા જોડે આબરૂમાં વધારો કરશે.

**તલ–ધોળા અને કાળા**–જો સ્વપ્નામાં તમે ધોળા તલનો જથો દેખો તો લાભ બતાવે છે, પણ કાળા જોશો તો નુકશાન થશે.

**તંબુ જોવો અથવા તેમાં રહેવું**–જો એમ જોવો કે તમે તંબુમાં જઇને રહો છો અથવા તમે તંબુ માત્ર નજરે જુઓ છો તો માનવું કે તે તમને મુસાફરી કરાવશે તથા બીજી રીતે ઘણો લાભ કરશે.

**તળાવ જોવો કે તેમાં નાહવું**–સ્વપ્નામાં એવો દેખાવ દેખો કે તમો કોઈ તળાવ જુઓ છો અથવા તેમાં નાહાવા પડ્યા છો તો માનવું કે તમારી પનોતી જશે અને ઘણીક રીતનો મોટો લાભ કરી આપશે.

**તંગી–કોઇ પણ વસ્તુની થાય**–જો તમે એમ જોવો કે કોઈ અમુક વસ્તુની તમે ભારી તંગીમાં જણાઓ છો તો માનજો કે તેનું પરિણામ ઉલટું જ આવશે. પૈસાની વૃદ્ધિ થશે અને અનેક ઠેકાણેથી લાભો થશે.

**તસ્વીર જોવી**–આ સ્વપ્નું બેશક બહુ અશુભ છે, ન ધારેલી નુકશાની થવી સંભવ ઉભા થાય છે.

**ટપાલ ઑફિસ**–કાંઇક કારણસર તમે ટપાલ ઑફિસમાં ગયા છો, એવું સ્વપ્નું જોનાર માણસે ખાતરી રાખવી કે મિત્રોમાં ખપતા કેટલાક કોની ચાંપલુશીખોરી જીભથી તમે ભયમાં આવી પડશો અને તે વેળા તમારે તમારો ભેદ ભરમો છુપાવવાની ભારી તજવીજ રાખવી જોઇએ.

**ટાંચલી**–કોઈ આસામી તમારા પાસેથી ટાંચલી માગે છે એવો બનાવ સ્વપ્નામાં જોવો એ બતાવે છે કે તમને એક નીજીવ પણ ખરાં હેતની ભેટ મળશે.

**ટેબલ**–ટેબલ ઉપર લખવા બેઠેલાં જોવાનો દેખાવ બતાવે છે કે તમને કાંઈ અગત્યના સમાચાર મલશે; બંધ કરેલી ટેબલ સ્વપ્નામાં જોવી એ કોઈ ભયભરેલી અને પ્રાણઘાતક માંદગીનું સૂચન કરે છે.

**ટેલીફોન**–ટેલીફોન મારફતે કોઈ સંદેશો મળવાનો યા સંદેશો મોકલવાનો દેખાવ સ્વપ્નામાં જુઓ તો માનજો કે તમારૂં ભવિષ્ય ખુલી ગયું છે અને વખત જતાં તમે આરંભેલાં કામમાં તમને છક્કાં પડશે.

**તપેલી**—ચુલો ઉપર તપેલીમાં પાણી ઉકળતું જોવું એ બનાવ સ્વપ્ન જોનાર માટે શુભ નથી; એમ માનવું કે કાંઇક ઉશ્કેરણી ભરેલો બનાવ બનવાની તૈયારી છે, અને કોઇક તરફથી તેના ઉપર ઇર્ષા દેખાડવામાં આવશે.

**તાર**—કોઈ જુવાન બાઈ સ્વપ્નામાં કોઈ તારનો સંદેશો મોકલવાનો દેખાવ જુએ તો તેણીએ માની લેવું કે તેણી એકાદ જુવાન માણસ સાથે મિત્રાચારી બાંધવામાં ફત્તેહ પામશે, અને એ મિત્રાચારી આયંદે પ્યારમાં ફેરવાશે અને છેવટે લગ્ન થશે.

**તાપણું**—જે માણસ જોડે તમે લગ્નીમાં છો તેના જોડે તમે સગડી આગળ તાપણું કરવા બેઠા છો એવો દેખાવ જોનાર જો જુવાન હશે તો માનવું કે તેનાં લગન જલદીથી જ થશે. પણ જો જોનાર ઘરડો કે અધોડ હશે તો માનવું કે તેની બાકી રહેલી જીંદગી બહુ સુસ્ત પસાર થશે.

**તેલ**—સ્વપ્નામાં તેલ અથવા તેલનો કાંઈ ઉપયોગ થતો જોવો તો માનવું કે તમારી જીભલીનો બહુ છુટથી ઉપયોગ કરવાને લીધે તમે મુશ્કેલીમાં આવી પડશો.

**તારા**—તમે એવો દેખાવ સ્વપ્નામાં જુઓ કે તમે આકાશ તરફ તારાઓની હીલચાલ તપાસો છો તો નક્કી માનવું કે તમે કોઈ એવી ખુબસુરત ફાંકડી કુમારિકા જોડે મિત્રાચારી કરવામાં ફત્તેહ પામશો કે જેના જેવી ખુબસુરત બીજી કોઈ સ્ત્રી તમે અત્યાર સુધી દીઠી ન હશે. કોઈ જુવાન સ્ત્રી જો એજ સ્વપ્નાનો દેખાવ જુએ તો તેણીએ નક્કી માનવું કે તેણી કોઈ ફાંકડા જુવાન સાથે હાથેવાળો મેળવવાને ભાગ્યશાલી થશે.




**થાક ચહડી** છે—સ્વપ્નામાં પોતાને થાક ચહડેલો જોવાનો બનાવ બતાવે છે કે તમારી ચાલુ મુશ્કેલીઓ અને અગવડોને બાજુ કીધાથી તમોને કીર્તિ અને લાભો મલવા પામશે, અને તે દૂર નહિ પણ નજદીકમાં જ.

**ઠામ ઠેકાણું ગુમાવી દીધું**.—છે-કોઈ માણસનું ઠામ ઠેકાણું તમે ગુમાવી દીધું છે અથવા કોઈનું ઠામ ઠેકાણું શોધો છો એવું સ્વપ્ન જુઓ તો જાણજો કે વગર વકી રાખેલાં ઠેકાણે તમારી જુની પિછાણ પાછી ચાલુ થવાની આશા છે.

**ઠોકર ખાઈને પડવું**—સ્વપ્નામાં એવો દેખાવ જોવો કે તમે રસ્તે ચાલતાં ઠોકર ખાઈ પડ્યા છો તો માની લેજો કે જે કામ ધંધો તમે લાભકારક સમજી માથે લીધો છે તેમાં તમને નિર્દોષ કમનસીબીથી ભારે ખોટ આવશે.

**ઠઠ્ઠા મશ્કરી કરવી**—જો તમે એવો દેખાવ જોવો કે તમે કોઈની ઠઠ્ઠા મશ્કરી કરવા પડ્યા છો તો ખાતરીથી માનજો કે તમારી રુસવાઈ થઈ તમને પોતાને નુકશાન થશે.

**ઠાઠડી—લાશની ઠરઠટી જોવી**—સ્વપ્નામાં લાસની ઠરઠટી યા ઠાઠડી જોવાનો બનાવ બહુ શુભ છે. સારો લાભ મળવા સાથે ધન-દ્રવ્ય પણ મેલવવા પામશો.

**ઠામ-(વાસણ) માટીનાં પકવેલાં**—તમે સ્વપ્નામાં માટીના ઠામ વાસણ જુઓ તો માનવું કે તે દેખાવ બહુ અશુભ છે. તે તમોને પીડાકારક થઈ પડશે. ઉપરાંત નુકશાનમાં પણ ઉતારવાના સંભવ પેદા કરે છે.

**ઠામ-(વાસણ) ત્રાંબા પીતલના**—સ્વપ્નામાં જોવાનો દેખાવ ઘણો લાભકારક છે. અનેક પ્રકારનો તે લાભો કરી આપે છે.

**ઠગાઈ કરવી**—સ્વપ્નામાં એવો બનાવ જોવો કે તમે કોઈને ઠગો છો તો તે બનાવ તદન ગેરલાભ કર્તા છે. અનેક રસ્તે તે તમને નુકશાનમાં ઉતારશે પણ એમ જોવો કે તમો પોતે કોઈના હાથથી ઠગાયા છો તે બનાવ લાભકારક છે. અનેક માર્ગે તે તમને લાભ મેલવી આપશે.

## ડ-ઢ.

**દુખાવો**—જો સ્વપ્નામાં તમે એવો દેખાવ જોયો કે તમારા શરીરમાં ઠેક ઠેકાણે દુખાવો થાય છે તો માનજો કે તમે કોઈ નાની માદગીને શરણ થશો. પણ તે ઝાઝો સમય ચાલશે નહિ છતાં થોડી ઘણી મુશ્કેલીઓ પણ ઉભી થશે.

**ડાંખલીઓથી ઝઝુમી રહેલું** ઝાડ—જો તમો સ્વપ્નામાં ડાંખલીઓથી ભરપુર ઝઝુમી રહેલું ઝાડ જોવો તો માનજો કે તમે થોડા જ વખતમાં ભર્યાપુર્યા થઈ જશો, તમારાં કુટુંબ કબીલામાં વૃદ્ધિ થશે અને તે બધાં સુખી અને આબાદ થશે.

**દુધ–મલાહી સાથનું–પીવું**—મલાહી સાથનું સોજું દુધ ગટગટાવો છો એવો દેખાવ જો સ્વપ્નામાં જોવો તો (જોનાર સ્ત્રી હોય તો) માની લેવું કે તમારો ધારેલો ખાવિંદ તદ્દન ગુસ્સાબાજ અને તદ્દન બેઢંગા સ્વભાવનો છે અથવા તો તમે તમારા પ્યારમાં નિષ્ફળ જશો, અને કોઈ બીજો જ હરીફ તેને પોતાનો કરી લેશે. સ્વપ્નું જોનાર જો કોઈ પરણેલો આસામી હોય તો ખાતરીથી માનવું કે થોડા જ સમયમાં ધંધાધાપામાં ખોટ, દલગીરી અને શોક કરવાના બનાવ બનશે. સ્વપ્નું જોનાર જો ખેડુત હોય તો માનવું કે મોસમ બહુ કઢંગી થશે, પાક નિષ્ફળ જશે; પણ જો તે દુધનો મોટો જથ્થો જોય તો માનવું કે તે ખોટના ખાડામાં તણાશે ખરો; પણ થોડા જ વખતમાં પાછો ટટાર થશે.

**દેવલમાં ભરાવું**—જો સ્વપ્નામાં એવો દેખાવ જોવો કે તમે કોઈ દેવલમાં ભરાયા છો તો માનજો કે તમે કોઈ મુસાફરીએ નીકલવાના અને ત્યાં જુના પુરાણાં દેખાવો જોવાના. જો સ્વપ્નું જોનાર કોઈ પરણેલો હોય તો ખાતરી રાખવી કે તે સારાં બાલબચ્ચાંવાળો થશે જેમનું વલણ તમામ દેવલ તરફ જ ઢળેલું રહેશે. જો એમ જોવો કે સવારના પોહોરમાં તમે દેવલમાં જાઓ છો તો તે કોઈ લગ્નપ્રસંગ નજદીકમાં બનવાનો સંભવ બતાવે છે, પણ જો તમો સફેદ પોશાકમાં હોવો તો કોઈની ઠાઠડી નીકળવાનો સંભવ બતાવે છે.

**ડેરી**—(દુધ દહી વગેરે વલોવવાનું મથક) જો તમે એમ જોવો કે તમે કોઈ ડેરીમાં ભરાઈ માખણ બનાવવાના કામમાં રોકાયા છો તો માનજો કે તમે તમારા દુનિયાઈ વ્યવહારમાં ફત્તેહમંદ ઉતરશો, તમે (જો સ્ત્રી હોય તો) કોઈ ફાંકડા પુરુષ જોડે અને મરદ હોય તો ફાંકડી સ્ત્રી સાથે પરણશો અને ઘણાં જ ભાગ્યશાલી બાલબચ્ચાંઓના માતપિતા થશો.

**ડુબી જવું**—સ્વપ્નામાં એવો દેખાવ જોવો કે તમો ડુબી ગયા છો તો ખાતરીથી માની લેજો કે મુશ્કેલીઓથી વીટલાઈ જશો, ધંધારોજગારમાં ખોટમાં સણાઈ જશો; અને મરણના પ્રસંગોમાં ગીરફતાર થઈ જશો. પણ જો એવો દેખાવ જુવો કે તમે ડુબી જાઓ છો અને કોઈ તમને બચાવી લે છે; તો માનજો કે કોઈ મિત્ર તમારી મુશ્કેલીઓમાં તમને સહાય કરશે.

**દેશનીકાલ**—એમ જોવો કે તમને દેશનીકાલ કહાડવામાં આવ્યા છો તો માની લેજો કે મુસાફરી કરવાની તમને દરેક સગવડ ઉભી થશે.

**દીવાળું કહાડવું**—જો સ્વપ્નામાં તમે એવો કોઈ દેખાવ દેખો કે તમે તમારા ધંધામાં પડી ભાગ્યા છો, તમે જેને ચાહો છો તેનો વળતો પ્યાર મેળવવાને નિષ્ફળ થયા છો, અથવા તમારા યોજેલા પ્લાનોમાં થાપ ખાધી છે તો તેનું પરિણામ ઉલટું જ સમજજો. તે બતાવે છે કે ડાહાપણ અને સાવચેતીથી માર્ગ કાપવાથી તમે તમારી ધારેલી દરેક ધારણામાં સંપૂર્ણ ફત્તેહ પામશો.

**દુકાળ**—આવો દેખાવ જોવો એ ઉલટાં જ પરિણામનો સંજોગ બતાવે છે; પરિણામ એ આવશે કે પ્રજા આબાદ થશે, જનસમાજ સુખી થશે, ધન દ્રવ્ય ભેગું કરશે અને આનંદ પામશે. જોનાર ઘણા મિત્રો મેળવશે, સાચો પ્યાર મેળવશે અને સુખી કુટુંબનો પાલણહાર થશે.

**દેડકાં**—આ તદ્દન નિર્દોષ જ પ્રાણી છે, અને તેને સ્વપ્નામાં જોવાં એ પણ ખરે જ લાભકારક છે. ધંધામાં ફત્તેહ સૂચવે છે; ખેડુત હોય તો માનવું કે પાક મનેમાનતો થશે, અને તેમાં ખોરાક પણ આબાદ રહેશે; ઘરડાં તથા જુવાન દરેકને માટે એ શુભ શુકન જેવું સ્વપ્નું છે; સારી મિત્રાચારી થાય છે; જાહેર આશ્રય મેળવે છે અને આશક–માશુકના સંબંધમાં પણ તે ફળદાયી છે.

**દોજખ**—સ્વપ્નામાં દોજખ(નર્ક)નો દેખાવ જોવો તો માનજો કે તમે શરીરે દુઃખી થશો તથા મનબુદ્ધિથી પણ કમી થશો; દુશ્મનો અથાગ મુશ્કેલીઓ નાખશે; ધંધારોજગારમાં નુકશાન પહોચશે અને તે સઘળાં કારણે ગમમાં ગીરફતાર થવું પડે તેમ છે.

**દારૂ પીવો**—જો સ્વપ્નામાં તમે એવો દેખાવ જુઓ કે તમો ખાંડી દારૂ પીઓ છો તો તમારે નક્કી માનવું કે તમારે કોઈ દૂર દેશાવર જવાની અને ત્યાં જ ઠરીઠામ થવાની જરૂર પડશે; પણ તે વેળા તમારા સંજોગો તદ્દન સવળા રહેશે. જો એમ જોવો કે તમે રમ દારૂ પીઓ છો, અને જો તમો સ્ત્રી હોવો તો માનજો કે જાતે કોઈ ખલાસી અથવા તો દરિઆઈ સફરથી પોતાનું ગુજરાન ચલાવતા હોય તેવા ધંધાદારીનાં ધણિઆણી થવા પામશો; જો તમો "જીન" દારૂ પીવાનો દેખાવ જુઓ તો માનજો કે એક મોટા અને વસ્તીવાળાં શહેરમાં જઈ વસવાનું તમારી સુજતમાં નોંધાયલું છે; પણ ત્યાં તમે તદ્દન નિર્ધન અને કરજદારી સ્થિતિમાં સપડશો, ધંધારોજગારમાં ભારે નુકશાન થશે અને તમારી આબરુના કાંકરા થશે. જો તમે "વ્હીસ્કી" દારૂ પીવાનો દેખાવ દેખો તો તમારા સંજોગોમાં ઓચિંતો ફેરફાર થઈ જશે, અમુલ્ય મિત્રાચારી ગુમાવશો, અને દુનિયાના ધિક્કારમાં આવી પડશો, અને માણસાઈ આશ્રય કરતાં કાંઇક વધારે મોટા આશ્રયની તમને જરૂર પડશે.

**દીવાના થયા છો**—જો સ્વપ્નામાં એવો દેખાવ જોવો કે તમે દીવાના થયા છો અથવા દીવાનાઓની સંગાતમાં જઈ રહેલા છો તો તેનું પરિણામ ઘણું સારું છે; જોનારની મનશક્તિ ઘણી ખીલે છે, વેપાર ધંધામાં ભારે કુશળતા બતાવશે; સારો દરમાયો મેળવશે, અને તેના ઉપરથી વધીને દ્રવ્યવાન થશે. જો સ્વપ્નું જોનાર વેપારી હોય, ધંધાદારી હોય, વાહાણનો કેપટન હો, કે ખેતીવાન હો; તો એ દેખાવ જોવા પછી ન ધારેલી આબાદીની ભરતીએ પડશે; સુખાકારી ભરેલી અને લાંબી જીંદગી ભોગવિશે. જુવાન હશે તો મનગમતી પ્રિયા મેળવશે, અને તેમાં તે સુખી થશે. જો સ્વપ્નું જોનાર કોઈ જુવાન કુંવારિકા હશે તો તે પોતાને મનગમતો પ્રિયતમ મેળવવા પામશે, જે કાબેલીયત, ડાહપણનો ભંડાર, ઉદ્યોગી, ખંતીલો, મોહબતવંતો નીવડશે; એટલે સુધી કે પ્રિયાને માટે જીવ આપવા પણ તૈયાર થશે.

**દવા પીવી**—જો તમે એવો દેખાવ જુઓ કે દવા પીઓ છો અને તે બહુ કડવાસ ભરેલી લાગે છે, તો માનજો કે તમારા સંબંધમાં કોઈ

એવો બનાવ બનશે કે જેની અસર થોડો જ વખત સુધી તમારા ઉપર રહેશે, પણ તેટલો વખત તમે પુષ્કળ હેરાનગતી ભોગવશો; પણ પાછળથી તેમાં સારો ફેરફાર થઈ જશે. કાળાં વાદળાં વીખરાઈ જશે અને રોશની ઝલકી રહેશે. રંજપછી આસાએસ મળશે અને દુઃખ પછી સુખ મળશે. સામટી રીતે તે એક સારું સ્વપ્નું છે.

દુધ પીવું–સ્વપ્નામાં દુધ પીઓ છો એવો દેખાવ જુઓ તો ખુશાલી ડોળા ઘુરકી રહી છે એમ સમજજો, પણ તમે દુધ વેચો છો એમ જુવો તો માનજો કે ધંધામાં હાનિ થશે અને બીજી બાબતોમાં પણ અસંતોષ પેદા થશે. તમે દુધ કોઇને આપો છો એવો દેખાવ જોવો તો તે આબાદી બતાવે છે, અને એક સુખવાસી લગનની આગાહી આપે છે. જો કોઈ સ્ત્રીનાં થાનમાંથી દુધ વેહે છે એવો દેખાવ જોવામાં આવે તો તે જલદીથી સુખી લગન અને તેનાથી બચ્ચાંકચ્ચાં થવાની આગાહી કરે છે. જો કોઈ ખેડુત એમ દેખે કે તે ગાય દોહવા બેઠો છે તો માનવું કે તે આબાદીની નીશાની છે; તેનાં ઢોર–જાનવર આબાદ થશે અને પાક પણ મનગમતો ઉતરશે.

દુઃખ–દર્દ–જો તમે એવું જોવો કે તમે સખત દુઃખ–દર્દ અને દુખાવાથી પીડાઓ છો તો તેનું પરિણામ તેથી ઉલટું જ આવશે. કોઈ એક અચાનક એવો બનાવ તમારા સંબંધમાં બનવા પામશે કે તેથી તમને ભારે ફાયદો થશે. જોનાર ધંધાદારી હોય તો માનવું કે જે કેટલીક વસ્તુઓનો તે વેપાર કરે છે તેમના ભાવો ઓચિંતા વધી જશે, જેથી તેને ઘણો મોટો નફો થશે. કોઈ પ્યારમાં પડેલાંઓ માટે પણ તે સારું સ્વપ્નું છે, કેમકે તે સુચવે છે કે લગન જલદી થશે અને તે તદ્દન સુખવાસી નીવડશે. જો સ્વપ્નું જોનાર ખેડુત હોય તો તેણે ખુશી થવું કેમકે મોસમ ઘણી આબાદ અને પાક કોઈ પણ વરસ કરતાં આબાદ–ભરપુર ઉતરશે. જો ખલાસી હોય તો માનવું કે તે પોતાની સફરમાં આવતાં બીજાં બંદરે કોઈ ધનવાન સ્ત્રી જોડે લગનગાંઠથી જોડાઈ જવા પામશે.

કુક્કર–સ્વપ્નામાં આ જનાવરનો દેખાવ જોવો એ શુભ–અશુભ-બનાવોનું મિશ્રણ સૂચવે છે. તે સૂચવે છે કે તમારા ઘણાક ખોટા મિત્રો થશે. છતાં તેમાંથી એકાદ નીમકહલાલ અને નિષ્કપટ મિત્ર નીકલી આવશે. વળી

તે બહુ માંદગી અને શોકનું સૂચન કરે છે; એટલું જ નહી પણ ઘણા મોટા ભયમાં તમે આવી પડશો, છતાં સેહેજ જ ઇજા પામી છટકી જવા પામશો; ઘણીક વિટંબણાઓ પછી તમે આયંદે દુનિયામાં નામદારી મેલવશો, અને સંસાર વ્યવહારમાં આગળ વધશો; પણ તમારો વંશવેલો ઘણો કમનસીબ નીવડશે, તે ગરિબાઈ અને નામોશીમાં અટવાશે.

**દુકાન રાખવી**–સ્વપ્નામાં એવો દેખાવ જોવો કે તમે એક દુકાન રાખી છે તો તે મધ્યમસર સુખની આગાહી કરે છે. તમે ઉદ્યોગ અને ચાલુ ખંતથી ધારેલાં કામમાં ફત્તેહ પામશો. પણ એમ જોવો કે તમે કોઈ દુકાનમાં બીજા શખ્સ ભેગા નોકરી બજાવો છો તો માનવું કે સારી રીતભાત અને વર્તણુંકવાલી સ્ત્રી મલશે, જેના સાથે મલીને તમે ભારે ખંતથી સ્વતંત્રતા મેળવવાને ભાગ્યશાળી થશો.

**દાંત જોવા**–કોઈ માણસને સરખા સફેદ દુધ જેવા દાંતવાળો ઉભેલો જોવો છો તો માનવું કે તમને એક સુખદુઃખનો સાથી જલદીથી મલશે. તમારા દાંતો તદ્દન ઢીલા થઈ ગયા છે એવો દેખાવ જોવો તો માંદા પડવાની વકી રાખજો. જો એકાદ દાંત પડી ગયો છે એવું દેખો તો માનજો કે તમો કોઈ મિત્ર કે સગો ગુમાવવાની તૈયારીમાં છો, પણ જો એવું દેખો કે તમારા સઘળા દાંતો પડી ગયા છે તો તમારા પોતાના કબરવાસ થવાની તૈયારી કરજો. જો દાંતો દુઃખે છે એવો દેખાવ જોવો તો માની લેજો કે બહુ સંસાર સુખ પ્રાપ્ત થશે; જો નવો દાંત આવે છે એવો દેખાવ જોવો તો માનજો કે તમારા રહેઠાણમાં ફેરફાર થશે; જો એ દેખાવ જોનાર કોઈ પરણેલો હોય તો માનવું કે બચ્ચાંકચ્ચાંથી તેનું ઘર ભરાઈ જશે.

**દેડકો મોટો–ટોડ**–આવું સ્વપ્નું જોનાર જો ધંધાદારી હોય તો તેણે સાવચેતી રાખવી કે તેના જ ધંધામાં ઘણા ખટપટીયા હરીફો સામા થશે. પ્યારની બાબતમાં માનવું કે જેના ઉપર પ્યાર રાખો છો તે તદ્દન હચુપચુ અને કપટી નીવડશે. પણ તમે જોવો કે તમે કોઈ દેડકાને મારો છો તો ખુશી થજો કે તમે દરેક બાબતમાં ફત્તેહ મેળવવા લાગશો.

**દારુ–દરાખનો પીવો**–જો તમો એવો દેખાવ જોવો કે તમે દરાખનો (વાઇન) દારુ પીઓ છો તો તે તનદરોસ્તી, ધન, લાંબુ આયુષ્ય

અને સુખસંપત્તિ મલવાનું સૂચન કરે છે; જો તમો એમ જોવો કે કોઈ બીજા જોડે ખુબ ખુશીમાં આવી દારૂ પીઓ છો તો જલદીથી લગનની તૈયારી કરજો. જેને તમે તમારો પ્યાર આપ્યો છે તેના જ જોડે તમે પરણુશો; પણ જો તમે પરણેલાં હોવો તો ખાતરી રાખજો કે તમે પુષ્કળ છૈયાં છોકરાંવાળાં થશો, જે તમોને સારું માન આપશે; જો જોનાર ધંધાદારી હશે તો તે ધંધો ઘણોજ લાભકારક નીવડશે, અને એટલું ધન મેળવશો કે આયંદે તમે વાનપ્રસ્થ થવા ઇચ્છા કરશો. એ સ્વપ્નું એવું પણ સૂચન કરે છે કે તમારાં કુટુંબમાં કેટલીક મુસીબતો નીકળશે પણ તે થોડા જ વખતમાં ખલાસ થઈ જશે.

**દવ**—સવારના પોહોરમાં સૂર્યના પ્રકાશમાં દવ ચલકતો જોવાનો બનાવ બહુ શુભસુચક છે; આશકને તે ઉત્સાહી બનાવે છે; ધણી–ધણિયાણીને ઘરનું સુખ આપે છે; ધંધારોજગારી માણસને ધનની વૃદ્ધિ કરે છે; સાક્ષર માણસને માન અપાવે છે, ટુંકમાં દરેક શખસને તેનાં અંતકરણની ઉર્મિઓ પ્રમાણે સ્વપ્ન ફલિતાર્થ થાય છે.

**દીવો–બુજવવો**—બળતો દીવો ઓચિંતો બુજાઈ જતો જોવાનો બનાવ બતાવે છે કે જોનારો આસામી તુરતમાં એક મિત્રને ગુમાવી બેસશે; દીવાનું તેજ ધીમે ધીમે સતેજ થવાનો બનાવ, જોનાર જો પુરુષ હોય તો માનવું કે ખામી ભરેલી કેલવણીવાળી એક કુંવારિકા જોડે તે પરણુશે, પણ પાછળથી કેળવણીમાં વધારો કરી તેણી લાંબે સમયે જેટલી ઉપયોગી તેટલી જ દિલસોજીની લાગણી ધરાવનારી સોબતણ થઈ પડશે. સ્વપ્ન જોનાર જો સ્ત્રી હોય તો માનવું કે જે પુરુષને તે ચાહે છે તે પુરુષ તેણીને પણ વધતા જતા પ્યારથી ચાહશે.

**દુર્દૈવ**—સ્વપ્નામાં દુર્દૈવ થયલું જોવાનો બનાવ તેથી ઉલટા જ પ્રકારનું સૂચન કરે છે, અને આબાદીના ચિન્હ જણાવે છે.

**દુર્બિન**—કોઈ જુવાન માણસને સ્વપ્નામાં એવો દેખાવ જોવામાં આવે કે તે કોઈ દુર્બિન વડે જુએ છે તો તેણે સમજવું કે જે બીસતંખી ઉપર તેણે દિલ બાંધ્યું છે તેણી તો બીજાનેજ પોતાનો પ્યાર આપી ચુકેલી છે, માટે સાવચેત રહેવું જરૂરનું છે.

**દોરડું**—સ્વપ્નામાં દોરડું જોવું એ અશુભ ગણાય છે. નક્કી માનવું કે જે વખત જાય છે તેમાં તમારા હાથે પગે બેડી ઠોકાવાની વક્કી છે; આ બેડી પહેલાં તો તમો ખુશીથી ઘાલશો, પણ પછીથી તેમાંથી છુટવાની તમને ઇચ્છા થશે, પણ તે વેળા છુટવું મુશ્કેલ પડશે.

**દાંતાવાળું હળ**—કોઈ માણસ જમીનમાં દાંતાવાળું હળ ફેરવે છે અને તે હળ સાથે તમે પણ તળે ઉપર થાઓ છો, એવો જો દેખાવ સ્વપ્નામાં જોવામાં આવે તો માનવું કે તમારું ભવિષ્ય ખુલી ગયું છે; તમે સારી વિદ્યા સંપાદન કરશો અને તેનો લાભ બીજાઓને પણ આપશો.

**દરિયો કિનારો**—સ્વપ્નામાં એવો દેખાવ તમારા જોવામાં આવે કે તમે દરિયા કિનારે બેઠા છો અથવા કિનારે ફરો છો તો માનજો કે જે વખત જાય છે તેમાં દુનિયામાં એક લાંબી મુસાફરી કરવાની તમારી સૃજત છે: તમે જો એકાદ પથ્થર ઉપર બેઠેલા છો એવો દેખાવ નજરે પડે તો સમજજો કે તમે ઉઠાવેલું સહાસ પાર પડશે; પણ કિનારાની જમીન ઉપર બેઠેલા છો એવો દેખાવ જોવામાં આવે તો નક્કી માનજો કે તમારું બારકસ જેમાં તમે મુસાફરી કરતા હશો તે તોફાનથી ભાગી જશે.

**દાડમ—મીઠાં ખાવા—દાડમનું ઝાડ જોવું**—મીઠાં દાડમ પ્રાશન કરતાં જોવાનો બનાવ લાભકારક છે. વેપાર અને મિત્રો વધે, પણ તે ખાટું દાડમ ખાય તો ઉલટું નુકશાન થાય. દાડમનું ઝાડ જોવાનો બનાવ લાભકારક છે; સારો ઓહ્દો મળે તથા અનેક પ્રકારના લાભો મળે.

**દાંત—સોના કે ચાંદીના** જોવાનો બનાવ અશુભ છે. બીમારી વધે છે અને સાથે લાગી અનેક મુસીબતો પણ પડે છે.

**દરિયો જોવો અથવા તેના પરથી પાર થવું**—સ્વપ્નામાં આ બનાવ જોવાનું પરિણામ બહુ લાભદાયી છે. ધન, ધાન્ય અને સત્તાની પ્રાપ્તિ થાય; પણ જો દરિયામાં ડુબી જાય છે એવો દેખાવ જોય તો માનવું કે જોનારને ખરાબીમાં ઉતારે.

**દરવાજો—મોટો જોવો—અગર દરવાજો તોડવાનો બનાવ જોવો**—સ્વપ્નામાં પહેલો બનાવ જોવો લાભકારક છે; સ્ત્રી મળે અગર સરકાર દરબારી નોકરી મેળવે; પણ બીજો બનાવ ખચીત જ અફળદાયી છે.

જોનારના આપ્તિકો અથવા પોતાનાં ઘરબાર હોય તો તે વેચવા સાટવાનો વખત જલદી આવે.

**દાઢી જોવી**—આ બનાવ જોવો એ શુભ છે; ભવિષ્ય ખુલવાની તે નીશાની બતાવે છે.

**દાઢીના વાળ ખરી જવા—વાળ મુંડાવવા કે વાળને ખીજાબ કરવો**—આવા કોઈ પણ બનાવ સ્વપ્નામાં જોવાનું બહુ વિપરિત જ છે; અગર ખરી જતા જોવો તો સમજવું કે સંતાપ અને ખેજાલત થાય, વાળ મુંડાવવાનો બનાવ જોવો તો સમજવું કે તમે માનમરતબો ભોગવતા હશો તેમાં ઘટાડો થશે અને અનેક પ્રકારે નુકશાન થશે; ખીજાબ કરતાં જોવાનો બનાવ પણ અશુભ છે; તે સંતાપ અને ગમખ્વારી પેદા કરે છે.

**દુલહન(પરણતી કન્યા)ને** સ્વપ્નામાં જોવાનો બનાવ બહુ જ શુભ છે, જોનારને અનેક પ્રકારના લાભ થાય છે.

**દોડવું**—જો તમે સ્વપ્નામાં એમ જોવો કે તમે દમબાંધીને દોડો છો તો માની લેવું કે કોઈ મુસાફરીએ નીકળવાનો સમય આવી પહોંચ્યો છે, અને તેમાં તમને તમારી દોડનાં પ્રમાણમાં લાભ થવાની વક્કી છે.

**દુશ્મની કરવી**—સ્વપ્નામાં એવો દેખાવ જોવો કે તમે કોઈ જોડે દુશ્મનાવટમાં ઉતર્યા છો તો પરિણામ તેનું તેથી ઉલટું જ સમજવું, એમ જ માની લેવું કે જે કામ તમે હાથ ધરશો તેમાં તમારી ફત્તેહ છે.

**દહી ખાવું કે ચાટવું**—સ્વપ્નામાં એવું જોવો કે તમે દહી ખાવો છો તેનું પરિણામ લાભકારક છે. મુસાફરી કરવાની તૈયારી કરવી, તેમા તેમ જ બીજી દરેક પ્રકારે લાભ થવાની વક્કી રાખવી.

**દાણા—ઘઉં યા જવના જોવા**—સ્વપ્નામાં આ અનાજને જોવો એ સારા બનાવની આગાહી કરે છે. તેથી તમને અનેક પ્રકારે લાભ થવાની ખાતરી રાખવી.

**દટાયેલા જોવું**—જો કોઈ માણસ પોતાને માટીમાં અથવા કોઈ પણ બીજી રીતે દટાયલો જોય તો કમબખ્તી જ સમજવી. અનેક પ્રકારની સખતાઈ ગુજરવાની તથા હેરાનગતીમાં ઉતરવાની ચિંતા રાખવી

**કુક્કર યા કુક્કરનું માંસ જોવું**—સ્વપ્નામાં કુક્કરને જોવું એ અશુભ છે. પછી તે મુએલું હોય કે જીવતું; તેનો મર્મ એવો સમજી લેવો કે જોનારની પરણેતર જીંદગી દુઃખી નિવડશે અને ચાલુ કીધેલો ધંધોરોજગાર સંતોષકારક નિવડશે નહી. પણ કુક્કરનું માંસ જોવું એ શુભ છે. તેથી સારો લાભ થશે એટલુંજ નહી પણ ધંધોરોજગાર રોકડે પૈસે તડામાર ચાલશે.

## ઢ–ધ.

**ધિક્કાર પામવો**—સ્વપ્નામાં તમે એમ દેખો કે તમો દરેક તરફના ધિક્કારને પામ્યા છો, અથવા દરેકને અપ્રિય થઈ પડ્યા છો અને તે કારણે તમે સંભાળમાં રહો છો, તો માનજો કે કોઈ દુશ્મનો તમને જરૂર નુકશાન પોહોંચાડશે; પણ જો એમ જોવો કે સામા તરફના તિરસ્કારથી તમો કશો સંતાપ કરતા નથી અને તદ્દન બેપરવાહ છો તો માનજો કે તમે સદાનો અણગમો મારી હટાવશો અને દુશ્મનો ઉપર ફત્તેહ મેલવશો.

**ધાસ્તી ખાવી**—સ્વપ્નામાં એવો દેખાવ જોવો કે તમે કાંઇક ધાસ્તી ખાઈ ગયા છો તો માનજો કે ફળ તેનું તદ્દન ઉલટું જ આવશે. તે બતાવે છે કે ભવિષ્યની કસોટીમાં તમે બાહાદુરીથી પાર પડશો અને તમારો હેતુ પરિપૂર્ણ ફળિભૂત થશે. પ્યારમાં હશો તેમાં પણ સફળ થશો.

**ધુમકેતુ**—સ્વપ્નામાં આ દેખાવ જોવો અતિ ઘણો અશુભ પરિણામ સૂચક છે; પ્રજાકીય આફત વરસાવશે, લડાઈ, દુકાળ, મરકી અને ખુનામરકી ચાલુ થશે. ચઢતી પાયરીએથી તદ્દન હેઠળ ગગડી પડશો. ધૂમકેતુનો દેખાવ જોયા પછી જોનારે મુસાફરીની ઇચ્છા કરવી નહી, તથા જ્યાં ભય જેવું હોય ત્યાં બીલકુલ પગ મુકવો નહી, કે કોઈ જોખમભરેલું સાહસ માથે ઉઠાવવું નહી; જો આ ચેતવણી છતાં જો તેમ કીધું તો જરૂર ખત્તા પામશો.

**ધુમાડાથી ઘેરાઈ જવું**—જો તમે એમ જુઓ કે પુષ્કળ ધુમાડાથી તદ્દન ઘેરાઇને આંધળા બની ગયા છો તો માની લેજો કે તમારો ધંધોરોજગાર નિષ્ફળ જશે, અને તમારું ભેગું કુટુંબ તદ્દન છૂટું પડી જશે; પણ

જો એમ જોવો કે ધુમાડામાંથી તમે ખલાસી પામ્યા છો તો સમજજો કે તમે તમારી આગલી સ્થિતિએ ચઢશો.

**ધર્તીકંપ**—સ્વપ્નામાં તમે જો ધર્તીકંપ થવાનો દેખાવ જોવો તો ખાતરી રાખવી કે તે તમારી સ્થિતિમાં પણ ઉથલપાથલ કરી નાંખશે; ધંધારોજગારમાં ખોટ, કુટુંબમાં મરણને લીધે બધાં વેરાઈ જશે; કજીયા કંકાશ બરપા થશે; સંસાર સુખમાં સડો પેસશે. પ્રજા ઉપર પણ આફત વરસશે, વેપાર રોજગાર પડી ભાંગશે અને કદાચ લડાઈ પણ જાગશે; પ્યારમાં હશો તો તે પણ ભાંગી પડશે.

**ધુમસ**—સ્વપ્નામાં ધુમસનો દેખાવ જુવો એ હવે પછીના તમારા સંજોગો તદ્દન અનિશ્ચિત થઈ જવાનો સંભવ બતાવે છે; મોહબ્બતમાં હશો તો તેમાં પણ પાર પડવું શકમંદ છે; મિત્રોને મદદ માટે અરજ કરશો પણ તેઓ તે કદી કરશે નહી; શેરોમાં કે પોલીસીઓનો સટ્ટો કરતા હશો તો તે તમારો નાશ કરશે; તમારી બગડેલી તબીયત સુધરવાની આશા પણ મિથ્યા થશે; આટલું છતાં જો તમે એમ જુઓ કે ધુમસ વિખરાઈ ગયું છે અને સૂર્ય પ્રકાશતો થયો છે તો તમારી સ્થિતિ ફરી જશે અને સર્વ સારૂં થશે.

**ધર્મશાળા**—સ્વપ્નામાં એવો બનાવ જોવો કે તમે કોઈ ધર્મશાળામાં જઈ ઉતર્યા છો તો માનવું કે તમે ગરીબીમાં આવી પડશો; માથે ઉઠાવેલાં કામમાં ફત્તેહ પામશો નહી, માંદગી અને કદાચ મોતની પણ વકી રાખવી પડશે; ધંધાદારીને ધંધામાં ખોટ જશે, અને ધંધારોજગાર પડી ભાગશે; પ્યારમાં હશો તો માનજો કે તમો જેને ચાહો છો તે તમોને છોડીને બીજાને લઈ બેસશે.

**ધાતુઓ**—સ્વપ્નામાં જુદી જુદી ધાતુઓના દેખાવ જુદાં જુદાં પરિણામે બતાવે છેઃ—જો સોનું જોવો તો માનજો કે મુશ્કેલીઓ, માંદગી અને ગરીબી ડોળા ધુરકે છે અને નાણાં સંબંધી ગુંચવાડાની મુઝવણ વધતી જશે. ચાંદીનો દેખાવ જોવો તો માનજો કે તમને તમારા માર્ગમાં ઘણાક દગારા મલશે અને તે કારણે બહુ નાઉમેદી મળશે. ત્રાંબાના સિક્કા જોવો તો ખાતરી રાખવી કે ગરીબી ડોળા ધુરકે છે; જો ખુદ ત્રાંબુ જોવો તો માનજો કે મુસાફરીમાં તમારૂં બારકસ ભાગી જશે. લોઢું સ્વપ્નામાં જોવો તો

સમજજો કે તમારો બેડો પાર; સારે ઠેકાણે તમારાં લગન થશે અને તમે તમારી ચાલુ ખંત, ઉદ્યોગ, અને ફત્તેહમંદ સટ્ટાબાજીથી ઘણું દ્રવ્ય ભેગું કરશો. જો સીસું સ્વપ્નામાં જોવો તો તમે જેના ઉપર પ્યાર બાંધ્યો છે તેનું અથવા તો કાંઈ તમારા અતલગના ખેશીનું મરણ થશે.

**ધણિયાણી**–જો સ્વપ્નામાં એમ જોવો કે તમે કોઇનાં ધણિયાણી થયાં છો તો માનજો કે તમે કદી પરણનાર નથી. પુરુષ એમ દેખે કે તે પોતાની ધણિયાણીને જુએ છે તો માનવું કે તેણી માંદગીથી પટકાશે પણ ઘણી માવજત પછી તે સાજી થશે.

**ધર્મગુરુનો દેખાવ**–સ્વપ્નામાં ધર્મ ગુરુનો દેખાવ જોવો એ અશુભ છે; જોનારને નુકશાન થાય છે અને અનેક જણના હાથ ઉપર ઠગાઈ જવાની ધાસ્તી રહે છે.

**ઢાલ જોવી**–આ હથિયારનો દેખાવ સ્વપ્નામાં જોવો બહુ ફળદાયી છે. જોનારને અનેક ઠેકાણેથી અને અનેક પ્રસંગે લાભ મળવાની વક્કી છે.

**ઢોલ વગાડવું**–સ્વપ્નામાં એમ જોવો કે તમે ઢોલ વગાડી નાચો છો તો પરિણામ બહુ જ ખરાબ છે; અનેક પ્રકારે ગેરલાભો થવા સંભવ છે.

**ધન દોલત**–સ્વપ્નામાં ધન દોલતના મોજાંમાં પોતાને ઉછળતા જોવાનો બનાવ બહુ અશુભ સમજવો. જોનારે લાંબો વખત ગરીબાઇનાં સંકટ સહેવવાં પડશે, પણ છેક અંતની ઘડીએ જ ભાગ્યદેવી તેના ઉપર પ્રસન્ન થશે.

**ધુલારું**–કુંવારિકા પોતાને ધૂલથી ભરેલાં ઘરમાં દેખે તો, જે પુરુષને તે ચાહે છે તેનું ઘર સણગારવાને તેણીએ તૈયાર થઈ રહેવું; જો કુંવારો એ સ્વપ્નું દેખે તો માનવું કે તે એક એવી સ્ત્રી જોડે સંસાર માંડશે કે જે તેનું ઘર સણગારવાને બદલે પોતાની ટાપટીપ ને સણગારમાં જ સઘળો વખત ગાળશે.



## ન.

**નિરાધાર સ્થિતિ**–જો તમે તદ્દન નિરાધાર અને હલકી સ્થિતિમાં આવી પડ્યા છો એવો દેખાવ સ્વપ્નામાં જુઓ તો તે આવી પડતી ગરી-

બાઈ અને દરિદ્રતાનું સૂચન કરે છે; પણ એવા દેખાવ છતાં તમે ખુશ અને આનંદમાં છો એમ જુઓ તો માનજો કે તે તમારી બતંગ સ્થિતિ માત્ર એકાદ મોસમ ચાલશે અને તે પછી તમે આબાદ સ્થિતિએ આવી પુગશો.

**નાહસભાગ કરવી**–તમે એમ જોવો કે તમે નાહાસભાગ કરો છો તો સમજજો કે તમે ભયમાં પડનાર છો, અને તે કારણે કાંઈ અપ્રમાણિક વર્તન કરવાની તૈયારીમાં રહેશો, માટે ખુબ સંભાલીને કામ લેજો; જો કોઈ બીજા ભલતા માણસને એ પ્રમાણે નાહાસભાગ કરતાં જુઓ તો માનજો કે તમોને કોઈ દગાખોર અને બેવફા મિત્ર મળશે; જો કોઈ સ્ત્રી એમ જુએ કે તેનો પ્રિયતમ ભાગી ગયો છે તો તેણીએ માની લેવું કે તેણીનો તે પ્યારો કોઈ બીજીનો જ ચાહાનારો થયો છે અને તે તેણીને તજી દેશે.

**નાદાર દેવાદારી**–સ્વપ્નામાં આવો કોઈ નાખુશ દેખાવ જોવો એ એવું સૂચન કરે છે કે જોનારે બહુ સાવચેતીથી કામ લેવું; તમોને પોતાને નુકશાનકારક થઈ પડે તેવું કોઈ પણ કામ માથે ઉપાડવામાં ન આવે તેની સંભાળ લેવી; કોઈ ઉતાવળનાં કંટ્રાકટો કરવાં નહી, પ્યારની બાબતમાં ઉતાવળ કરવી નહી, પણ મિત્રોની સલાહ લઈ આગળ વધવું; કારણ કે એક પણ ડગલું ગેરડાહાપણથી ભરવામાં આવશે તો તે ભવિષ્યની જીંદગી સુધી કડવાસ ઉત્પન્ન કરશે.

**નાહાવું ધોવું**–એમ જોવો કે તમે નાહાવા બેઠા છો અને પાણી તદ્દન નીતરું અને પારદર્શક છે તો માનવું કે કામધંધામાં આબાદી અને ફત્તેહ મળશે; પ્યારમાં પાર પડશો; પણ જો પાણી કાદવવાળું અને ગદલું હોય તો ગરીબાઈ, કમનસીબી, શોક, અને સાથે વળી કંગાળ તનદરોસ્તી તમારે પગે વળગશે.

**નૃત્ય (નાચ)**–સ્વપ્નામાં આવો દેખાવ જોવો એ લાભકારક છે; તે સૂચવે છે કે તમે મોટા માનપાનના ભોક્તા થશો, તમારા હાથ ધરેલા પ્લાનો ફત્તેહમંદ નીવડશે અને પ્યારમાં પણ તમે એક સારો મદદગાર મેલવવા પામશો.

**નિકળી જવું–પ્રિયા સાથે**–સ્વપ્નામાં તમને એવો ભાસ થાય કે તમે તમારી પ્રિયા સાથે નિકળી જાઓ છો તો માનજો કે તે લગન સુખી

નીવડશે નહી. જો કંગાલિયત નહી તો બહુ જ મુઝવણ ઉભી થશે. જોડું પણ સુખી નીવડશે નહી. એમાંથી એક તદ્દન બેવકુફ અને દરેક બાબતમાં ઉડાઉ નીકળશે, સાથે ઉતાવળીયું અને કજીયાખોર પણ નીવડશે. પણ જો એમ જણાય કે તમારો પ્રિયતમ કોઈ બીજી સાથે પલાયણ કરી ગયો છે તો તે તમારૂં જોડાણ જલદીથી તોડી નાખવું કેમકે તમારી હરીફ થઈ પડેલી જરૂર જ તમને આડખીલી જેવી થશે. કોઈ મિત્ર કે સગો કોઇના જોડે ભાગી જાય છે એવો બનાવ જોવો તો માનવું કે તેમનાં લગ્ન જલદીથી થશે.

**નોકરીની જરૂરમાં**–જો સ્વપ્નામાં તમે એવો દેખાવ દેખો કે તમો નોકરી ચાકરીની જરૂરમાં છો તો ખુશી થજો કે તમો આબાદ થશો. જો એમ દેખો કે તમારા હાથમાં ઘણીક નોકરી છે તો તમારે ફાગ ગાવા પડશે. તમે બીજાઓને નોકરી લગાડો છો એવો દેખાવ જોવો તો માનવું કે તમારા હાથ ઉપર તેઓને નુકશાન થશે.

**નાહાસી છુટવું**–સ્વપ્નામાં તમે એવો દેખાવ જોવો કે તમે કોઈ ભયમાંથી નાહાસી છુટવાનો પ્રયત્ન કરો છો પણ તમારાથી તેમ થતું નથી તો તે સૂચવે છે કે તમે ચાલુ માંદગીથી પીડાશો. જો તમે એમ જોવો કે તમે કોઈ માંદગીમાંથી, આગમાંથી અને પાણીમાંથી છટકવા પામ્યા છો તો તે શુભ સૂચન કરે છે; કદાચ એકાદ મોસમ સુધી તમે મુસ્કેલી ભોગવશો; પણ આયંદે તમે તેમાંથી મુકત થઈ જશો. જો તમો કોઈ સર્પના પંજામાંથી છટકયા એમ જોવો તો પ્યારની બાબતમાં ખુબ તકેદારીથી કામ લેવું.

**નુકશાનીમાં પડવું**–એવો બનાવ જોવો કે કોઈ શખસ અથવા શખ્સોએ તમને નુકશાન પોહોચાડયું છે તો તે એવું સૂચન કરે છે કે, ઘણાક શત્રુઓ તમોને નુકશાન કરવાને ટાંપી રહ્યા છે માટે સાવચેત રહેવું, અને સંભાળથી કામ લેવું; એટલે તેઓ તમને નુકશાન પહોંચાડવામાં ફત્તેહ પામશે નહી અને સામા ઉધાડા પડશે. જો તમો કોઈ ધંધાદારી હશો તો માનજો કે તમારા હરીફો તમારા સામા કાંઈ તાગડો ગોઠવશે અને તેથી તમને નુકશાનમાં ઉતારશે. જો એ સ્વપ્નું જોનાર ખેડુત હોય તો તેણે માથે હાથ દઈ રડવું કેમકે ન ધારેલી આગથી તે તદ્દન પાયમાલ થશે. જો કોઈ જોડે પ્યારમાં હોય તો માનવું કે સામેવાલાના મિત્રો તમારાં આથણાંમાં

છે, માટે સાવચેતી રાખી રહેવાનું ઠેકાણું બદલશો કેમકે ઘણાક દુશ્મનો અને મુસ્કેલીઓથી ઘેરાઈ જવા સંભવ છે.

**ન્યાયાધીશની હજુરમાં ખડા થયા છો**–એવો દેખાવ જો તમે સ્વપ્નામાં જોવો તો ખાતરી રાખવી કે તમે કોઈ ટંટામા ઝકડાયા છો અથવા તો તમારા ઉપર મોટાં તોહમતો મુકાયાં છે. પણ જો એવો દેખાવ જુવો કે ન્યાયાધીશે તમોને છોડી દીધા છે તો તમારા પરાજયની વક્કી રાખવી પણ જો એમ દેખો કે ન્યાયાધીશે તમને સજા ઠોકી છે તો માનજો કે તમારો મુકદમો પુરવાર કરી ચુકયા છો અને તમે તમારા દુશ્મનો ઉપર ફત્તેહ મેળવશો.

**નસીબવાન થયા**–જો સ્વપ્નામાં એવો દેખાવ જોવો કે તમે ઘણા જ ભાગ્યશાળી છો તો માનજો કે તે તેથી ઉલટું જ સૂચન કરે છે. તે નાઉમેદી અને કમનસીબીનું સૂચન કરે છે. એ સ્વપ્ન જોયા પછી સાવચેતીથી આંખ ઉઘાડી રાખી ફરવું, અને ગુસ્સાઓને વશ કરી ડાહાપણથી કામ લેવું

**નકામી ચીજોથી ઘેરાઈ ગયા છો**–એવો દેખાવ સ્વપ્નામાં જુઓ તો તે કમનસીબી અને મુસ્કેલીનો પ્રવાહ તમારા ઉપર વેહવાનું સૂચન કરે છે; પણ જો એમ જોવો કે તે નકામી ચીજોમાંથી તમે કાંઈ બેમુલી વસ્તુ હાથ કીધી છે, તો માનજો કે દ્રવ્યની રેલમછેલા થશે, જે તમારા સંજોગો તદ્દન ફેરફાર કરી નાખશે.

**નકશા જુઓછો**–એવો દેખાવ જુવો તો ખાતરી રાખવી કે જલદીથી જ તમને તમારૂં બાપીકું વતન છોડી ઘણાં વરસ પરદેશમાં વસવું પડશે, પણ ઘણીક મુદતે પાછા ફરશો; અને જો તમે સાદો નકસો તપાસો છો એવો દેખાવ જો નીહાલ્યો હશે તો ત્યાંથી ખાલી હાથે પાછા ફરશે; પણ જો નકશો રંગીન હશે તો ધનવાન થઇને પાછા ફરશો, જે તમોને ઘડપણમાં સુખી હાલતમાં રહેવાને શક્તિવાન કરશે. જો કોઈ બાઈ સાહેબ સ્વપ્નામાં નકશો તપાસે છે એવો દેખાવ જુએ તો તેણીએ માનવું કે તેણીનો ખાવિંદ તેમ જ પુત્રો પણ મોટા મુસાફરો થશે.

**નકલિઓ** (ચાળા કરનાર)–જો તમે સ્વપ્નામાં એવો દેખાવ જોવો કે કોઈ નકલિઓ અથવા તરેહવાર ચાલા કરનાર તમને ચાળા કરતો સંભળાયછે

તો તમને એક એવો ઢોંગી ધૂતારો મલશે કે જે તમને નાણાંની મદદ કરવાની ખોટી બડાઈ મારશે, પણ તેના ઉપર તમારે બીલકુલ વિશ્વાસ મુકવો નહી; જો કોઈ જોડે પ્યારમાં પડ્યા હશો તો માનજો કે જેને તમે પ્યાર આપ્યો છે તે તદ્દન ઢોંગી છે અને તેની ધારણાઓ તદ્દન અપ્રમાણિક છે.

**નાણાંની આપ લે કરવી**–સ્વપ્નામાં એમ જોવો કે તમે કોઇને નાણું પગાર કરો છો તો માની લેવું કે તમે ધંધેરોજગારે આબાદ થશો, પણ જો કોઇના પાસેથી નાણું મેલવો છો એવો દેખાવ જોવો તો માનવું કે તમારે ત્યાં એક બચ્ચું અવતરશે, અથવા તમે કોઈ મુકદ્દમામાં ફત્તેહ પામશો અને નાણું મેલવશો; જો તમે એમ દેખો કે તમને કોઈ તરફથી નાણું જડ્યું છે તો તમારો ધંધોરોજગાર તમારા લગન સંબંધથી આબાદ થશે.

**નગ્ન સ્થિતિ**–સ્વપ્નામાં જોવો કે તમે નગ્ન સ્થિતિમાં છો તો તે બહુ અશુભ માની લેવું; ગરીબી નામોશી અને દુર્ભાગ્ય જાણે તમારા સામા ઝઝુમી રહ્યું છે, જો ધંધોરોજગાર કરતા હશો તો તેમાં નિષ્ફળ થશો, નાદાર થશો અને સેહજમાં કેદ જતા બચશો. જો તમો દરિયો ડોહોવવાનો ધંધો કરતા હશો તો દરિયામાં તોફાન થવાનો, વાહાણ ભાંગવાનો અને મોટી મુસીબત નડવાનો સંભવ રાખવો; જો ખેડુત હોય તો પાકનું સત્યાનાશ વળશે, ઢોરની ખુવારી થશે અને લુટારુઓ લુટી જશે. જો કોઈ જોડે પ્યાર બાંધ્યો હોય તો નક્કી માનજો કે તેના જોડે કદી તમે પરણી શકવાના નથી; જો પરણી ચુકલા હોવો તો માનજો કે તમારી સોબતણી બહુ જ કમબખત, નીમકહરામ અને બદદયાનતની નીવડશે જે તમને ભારી ખુહારીમાં ઉતારશે અને બાલબચ્ચાં પણ નાફરમાન નિકળશે.

**નામ ફેરવી નાખવું**–સ્વપ્નામાં તમે જોવો કે તમે તમારું નામ ફેરવી નાખ્યું છે તો ખાતરી રાખવી કે તમે કદી પરણી શકવાના નથી.

**નેકલેસ–કીમતી પેહરવો**–જો કોઈ સ્ત્રી સ્વપ્નામાં દેખે કે બેમુલો નેકલેશ પહેરી નીકળી છો તો માનવું કે જલદીથી તમે કોઈ દ્રવ્યવાન પુરુષ જોડે લગન કરશો, અને ઘણાંક છોકરાં–તેમજ મુખ્ય કરી છોકરીઓનાં માતપિતા થશો; તે પણ ઘણી ખુબસુરત હોઇને ધનવાન જોડે પરણવા પામશે; જો કોઈ સ્ત્રી એમ જુએ કે નેકલેસ તેણીના હાથે ભાંગી ગયો

છે અને દાણા ગુમાઈ ગયા છે તો માનવું કે તેણીના છોકરાં છેક જુવાનીમાં મરણ પામશે અને તેણી પોતે પણ વૃદ્ધાવસ્થામાં ગરીબી ભોગવતી થશે.

**નસ્કોરી ફુટવી**–(નાક વાટે લોહી જવું)–જો તમે સ્વપ્નામાં એવો દેખાવ જોવો કે તમોને નસ્કોરી ફુટી છે, અગર નાક વાટે લોહી જાય છે તો ધ્યાન રાખવું કે માંદગી તમારી પુઠે લાગી છે અને કદાચ મરણ પણ થઈ જાય. ધંધા રોજગારવાળાએ પોતાના ધંધા માટે સાવચેતી રાખવી; ભારે ખોટો ખમવાની તૈયારી કરવી. જો તમે કોઈ કજીઓ લડતા હોવો તો ખાતરી રાખજો કે તેમાં તમે ખરચના ખાડામાં ઉતરી જશો. જો તમો કોઈ જોડે પ્યારમાં હોવો તો માનજો કે તે નિષ્ફળ જશે અને તમે જેને ચાહો છો તે તમોને છોડીને તમારા જ કોઈ ઇષ્ટ મિત્ર જોડે પરણી જશે. વળી ખાતરી રાખજો કે તમારાં કુટંબમાં કજીયા કંકાશ ઉભા થશે, જે કેટલોક વખત સુધી તમને ખુબ પજવશે; પણ પાછળથી કાંઇક સુધારા ઉપર આવશે. મુસાફરીએ નીકળવા ઠરાવ કીધો હોય તો તે પણ માંડી વાળવો, તેમ જ તમારાં નાણાંની ધીરધાર કરવી નહી કેમકે તેથી તમારાં નાણાં પણ જશે અને મિત્રતા પણ તુટશે.

**નોકરીથી રખડતા થવું**–જો તમે સ્વપ્નામાં એવો દેખાવ જુવો કે તમને નોકરીએથી કહાડી મુકવામાં આવ્યા છે તો તે તમારી માલ મિલ્કત ગુમાવાની અને મરણ નીપજવાની આગમચેતી કરે છે; જો પ્યારમાં પડેલા હોવો તો માની લેજો કે તમે જેના ઉપર અથાગ પ્યાર ધરાવો છો તે તમને ચાહતી નથી, છતાં જો તેણી જોડે પરણ્યા તો સમજી લેજો કે ફાંસામાં પડ્યા; જો સ્વપ્નું જોનાર ખલાસી હોય તો તોફાની રુતુ અને વાહાણ ભાગવાના બનાવ બનવા સંભવ છે.

**નદી**–જો તમે સ્વપ્નામાં પોહોલી, ઝડપથી વહેતી અને કીચલવાલી નદીનો દેખાવ જોવો અને તેમાં તોફાન થાય છે એમ પણ જુઓ તો માનજો કે પ્યાર અને ધંધારોજગારમાં મુસ્કેલી અને મુઝવણ ઉભી થશે; પણ જો નદી થંડી અને ચળકતી સપાટીમાં પાણી સાથે દેખાય તો માનવું કે પ્યાર, લગન વગેરે બાબતમાં તે આબાદ નીવડશે; બચ્ચાંકચ્ચાં થશે અને વેપાર રોજગારમાં પણ આબાદી થશે.

**નિમકહરામ ભાગીઓ–મિત્ર**–સ્વપ્નામાં એમ જોવો કે તમારો કોઈ મિત્ર, ભાગીદાર કે તમોને ચાહનાર નિમકહરામ છે તો પરિણામે તેનું તેથી ઉલટું જ સમજવું, તેઓ બધા તદ્દન વફાદાર નીકલશે; પણ જો એમ જોવો કે તમે પોતે કોઇના નિમકહરામ થયા છો તો તમારા માર્ગમાં એવી કોઈ લાલચ આવીને પડશે કે જે તમારાં પ્રમાણિકપણાની ભારી કસોટી કરાવશે.

**નીમાજ (બંદગી કરવી)**–આવો દેખાવ સ્વપ્નામાં જોવો તો માનજો કે તમારો બેડો પાર છે, જ્યાં જશો ત્યાં તમને લાભ જ થશે.

**નારિએલ ખાવાનો**–બનાવ સ્વપ્નામાં જોવામાં આવે તો તે લાભકારક છે. તમારા ઘરમાં, કુટુંબમાં વિવાહ થાય, તમે બચ્ચાંકચ્ચાં-વાળા થાવો અને દરેક ઠેકાણેથી લાભ મળે.

**નાક (મોટું જોવું)**–સ્વપ્નામાં એમ જોવો કે તમારું નાક મોટું થઈ ગયું છે તો, તે શુભ છે અને ગમે ત્યાંથી લાભ જ થાય છે.

**નાક કપાયલું જોવું**–સ્વપ્નામાં આવો બનાવ જોવો એ બેશક અશુભ છે, તેથી જોનારના કુટુંબમાં ગરીબાઇનો વધારો થવાનો સંભવ રહે છે.

**નાક–લાંબુ**–સ્વપ્નામાં કોઈ લાંબાં નાકવાળાં માણસનો દેખાવ જોવો એ નજદીક આવતાં મરણનું સૂચન કરે છે અને જેટલું નાક લાંબું તેટલું મરણ જલદી નીપજવાની વક્કી માનવી.

**નાજનખરાં**–જુવાન સ્ત્રી કે જુવાન પુરુષ સ્વપ્નામાં નાજનખરાં જોય તો જાણવું કે જે માણસને તે પોતાની જીંદગીનો સોબતી કરવા માંગે છે તેનામાં કશા સારા ગુણો નથી.

**નાચણીયા**–સ્વપ્નામાં નાચ કે નાચણીયા જોવાનો બનાવ બતાવે છે કે થોડા જ વખતમાં તમારા કુટુંબમાં એક પ્યારામાં પ્યારા માણસનું મરણ નીપજશે.

**નાટકશાળા**–તમો પોતાને કોઈ નાટકશાળામાં નાટક જોતા બેઠેલા સ્વપ્નામાં જુવો તો માનજો કે તમારી જીંદગીમાં હવે પછી એવા બનાવો બનશે કે જેથી તમને કંટાળો ઉપજશે અને તરેહવાર અટકળો તથા વિમા-શણમાં તમે વીટલાઈ જશો:

**નારંગી**—સ્વપ્નામાં નારંગીઓ જોવી એ આશકને માટે અશુભ છે અને તે અદેખાઈ તથા બદ ખવાસની આગમચેતી કરે છે. ધંધાદારી માણસને માટે પણ એ સ્વપ્ન ખરાબ છે, કારણ તે ઘણાક પ્રકારની ખોટ અને ચાલુ વરસમાં પણ મોટી ખોટની આગાહી કરે છે.

**નિશાળ**—તમે સ્વપ્નામાં એવો દેખાવ જુઓ કે તમે કોઈ નિશાળમાં ભણવા બેઠા છો તો તેનો મર્મ એવો સમજી લેવો કે દુનિયાદારી તથા ધંધારોજગારનાં તમારાં અજ્ઞાનપણાથી તમને ઘણી શરમિંદગી ઉપજશે, અને તેથી તે બંને બાબતમાં તમે તનમનથી માહીતગારી મેલવવા માંડશો અને અલબત તે તમારી મહેનત સફળ થશે.

**નીઘાહ–દૃષ્ટિ**—તમારી નજર લથડતી જાય છે એવો દેખાવ જો તમારા દીઠામાં આવે તો માનજો કે તમે જેને તમારું અંગત પ્યારું સમજો છે તેના પાછળ તમારો ખરચેલો પૈસો અને વખત વ્યર્થ ગુમાવ્યાં છે.



**પરદેશ**—સ્વપ્નામાં તમે એમ જોવો કે તમે કોઈ દુરદરાજ પરાયા મુલકમાં જઈ પડ્યા છો તો તે તમારી જીંદગીના સંજોગોમાં ફેરફાર થવાનું સૂચન કરે છે; જીંદગીમાં તમે ઠરીઠામ થશો નહી તેમ જ રહેવાનું ઠેકાણું પણ બદલાયા જ કરશે.

**પરેહજી પાળવી**—તમે તદ્દન ખાવા પીવામાં પરેહજી પાળો છો એવો દેખાવ સ્વપ્નામાં જોવો તો સમજવું કે તમારી તનદરોસ્તી સારી રહેશે; જીંદગીમાં સફળ થશો અને ભારી આબાદી ભોગવશો.

**પાલક કરી લેવો**—તમે કોઈ પારકા છોકરાને પાલક કરી લીધો છે એવો બનાવ સ્વપ્નામાં જોવો એ બહુ ખરાબ સ્વપ્નું છે. ભયભરેલા શત્રુઓ પેદા થશે, ભયભરેલી લાંબી માંદગી તમારી પુઠે લાગશે અથવા તો ઓચિંતું મરણ નીપજશે. જો તમે દરિયા અથવા જમીન માર્ગે મુસાફરીએ જવાનો ઇરાદો રાખ્યો હોય તો તે છોડી દેવો, કેમકે તેમાં તમારા હાથ પગની સલામતી નથી. જો કોઈ બાઈ એવો સ્વપ્ન દેખે તો માનવું કે તેણીની જીંદગી

કોઇ અયોગ્ય હેતુથી પ્રેરાયલી છે અને જો તે પાળક પોતાની મતલબ પાર નહી પડેલી જોશે તો તે તુરત તેણીને છોડી જશે.

**પરદેશી**–જો તમે એમ જોવો કે તમે પરદેશી થઈ ગયા છો અથવા ફરજયાત કરવામાં આવ્યા છે તો તે ઉલટું જ પરિણામ બતાવે છે. તમે સ્વદેશમાં જ જકડાશો, અને ત્યાં જ ભારે મિત્રાચારી તથા સ્નેહ સંબંધમાં જોડાશો.

**પક્ષીઓ–ઉડતાં જોવાં**–જો કોઈ ધનવાન માણસ પક્ષીઓનાં ટોળેટોળાં ઉડતાં જોય તો તે બહુ અશુભ છે; તેના સંજોગોમાં ફેરફાર થઈ જશે; પણ જો જોનાર ગરીબ હોય તો ઉલટું જ પરિણામ બતાવશે અને જીંદગીના સંજોગોમાં સારો સુધારો થશે. જો પક્ષીઓ સુંદર પીછાંવાળાં અને ગાયણ લલકારતાં હોય તો માનવું કે જોનારનું ભાગ્ય ઉઘડી ગયું છે, તે સારે ઓદ્ધે ચહડશે અને માનમરતબો પામશે.

**પીંજરાંમાં પક્ષીઓ**–જો તમે પીંજરાંમાં પુરેલાં પક્ષીઓનો દેખાવ જુઓ તો ખુશી થાવો કે તમારાં લગન નજદીક આવ્યાં છે અને તે મનપસંદ થશે; પણ જો પીંજરાંમાંથી પક્ષી ઉડી ગયું અને ખાલી પીંજરું જોવો તો માનજો કે તમે જેને ચાહો છો તે તમને તજી જશે, અને કદાચ તે પછી તમે પરણો તો તમારાં મોટાં ભાગ્ય સમજવાં; જો કોઈ માણસ પીંજરાંમાં પુરેલાં પક્ષીને ઉરાડી મેલે છે એમ જોય તો સમજવું કે તેને પોતાને પલાયણ કરવાનો સમય આવશે.

**પનીર**–સ્વપ્નામાં પનીર જોવાનો બનાવ સૂચવે છે કે જો સ્ત્રી હોય તો માનવું કે તમારો આશક બેવફા અને ઠગારો છે. જો પનીરમાં જીવડા પડ્યા છે એવો દેખાવ જુઓ તો માનજો કે ઘણાક ધાંધલિયા તમારા ખટલામાં માથું મારશે અને તમને હેરાન કરશે.

**પકાવવું**–તમો ખાણું પકાવો છો એવો દેખાવ સ્વપ્નામાં જોવો તો તમે કોઈ જ્યાફત પાર્ટીમાં અને લગન પાર્ટીમાં સામેલ થશો; જોનારનું કુટુંબ ધનવાન અને સુખી થશે.

**પાશાથી રમો છો**–એવો કોઈ દેખાવ જો સ્વપ્નામાં તમારા જોવામાં આવે તો તે સૂચવે છે કે તમારા ધંધા રોજગાર તથા બીજા સંજોગોમાં બોહોળો ફેરફાર થવા પામશે, તમારી જીંદગી બહુ જ વિચિત્ર અને તમે

ઉઠાવેલાં સાહસો બહુ જોખમભરેલાં થઈ પડશે. જો કોઈ બાઈના જોવામાં આ દેખાવ આવ્યો હોય તો તે તેણીએ જે માણસને પોતાનો પ્યાર આપ્યો હોય તેની ખાનગી ચાલચલણ ઉપર બહુ તકેદારી રાખવી; તે કદાચ જુગારી નીવડવાનો ભય છે. જોનાર જુવાન માણસ હોય તો તે દેખાવ એવું સૂચવે છે કે જેના ઉપર તે આધાર રાખે છે તેમના તરફનું માનપાન ખોઈ બેસશે.

**પાછળ પડી જવું**—સ્વપ્નામાં તમે એવો દેખાવ જુવો કે તમે તમારા મિત્રોથી પછાત પડી ગયા છો તો માનજો કે, કુટુંબી કંકાસ ઉભા થશે અને તેમનાથી તમે છુટાં પડી જશો; પણ જો તમે એમ જોવો કે તમારો કોઈ મિત્ર અથવા મિત્રો તમારાથી દુર પડી ગયા છે તો થોડા જ વખતમાં તમે તેમના તરફના સારા સમાચાર મેળવવા પામશો.

**પાણી પીવો છો—ફુવારામાંથી**—જો સ્વપ્નામાં એવો દેખાવ જોવો કે કોઈ ફુવારામાંથી તમો પાણી પીઓ છો તો માનજો કે તે સુખ અને ખુશાલીની આગાહી કરે છે, પણ જો પાણી ગદલું હોય તો તે મુસ્કેલી આવી પડવાનું સૂચન કરે છે. જો તમે તરસ્યા થયા હોય અને પાણી મળતું નથી એવો દેખાવ જુઓ તો તમારા ઉપર આવી પડેલી મુશીબતો કોઇના પણ મદદ વગર તમારે જ વટાવવી પડશે.

**પડઘમનો અવાજ સાંભળો છો**—એવો દેખાવ જો સ્વપ્નામાં જોવો તો તે પ્રજાકીય અને કુટુંબી કલહનું સૂચન કરે છે, એટલું જ નહી પણ દેશમાં લડાઈ જાગવાનો સંભવ બતાવે છે.

**પી ધરાયા છો અથવા છાકટ બન્યા છો**—એવો જો દેખાવ જોવો તો તે સૂચવે છે કે તમે ઉડાઉ બની જઈ તમારી ખુહારી કરશો, અને તમારા જીવનગાળા, આબરૂ અને સંસાર સુખને માટે બેદરકાર બની જશો. જો કોઈ સ્ત્રી કોઈ માણસને છાકટ બનેલો જોય તો તેણીએ જરૂર માનવું કે તેણીનો ભવિષ્યમાં થનારો ભરથાર તદ્દન જ છાકટ નીકળશે.

**પડઘા—તમારા પોતાના આવાજનો**—તમે સાંભળો છો. એવો ભાસ તમને સ્વપ્નામાં થાય તો માનજો કે તમે તે પત્ર અમુક કોઇના ઉપર લખી મોકલ્યો હશે તેનો ખુશાલી ભરેલો જવાબ મળશે; તમારી માગણી સ્વી-

કારાશે, તેના જોડે લગન થશે અને ખુબસુરત અને લાડકાં પણ ભલમનસાઈ ભરેલાં બાળકોના માતપિતા થશો. એટલુંજ નહી પણ કોઈ ગેરહાજર મિત્રના પણ સમાચાર મળશે.

**પરીઓ**—સ્વપ્નામાં પરી અથવા પરીઓનો દેખાવ જોવો એ બહુ જ લાભકારક છે. ઘણાક ભીખારીઓ આ સ્વપ્નું જોયા પછી ધનવાન થઈ ગયા છે. જો જોનાર કુંવારો હશે તો તેને એક મોટે ઘરની સ્ત્રી મળશે જે સાથે મોટી રીત લાવશે, જો સ્ત્રી હોય અને તે કુવારીકા હોય તો તેને દ્રવ્યવાન ભરથાર મળશે અને આખી જીંદગી આનંદ અને કલોલમાં જશે; જો કોઈ મજુર કે ધંધાદારી હશે તો તે જલદીથી સુખની ટોંચે પુગશે, અને જણવાની હાલતમાં આવેલી હશે તો સહીસલામત તેણીનો છુટકો થશે.

**પિતા**—સ્વપ્નામાં તમે તમારા પિતાને જોવો તો માનજો કે તે તમને ચાહે છે; જો તેને મરણ પામેલી સ્થિતિમાં જોવો તો માનજો કે તે તમને પીડાકારી ઉપજાવશે.

**પાક**—જો તમે એમ દેખાવ જોવો કે પાકની મોસમ થઈ છે અને માણસો ખેતરમાં અનાજ કાપે છે અને તેનાં ભારા બાંધે છે તો તે ઘણો જ લાભકારક સ્વપ્નો સમજવો. જો ખેડુત હોય તો માનવું કે પાક ભરચક ઉતરશે, ધંધાદારી હોય તો માનવું કે ઘરાકી વધશે; ખલાસી હશે તો ફતેહમંદ મુસાફરી કરશે, વેપારી હશે તો ભરચક નફો પેદા કરશે; જો કોઈ જોડે પ્યાર બાંધ્યો હશે તો તે ફતેહમંદ ઉતરશે, સુખવાસી લાભ થશે, બાલબચ્ચાં થશે અને દરેક પ્રકારે સુખી અને આબાદ થશે.

**પતંગ**—ઉડતા જોવાનો બનાવ સુચન કરે છે કે તમે તમારી જીંદગીમાં બહુ આગલ વધશો; જો એમ જોવા પામો કે તમે પોતે જ પતંગ ઉરાડો છો અને તે બહુ ઉંચે ઉડે છે તો તે પણ સારાં ચિન્હ છે. તમે ખાત્રીથી માનજો કે તમારા માનપાન અને ઓહદ્દામાં ઉંચા ચડશો; પ્યારની બાબતમાં તેમાં ખસુસ કહીને કોઈ વિધવા બાઇના સંબંધમાં પણ એ દેખાવ લાભકારક નીવડશે. જોનાર વારંવાર મુસાફરીએ જશે; જોનાર ખેડુત હોય તો તેણે ભરપુર પાકની આશા રાખવી, વેપારી હોય તો ધીકતા વેપારની વકી રાખવી, ખલાસી હોય તો ફત્તેહમંદ પ્રવાસની કમર બાંધવી. પણ

જો એમ દેખાવ જોવો કે પતંગની દોરી તુટી ગઈ છે અને પતંગ ક્યાંનો ક્યાં ઉડી ગયો છે તો તે સ્વપ્નનું બહુ જ ઉલટું ભવિષ્ય સૂચવે છે, તમારા દરેક સંજોગ અને હાથ ધારેલાં કાર્યો નિષ્ફળ જશે.

**પટે રાખવું**—કોઈ ઘર, દુકાન, ગોડાઉન કે કોઈ બીજી ઇમારત તમે પટે રાખો છો એવો દેખાવ જોવો તો માનજો કે ધંધામાં ફત્તેહ થશે, અને તમે જેને ચાહતા હશો તેના જોડે સુખવાસી લગન થશે.

**પત્ર મળવો**—સ્વપ્નામાં એમ જોવો કે તમને કોઈ તરફથી પત્ર મળ્યો છે તો માનજો કે તમને કોઈ તરફથી ભેટ સોગાદ મળશે અથવા તો કોઈ અમુક આસામી જેને તમે વર્ષો થયાં યાદ કર્યો નથી તેના તરફથી સમાચાર મળશે, પણ જો એમ જોવો કે તમે કોઇના ઉપર પત્ર મોકલ્યો છે તો તે સૂચવે છે કે જલદીથીજ કોઈ પરોપકારનું કાર્ય તમારા હાથે થશે,

**પહાડ ચઢો છો**—તમે સ્વપ્નામાં એમ જોવો કે તમે કોઈ ઉંચા ખડબચડા પાહાડ ઉપર ચઢો છો તો માનજો કે તમારી જીંદગી જેહમત અને શોકારીભરેલી ગુજરશે; તમારી હાલત સુધારવાને જે મહેનત કરશો તે ન ધારેલા બનાવોથી નીષ્ફળ જશે, અને દુર્દૈવનું પ્રબળ એટલું થશે કે તમે ફરી વાર દુનિયામાં વધવા પામશો નહી.

**પારસલ કોઇએ મોકલેલું મળ્યું** છે એવો દેખાવ જોવો શુભ છે. તમને કોઈ મિત્રના સમાચાર મળશે અથવા કાંઈ ભેટ મળશે; પણ તમે મોહલ્લામાં થઇને પારસલ લઈ જાવો છો એમ જુવો તો તે અશુભ છે, ધંધામાં ખોટ જશે અને સંજોગો ઉલટાઈ જશે, પ્યારની બાબતમાં પણ નિષ્ફળતા મળશે.

**(પાર્લામેંટના) રાજસભાના**—તમે મેમ્બર થયા છો એવું સ્વપ્ન દેખો તો માનજો કે તમારો બેડો પાર થયો છે. પણ તમે માત્ર એક તમાશગીર તરીકે સભામાં ગયા છો અને તેની તકરાર માત્ર સાંભળતા ઉભા છો એમ જો જોવો તો માનજો કે કુટુંબમાં કલેશ શરુ થશે એટલું જ નહી પણ તમે તમારી મોહોરદાર જોડે તેમ જ મિત્રો જોડે પણ કજીયો કરશો.

**પોપટને બોલતો સાંભળવાનો બનાવ**—સૂચન કરે છે કે તમોને (જો સ્ત્રી હોવો તો) તમારો હાથ ધરતો બહુ જ બોલુડો મળશે, અથવા

પુરુષ હોય તો તેને સ્ત્રી તેવી ટકટકખોરી મળશે. જો ઘણા પોપટોને પટપટારો કરતા જોવો તો માનજો કે તમોને કોઈ દેશાવરમાં જવું પડશે; જ્યાં ત્યાં ગોઠવાઈ જશો અને ત્યાં જ તમારાં લગન પણ થશે અને ત્યાં ઘણા પુખ્ત થશો. ત્યાં તમો ખેતીમાં પડશો અને તેમાંથી મોટું નાણું ભેગું કરશો, અને માનપાન મેળવશો. તમને ફરજંદમાં માત્ર એક છોકરો અને એકજ છોકરી થશે; છોકરી કોઈ ધનવાન સાથે પરણી જશે; છોકરો કોઈ મોટો અધિકાર મેળવશે અને તે રીતે બહુ લાયક ઉપયોગી અને અગત્યનો માણસ થઈ પડશે.

**પીચ–ફળ ખાતાં** જોવાનો બનાવ તમારી પોતાની માંદગી સૂચવે છે, જો કે તે સખત હશે પણ જલદીથી નાહાસી જશે. અને ફરીવાર તમે સંપૂર્ણ આરોગ્ય અને ધનવાન થશો; પણ પીચફળને ઉગતાં જોવાનો બનાવ, પ્યાર અને મિત્રાચારીમાં ઠગાઈ કરશે.

**પેરૂ (જમરૂખ)** સ્વપ્નામાં આ ફળ જોવાનો બનાવ શુભ લાભ કારક છે. તમને મોટી દોલત મળશે, માન મરતબામાં ખુબ દોરદમામ-વાળા થશો; જો સ્ત્રી આ સ્વપ્નો જોય તો તેણીએ માનવું કે પોતાના કરતાં ઘણી ચઢતી સ્થિતિના પુરુષ જોડે તેનાં લગન થશે અને ઠાઠમાઠમાં રહેશે, ધંધાદારી હશે તો તેમાં ફત્તેહ મળશે અને દ્રવ્ય જમાવ કરશે અને પ્યારની બાબતમાં પણ ફત્તેહ મળવાનો સંજોગ છે.

**પીકચરો**–સ્વપ્નામાં પીકચરો જોવાનો બનાવ અશુભ છે. પીકચરો શોભાયમાન હોય કે ન હોય તેનો મુદ્દો નહી પણ તે દેખાવ જોયા પછી જોનારની ફજેતી અને ઠગારાઓના હાથે દુર્દૈવ શરુ થશે, જેઓ તમારી આબરુને કલંક લગાડશે, જો કોઇને તમે ચાહતાં હોવો તો તે પણ ઠગારૂં નીકળશે; જોનાર પરણેલાં હોય તો બંને એક બીજાને બેવફા થશે.

**પીસ્તોલનો આવાજ**–સ્વપ્નામાં સાંભળવાનો બનાવ તમારા ઉપર ઝઝુમી રહેલી આફતનું સૂચન કરે છે. જો પીસ્તોલ તમે જાતે ફોડો છો એમ જોવો તો માનવું કે તમે કોઈ એવા જોડે સંસાર માંડશો કે જે તદ્દન આકળું અને ઉછાછલું હશે; લગન મધ્યમ સુખી નીવડશે; બચ્ચાં-કચ્ચાં ઘણાં અને સારાં તાબેદારી ભરેલાં થશે; તેમાં અવશ્ય કરીને પેહેલું

બાળક તો દુનિયામાં પોતાનાં કામ, નીતિ હુશિયારી અને બાહોશીથી નામદારી કહાડશે.

**પડતર રેતાળ જમીનમાં તમે હરફર કરો છો**—એમ જો સ્વમામાં જુઓ તો માનજો કે તમે ઘણી લાલચોમાં સપડાયલા છો અને ભયના ખાડામાં પડવાના ભય છે જે તમે જાણી શક્યા નહી. તમારા પોતાના અવિચારીપણા અને આકળાપણાથી ઘણાક ભયમાં અથડાશો અને તેથી તમારી આબરુના કાંકરા કરશો.

**પ્રિયા**—જો સ્વમમાં તમે જોવો કે તમારી પ્રિયા ખુબસુરત અને ખેંચાણકારક છે તો સ્વસ્છતાજ અને સારા અંતઃકરણની નીશાની છે; પણ જો તેણી માંદી અને ફીકી છે તો તે ઠગાઈ અને બેવફાઇની નીશાની સમજજો.

**પવન**—જો થંડા પવનની લેહકી લાગે છે એમ જોવો તો માનજો કે ખુશાલી ભરેલા સમાચાર મળશે; પણ તોફાની પવનના સુસવાટા લાગે છે એમ જોવો તો દરેક બાબતમાં મુશ્કેલી નડશે અને પ્યારની બાબત હશે તો તેમાં પણ ઉલટાસુલટા વળી જશે.

**પાયદસ્ત**—સ્વમામાં તમે પોતે કોઇની પાયદસ્ત ક્રિયામાં સામેલ થયા છો એવો દેખાવ જોશો તો બતાવે છે કે જે દુઃખદર્દો હાલ તમે ભોગવો છો તેનો છેડો આવ્યો છે, અને તમે માનજો કે તમે જીંદગીની સુખી શરૂઆત કરી ચુક્યા છો.

**પાણીમાં ડુબવું**—પાણીમાં ડુબેલાં જોવાનો બનાવ, જોનાર જો વેપારી અથવા ધંધાદારી હોય તો જાણવું કે તેને ખોટ આવશે અને સ્ત્રી હોય તો માનવું કે પ્યારની બાબતમાં તેને હાથતાળી આપવામાં આવી છે.

**પાણી**—સ્વમામાં પાણીના દેખાવો જોવાના અનેક ભેદો છે. જો તમે પોતે પાણીમાં દાખલ થવાનો દેખાવ જુઓ તો માનજો કે તમારે અનેક મુશ્કેલીઓ વટાવવી પડશે. જો તમને કોઈ પાણીનો પ્યાલો આપે છે એવો દેખાવ દેખાય તો માનજો કે મોડે વહેલે તમારાં લગ્ન થશે; પણ એવો દેખાવ જોવામાં આવે કે કુવામાંથી કહાડ્યા પછી પાણીનો પ્યાલો આપવામાં આવે છે તો તમારાં લગ્ન બોલબોલતાં થઇ જશે. તમે એકાદ ઝરા આગળ ઉભા છો એવો દેખાવ નજરે પડે તો તમારૂં ભાગ્ય

ખાલી ગયું છે એમ માનવું. પણ જો ઝરાનું પાણી ગદલું હોય તો કમબખ્તી માનવી; પાણી કાદવના ભેળવાળું હોઇને ઝડપથી વેહતું જણાય તો તમારે જલદીથી સાવચેત થઇને કામ લેવું નહી તો તમારે જલદીથી નાદારી કોર્ટનો લાભ લેવો પડશે.

**પોસ્ટમેન**–(ટપાલીઓ) સ્વપ્ન જોનાર એવો દેખાવ જોય કે કોઇ પોસ્ટમેન આવી લાગ્યો છે તો માનવું કે કાંઇક અગત્યના સત્તાવાર સમાચાર લાવનારો કાગળ તેને મળશે.

**પોલીસમેન**–જો તમે એવો દેખાવ જોવો કે તમે કોઈ પોલીસમેનના હાથમાં પરેહેજ પડ્યા છો તો માનવું કે તેનું સદા બુરું ઇચ્છતો કોઇ માણસ તેને ગેરવાજબી ઠપકામાં લાવી મુકશે. પણ અંતે તે ખોટું બોહતાણું તેને નુકશાનને બદલે લાભજ કરશે.

**પુડીંગ**–જો કોઈ માણસ એમ જોય કે તે પુડીંગ ચપાટે છે તો તે અશુભ છે; તે જલદીથી નાની યા મોટી માંદગીમાં પડશે.

**પાણી દરિયાનું પીવું**–આ દેખાવ સ્વપ્નમાં જોનારે પોતાને ઘણો ભાગ્યશાળી માની લેવો તેને અનેક લાભો થાય છે, એટલી હદ સુધી કે બાદશાહત મેળવવાને પણ ભાગ્યશાલી થાય છે.

**પાણી કાહાડી ઝાડોને પાણી પાવું**–આ દેખાવ જોનારે પણ પોતાને બહુ ભાગ્યશાળી માનવો, અનેક ઠેકાણેથી તેને લાભની પ્રાપ્તિ થાય છે.

**પાણી મેલું જોવું**–આવો દેખાવ જોનારે પોતાને બેશક કમનસીબ સમજવો. અનેક પ્રકારની મુસીબતો નડશે અને અનેક પ્રકારની તકલીફો ઉઠાવવી પડશે.

**પાણી કાઢવું પંપથી**–સ્વપ્નામાં એવો દેખાવ જોવામાં આવે કે પંપ મારફતે પાણી કહાડો છો તો તે પણ લાભકારક છે. માથે ઉઠાવેલાં સાહાસ પાર પડે છે; અણધાર્યો લાભ મળે છે.

**પુલાવ ખાવો**–સ્વપ્નામાં જો તમો એવો દેખાવ જોવો કે તમો પુલાવ ચપાટો છો તો તે લાભકારક છે; સંતાપ મટી જાય છે અને અનેક પ્રકારે લાભ થાય છે.

**પૈસો પડેલો મળે**–સ્વપ્નામાં એવો દેખાવ જોવામાં આવે કે પડેલો પૈસો મળ્યો છે તો તે શુભ સમજવું. અનેક પ્રકારના લાભ થાય છે.

**પીશાબ કરી દેવી**–સ્વપ્નામાં એવો દેખાવ જુઓ કે તમે પીશાબ કરી દીધો છે તો તે સૂચવે છે કે જોનાર માલદાર બનતો જાય છે અને જ્યાં ત્યાં પાસો તમને સવળો પડી લાભ થાય છે.

**પંજો–હાથનો કપાયલો જોવો**–સ્વપ્નામાં એવો દેખાવ જોવામાં આવે કે તમારા હાથનો પંજો કપાઈ ગયો છે તો તે અશુભ સૂચન કરે છે, અનેક રીતની તંગીમાં આવી પડે છે અને બહુ હેરાનગતિ ભોગવવી પડે છે.

**પાનાં કે પાસાની રમત કરવી**–સ્વપ્નામાં તમે એવો દેખાવ જુવો કે તમે કોઈ જોડે પાનાં કે પાસાની રમતમાં પડ્યા છો તો માનજો કે જ્યાં ત્યાંથી નુકશાન થશે અને બેઆબરુ થવા માંડશે.

**પાઘડી બાંધવી**–તમે સ્વપ્નામાં એવો દેખાવ જોવો કે તમે તમારી પાઘડી બાંધો છો તો તે એવું સૂચન કરે છે કે તમોને દરેક ઠેકાણાથી લાભ થશે અને આખરે ધર્મગુરુનું પદ મળશે.

**પાઘડી ખોવાઇ કે પડી જવી**–આવો કોઈ બનાવ સ્વપ્નામાં જોવો એ તદ્દન અશુભસૂચક છે જોનારને અનેક પ્રકારે દુઃખ થાય છે; અનેક બાબતમાં સંતાપ થાય છે અને હાથમાં જે સત્તા હોય તે પણ જતી રહે છે.

**પૈસો ચોરાઇ જતો**–આવો બનાવ જો કોઇના જોવામાં આવે તો તેણે માની લેવું કે તેને ભારે ગમ પેદા થશે અને તે બસ નહી હોય તેમ બાળકનું મરણ થશે.

**પુલ જોવો કે તેના ઉપરથી પસાર થવું**–સ્વપ્નામાં એવો દેખાવ જોવો કે તમે કોઈ પુલ જોવો છો અથવા તેના ઉપરથી પસાર થાવો છો તો માનજો કે તે માલ મલવાનું તથા સત્તા મળવાનું ચિન્હ છે. દરેક રીતે તે લાભકારક છે.

**પગ જોવા**–જો સ્વપ્નામાં તમે જોવો કે તમે તમારા પગ નીહાળી નીરખીને જુઓ છો તો તમારે માનવું કે તમારે પરદેશગમન કરવાનો સમય આવ્યો છે. ઉપરાંત અનેક પ્રકારના લાભો મેળવવા પામશો.

**પાડા જોવા**—જો કોઈ માણસ સ્વપ્નામાં આ મસ્તાન પ્રાણીને જુએ તો માનવું કે તે દરેક રીતે અશુભ છે. જ્યાંથી ત્યાંથી તેને લાભને બદલે ગેરલાભજ થશે.

**પેટ મોટું થયલું જોવું**—જો સ્વપ્નામાં એવો દેખાવ જોવો કે તમારૂં પેટ મોટું થયું છે તો તે બહુ શુભ છે. માલમિલ્કતમાં વધારો થવા પામે છે.

**પરૂ–શરીરમાંથી જવું**—જો તમે સ્વપ્નામાં એવો દેખાવ જોવો કે તમારા શરીરમાંથી પરૂ વહે છે તો માનજો કે તમારી જે બીમારી હશે તે દફે થઈ જશે અને પૈસાટકાનો લાભ મળશે.



**ફરેસ્તા**—જેવું આ નામ છે તેવું જ તેનું સૂચન છે. જો તમે સ્વપ્નામાં ફરેસ્તાઓનો દેખાવ જોવો તો માની લેજો કે તે તમોને સુખ–આનંદના ભોગી બનાવશે. તમે ફરેસ્તાઓની અંદર જઈ ભળ્યા છો એવો દેખાવ જોવો તો માનજો કે તમોને ઘણા ભલા મિત્રો સાથે મિત્રાચારી બાઝશે; સુખસંપત્તિ આબાદી અને સલાહસંપજમાં માહાલશો. જો સ્વપ્નું જોનાર કોઈ પરણેલી સ્ત્રી હોય તો માનવું કે તેને સુખી–સુખીયારાં બાલબચ્ચાં થશે, જો સ્વપ્નામાં તે બે ફરેસ્તાનો દેખાવ દેખે તો માનવું કે આવતી વેતરે તેણી જોડયાં બાળકનો જન્મ આપશે. પ્યારમાં પડેલાંઓને માટે પણ એવું સ્વપ્નું સુખદાયી છે, તેમનાં લગન નજદીકમાં થશે; તેનાથી સુખી થશે અને ઘણાક ભલા મિત્રો ભેગા થશે.

**ફાંસીએ લટકાવવું**—સ્વપ્નામાં એવો દેખાવ જોવો કે તમે હાથમાં ફાંસીનો માચડો પકડયો છે તો માનજો કે તે બહુ જ અશુભ છે. ઘણીક વિપરિત અને પ્રતિકૂલ સંજોગોમાંથી તમારી કસોટી થશે. જો તમે માચડો ખડો કરી ઉભા છો એવો દેખાવ જોવો તો સમજી લેજો કે અનેક પીડાઓમાંથી તમે હીમ્મત્ અને બાહાદુરીથી ખલાસી પામી શકશો.

**ફીડલ**—સ્વપ્નામાં તમે ફીડલ જોવો તો માનજો કે તમારૂં નસીબ ખુલી ગયું છે, ને આબાદી અને આનંદની નીશાની છે. કોઈ માનીતા પણ

દૂર પડેલા મિત્રના સમાચાર મેળવવા પામશો, પ્યારમાં હશો તો સુખવાસી લગન થશે, અને ઘણાં બચ્ચાંકચ્ચાં થશે; તમે દરિયાવર્દી માણસ હશો તો એક આબાદ સફર કરી આવશો. જો તમે એમ જોવો કે તમે પોતે ફીડલ વગાડો છો અને ખુશીમાં છો તો માનજો કે જે વખત જાય છે તેમાં તમારાં લગન થશે. પણ જો એવો જોવો કે ફીડલના તાર તુટી ગયા છે તો માથે હાથ દઈ રહેજો કેમકે તમે કદી પણ પરણી શકવાના નથી.

**ફુલ**—જો તમે એમ જોવો કે ઘણાં સુગંધી અને ખુશબોદાર ફુલો એકઠાં કરો છો તો તે બાબત સૂચક સ્વપ્નું સમજજો. જે કાંઈ માથે લેશો તેમાં ફત્તેહ પામશો. જો ફુલોનો તમે સુંદર તુરો બનાવો છો એવો દેખાવ જોવો તો માનજો કે તમારાં લગન જલદી જ થઈ જશે. જો તુરો ચુંથાઇ જાય અને ફુલ વિખરાઈ જાય છે એવો દેખાવ જોવામાં આવે તો માની લેજો કે તમારી બધી આશા ભ્રષ્ટ થઈ જશે; જો ફુલ કરમાઈ ગયલાં જોવો તો માનજો કે તમારી તનદરોસ્તી લથડતી જશે, અને કદાચ તમારું મૃત્યુ પણ થશે.

**ફુવારો**—સ્વપ્નામાં ગલીચી ભરેલો ફુવારો જોવાનો બનાવ મુશ્કેલીઓનું સૂચન કરે છે; પણ જો બીલોર સરિખાં પાણીથી ભરેલો ફુવારો જોવામાં આવે તો તે તમારી આબાદી અને દરેક પ્રકારની ભરચક સ્થિતિ સૂચવે છે. તમે ભારે માનપાન પામશો. પ્યારમાં પણ ફત્તેહમંદ થશો.

**ફલ-ફલાદિ**—સ્વપ્નામાં ફળ-ફળાદિ જોવાનો બનાવ તે ફળની જાત ઉપરથી સૂચવાય છે. પણ જાતજાતનાં જુદાં જુદાં ફળોનો જથ્થો જોવામાં આવે તો પૈસેટકે સુખી થશો. લગનનાં ગાંઠથી સુખી થશો; સુખવાસી ભરચક બાલબચ્ચાં થશે: જુદાં જુદાં ફળોનાં નીચે મુજબનાં ફાયદા—ગેરફાયદા બતાવ્યા છે:—

**બદામ**—મુશ્કેલી અને છુટાપણાની બોહારી, અને વેપાર ધંધામાં ખોટ.

**સેબફલ**—લાંબી જીંદગી અને ફત્તેહ, ધંધામાં પુશ્કળ દ્રવ્યની પ્રાપ્તિ.

**જરદઆલુ**—આરોગ્ય અને આબાદી સૂચક લગનની ખુશાલી, છોકરાં છૈયાની વસ્તીનો વધારો.

**દરાક્ષ**–સુખવાસી જીંદગી, માથે ઉઠાવેલાં કામોમાં ફત્તેહ, ઇમાનદાર ધણિયાણી, ખુબસુરત બાળબચ્ચાંની ફોજ, અને ખેડુત હોય તો દ્રવ્યપ્રાપ્તિ.

**અંજીર**–સુખ સંતતિની વૃદ્ધિ, પ્યારમાં બેડો પાર, વેપાર ધંધામાં ફત્તેહ અને વારસો મલવાની આગાહી.

**દરાક્ષ લીલી**–સ્ત્રીને મનગમતો પતિ મળવાની વક્કી, જે વળી જાતે ગંવેયો; લગનનું સુખ, વેપાર ધંધામાં ફત્તેહ, પ્યારમાં ફત્તેહની પ્રાપ્તિ.

**લીંબુ**–કુટંબમાં કલેશ, છોકરાંઓની ચિંતા; કોઈ સગા સંબંધીનું મરણ, અને પ્યારમાં વિઘ્ન સૂચક.

**તડબુચ**–માંદગી રફેદફે, કજીયા કંકાશ નાબુદ, લગનમાં સુખવાસી જોડાણ, અને ફુલ–ફુલાં બાળકની વૃદ્ધિ સુચક.

**સેંહતુર**–કુવારિકાનાં લગનની તૈયારી, પ્યારમાં ફત્તેહ, ધન માન-પાન અને બચ્ચાં કચ્ચાંની વૃદ્ધિ સૂચક અને ખેડુત તથા ખલાસી માટે અવશ્ય લાભકારક.

**પસ્તાં**–દ્રવ્ય અને સુખનાં ચિન્હો; આશકને મનગમતી માશુક મલ-વાના સારા સંજોગ, સૂચક.

**નારંગી**–અશુભ માલમતા અને આબરૂની હાનિ; ચોરોનું લુટાણની વક્કી, જખમ અને માંદગી થવાનાં ચિન્હસૂચક.

**ગુઝબેરી**–ઘણાં બચ્ચાં કચ્ચાં તેમાં વધુ ભાગે છોકરા, હાલના ધંધામાં ફત્તેહ, ખલાસી માટે નજદીકની સફરમાં ચિંતા, કુંવારિકા માટે ભટકતો ભરથાર મળવાની વક્કી, અને કુંવારા માટે બેદરકાર ધણિયાણી મળવાની વક્કી.

**ફાંસીનો માચડો**–સ્વપ્નામાં આ દેખાવ જોવો વિલક્ષણ છે; જોનારને વેપાર ધંધામાં લાભ, પુષ્કળ દ્રવ્ય, પુષ્કળ માનપાન અને ઉંચો ઓહ્દો મળવાની વક્કી, પ્યારમાં પડેલાંઓની પણ ફત્તેહ.

**ફાટેલાં લુગડાં પહેરવાં**–જો સ્વપ્નામાં એમ જોવો કે તમે ફાટાં તુટાં લુગડાંમાં લપેટાયા છો તો તો માનજો કે દરેક ઠેકાણેથી તમને લાભ થશે.

**ફાંસીએ ચઢવું**–એવો કોઈ દેખાવ સ્વપ્નામાં જોવો એ શુભ સૂચક છે; કોઈ પણ સારો લાભ થાય અને આબરુમાં વધારો થાય.

**ફોટોગ્રાફ**—સ્વપ્નામાં કોઈ પણ માણસોના ફોટા જોવા તો તેનો અર્થ એવો સમજવો કે જે ચોક્કસ મિત્ર જોડે તમને વાંધો છે તેનું સમાધાન નહી થતાં મિત્રાચારી તુટી જશે, કોઈ કુંવારિકા એમ જોય કે તેણીને પોતાના ધારેલા માનિતાનો ફોટોગ્રાફ મલ્યો છે અથવા કોઈ કુંવારો જુવાન પોતાની ધારેલી પ્રિયાનો ફોટો મેળવવા પામ્યો છે તો બન્નેએ માનવું કે તેમના નસીબમાં કલેશ નજદીક છે માટે ખુબ સાવચેત રહેવું.

**ફાલુડો પીળો**—સ્વપ્નામાં જે માણસ એવો દેખાવ જોવા પામે કે તે ફાલુડો ચપાટે છે તો તેણે માનવું કે તેનો રોગ જશે, માંદગીમાંથી મુક્ત થશે અને બીજી રીતના ઘણાક લાભ થશે.

**ફાણસ જોવું**—ફાણસમાં દીવો બળતો જોવાનો બનાવ ઘણો લાભકારી છે.



**બ.**

**બરખત**—કોઈ પણ વસ્તુની બરખત છે એવો દેખાવ સ્વપ્નામાં જુઓ તો માનવું કે તમો તમારા હાથ ધરેલી યોજનાઓમાં ફત્તેહમંદ થશો, અને તેને પરિણામે તમો તમારી જીંદગીમાં ખુશાલ રીતે આગળ વધવા પામશો.

**બાળકની માવજત**—સ્વપ્નામાં તમે એમ જુઓ કે તમે કોઈ બાળકની માવજત કરો છો એ દલગીરી અને કમનસીબીનું તથા પ્યારમાં નાઉમેદીનું સૂચન કરે છે. કોઈ માંદા બાળકને તમે જુઓ છો એવો દેખાવ એવું સૂચવે છે કે તમારા કુટુબમાં કોઇનું મરણ થશે. કોઈ જુવાન બાઈ એમ દેખે કે તેના પાસે કોઈ બાળક છે તો તેણીએ માનવું કે તેણીના માર્ગમાં ઘણી લાલચો મુકવામાં આવશે, તેણીનો પ્રિયતમ તેણીને છોડી જશે. જો કોઈ જુવાનિયો એમ જુએ કે તે પરણેલો છે અને એક બાળકને રમાડે છે તો માનવું કે તેની ધારેલી પ્રિયાથી—કદાચ તેણીનાં મરણથી તે વિખુટો પડશે.

**બોલમાં થતો નાચ**—જો સ્વપ્નામાં તમે એમ જુઓ કે ચોક્કસ માણસો કોઈ બોલમાં નાચે છે અને તેમાં તમો પોતે પણ રોકાઈ ચપલા

છો તો તે ખુશાલી, ચારિત્રિયંત અને સારી સોબત થવાનું સૂચન કરે છે. તે વળી સૂચવે છે કે તમને નાણાંની મોટી રકમ મળશે અને સાથે ખુશાલી ભરેલા સમાચાર પણ મળશે. મોહબતની બાબતમાં તે સુખ અને ફત્તેહનું સુચન કરે છે અને તમારે ત્યાં બચ્ચાંછોકરાંની ફોજ ઉભી થશે જે તમારાં સુખનું સાધન થઈ પડશે.

**બીલીયર્ડ રમો છો**—એવો દેખાવ જોવો તો માનજો કે તમે કોઈ મુશ્કેલી ભરેલી સ્થિતિમાં આવી પડશો જેમાંથી બહાર નીકળવાનું મુશીબત ભરેલું થઈ પડશે. જો તમે કોઈ જુવાન કુવારીકા જોડે મહોબત માંડી હશે તો માનવું કે તેણીના માતપીતા મજબુત વિરુદ્ધ થશે.

**બુટ નવાં પહેરવાં**—તમો સ્વપ્નામાં એવો દેખાવ જુઓ કે કોઈ નવાં બુટ પહેરો છે અને તે તમારા પગને ડંખે છે તો માનવું કે તમારા પોતાના અવિચારીપણાથી મોટી અને દલગીર થવા જોગ મુશ્કેલીમાં આવી પડશો.

**બ્યુગલ ફુંકવુ**—સ્વપ્નામાં બ્યુગલ ફુકો છો એવો દેખાવ જુઓ તો માનજો કે તમારા સંબંધમાં આનંદી બનાવો બનશે અને મોટી મિત્રાચારી અને સગાંવાહલાંઓની મહેરબાની ઉતરશે. બ્યુગલ ફુંકાતું સાંભળવાનો દેખાવ સુચવે છે કે તમને કોઈ પરદેશથી ખુશાલી ભરેલા સમાચાર મળશે અને પરણી ચુકેલા જોડાએ માનવું કે તેમને ત્યાં છોકરું અવતરશે.

**બાળબચ્ચાં**—પરણેલી કોઈ સ્ત્રી સ્વપ્નામાં સુવાવડી થવાનો બનાવ જુએ તો તેણીએ સમજી લેવું કે તેણી જલદીથી આરોગ્ય થશે. હંમેલથી છુટકબારી થશે અને તનદરોસ્ત બાળકને જન્મ આપશે. કુંવારી સ્ત્રી એવું સ્વપ્નું દેખે કે તેને ત્યાં બાળક અવતર્યું છે તો તેણીએ ખુબ સાવચેત રહેવું કેમકે તેણીના પતિવ્રતપણા ઉપર હુમલો થવા સંભવ છે.

**બાટલીને બુચ મારવાનો** દેખાવ સ્વપ્નામાં જોવો એ સૂચન કરે છે કે તમારા સંજોગોમાં સારો સુધારો અને ફેરફાર થવાનાં કારણે તમે લાગતા વળગતાઓને જ્યાફત આપવાની તૈયારી કરશો. જો તમે બુચ ઉઘાડો છો એવો દેખાવ દેખો તો કોઈ અમુક મિત્ર તરફની મુલાકાતની વક્કી રાખવી.

**બતક**—બતક ઉડતું જોવાનો બનાવ સૂચવે છે કે જોનાર જલદીથી દ્રવ્યવાન થશે, તેને તરતાં જોવાનો દેખાવ વેપારી લચાને, કારીગરને અને

તેનાં કુટુંબને માટે ઘણો લાભકારક છે, પ્યારમાં પડેલાંઓને માટે પણ તે સારા શુકન સૂચવે છે. બતકાંને ડુબકી મારતાં અને જીનાં જાનવરોને ઉપર લાવતાં જોવાનો બનાવ સૂચવે છે કે તમારી જીંદગી ધસડખોરામાં અને નીચ તાબેદારીમાં પસાર થશે. બતકના જોડાને ગેલ કરતાં જોવાનો બનાવ સૂચન કરે છે કે તમારાં ઇચ્છિત લગન જલદી થશે.

**બાગબગીચા**—સ્વપ્નામાં જોવાનો બનાવ બહુ ભાગ્યવંતો છે. જોનાર માયાળુ મિત્રોની સહાયતાથી આગળ વધી જશે; વેપારી હશે તો ફત્તેહમંદ થશે, ખલાસી હશે તો સફળ સફર કરવા પામશે, ખેડુત હશે તો ભરચક પાક ઉતરેલો જોવા પામશે; પ્યારા—પ્યારી મોહબતનાં કામમાં ફત્તેહ પામશે, ટુંકમાં જે કોઈ એ સ્વપ્નું જોશે તે ઝટ વારમાં ખીલી નીકળશે પણ ધ્યાન રાખવું કે બગીચો ઝાડપાન, ફુલપાન અને ફળોથી ભરપુર હોવો જોઇએ.

**ગારટર (મોજાંબંધ) ગુમાવવું**—સ્વપ્નામાં આવો દેખાવ જોવો એ અશુભ છે. તમારી જીંદગીના સંજોગો તદ્દન ખરાબ સ્થિતિમાં બદલાઈ જશે અને ઘડીની આસાએસ મળશે નહી. જો તમે સ્ત્રી હોવો અને એવું દેખો કે તમારો પ્રિયતમ તે ગુમાયલું ગારટર તમને શોધી આપે છે તો તેને ખરો વફાદાર સમજજો; જો તે તમને તે શોધી આપવાના અખાડા કરે તો તેને ઠગારો માનજો, અને જોગજોગે જો તમે તેના સાથે સંધાયાં તો તમારી બુરી કમબખતી જ માની લેજો.

**બકરાં**—આ જાનવરને સ્વપ્નામાં જોવો તો માની લેજો કે તમારા પુષ્કળ દુશ્મનો ઉભા થશે અને તેમની ઠગાઈ—પ્રપંચમાંથી તમારે અનેક વાર કસોટીમાં ઉતરવું પડશે છતાં તમારું મન તદ્દન નિર્મળ અને સ્વચ્છ રહેશે, તમારી ગમે તેવી કસોટી તમને દુખી કરશે નહી પણ આખર તે સારૂં પરિણામ લાવશે અને તમે તેવી હાલતે પણ સુખી સુખાકારી રહેવા પામશો.

**બંદુકના ધડાકા** થવાના દેખાવ સ્વપ્નામાં જોવાનો બનાવ તમારા કોઈ અતલગના દુરના સગા કે મિત્રના મરણના સમાચારની આગાહી સૂચવે છે; વળી તમારા દુશ્મનો તરફથી તમારી ઘણી બદગોઈ થવા પામશે; પણ ધડાકો જેમ હવામાં ગુમ થાય છે તેમ જ તે સઘળું હવામાં પસાર

થઈ જશે: પ્યારમાં હશો તો કોઈ પણ પાકો હરીફ તમને પજવશે. જો જોનાર વેપારી બચ્ચો હોય તો તેણે ભારે ખોટ માટે તૈયાર રહેવું પડશે.

**બરફનો વરસાદ**—સ્વપ્નામાં બરફ અથવા કરાંનો વરસાદ પડતો જોવાનો બનાવ અશુભ ગણાય છે. આશા નિરાશામાં ફેરવાઈ જશે અને તમારાં ભવિષ્યમાં કાળાંધાળાં દેખાશે. ખેડુત હશે તો માનવું કે મોસમ બહુ ખરાબ થશે અને પાક પણ કંગાલ ઉતરશે. પ્યારમાં નિષ્ફળતા મળશે. ધંધાદારીને મોટી ખોટમાં ઉતરવું પડશે. મિત્રો તરફથી નાસીપાસી મળશે. તમારા છોકરાંઓ ઉપર તમે આશા બાંધી હશે તો તે પણ ફોકટ જશે.

**બાળ**—સ્વપ્નામાં એમ જોવો કે તમોને પુષ્કળ ભરાવદાર બાબત ગુચ્છ, છે તો તે તમારી તનદરોસ્તી અને આબાદી થવાનું સૂચન કરે છે. જો એમ જોવામાં આવે કે બાળ ખરી પડતા જાય છે, તો પોતાના ધંધામાં ખોટ આવશે, ધણીને માંદી સ્ત્રી મળશે અને સ્ત્રીને માંદો ધણી મળશે. જો બાળ સફેદ થતા જાય છે એમ દેખાય તો તે તમારી લથડતી તનદરોસ્તી તથા પડી ભાંગતા રોજગાર વગેરેનું સૂચન કરે છે.

**બેડી**—તમારે હાથે બેડી ઠોકવામાં આવી છે એવું સ્વપ્નું ખરે જ અશુભ શુકન સૂચવે છે. તમે જો તમારા ધંધારોજગારમાં સાવચેતી ન રાખી તો માનવું કે તમે ખોટી લાલચોને વશ થઈ જઈ ગુન્હા કરવાને પાછા પડશો નહી અને તે કારણે તમારે બહુ ખમવું પડશે. પ્યારમાં પડેલો કોઈ આસામી બીજા માણસને બેડી ઠોકાયલી દેખે તો માનવું કે લગન કરીને તે પસ્તાશે.

**બીલાડીનાં બચ્ચાં સાથે રમત**—બીલાડીનાં બચ્ચાં સાથે તમે રમત કરો છો અને તે સાનમાં તે તમને કરડે છે. અથવા નખોરિયાં મારે છે એવો દેખાવ જો કોઈ પુરુષ જોય તો માનવું કે તેણે જેને પોતાનો પ્યાર આપ્યો છે તે સ્ત્રી તદન ઢચુપચુ મનની કઢંગા સ્વભાવની છે અને જો તમે તેના જોડે પરણી બેઠા તો તમારી જીંદગી તદ્દન અસુખી નીવડશે અને તમે ફરીવાર એકલા થવાની ઇચ્છા કરશો.

**બતી**—જો સ્વપ્નામાં એમ જોવો કે એક બળતી બતી તમે લઈ જાઓ છો તો તે એવું સૂચન કરે છે કે તમારાં કોઈ ચોક્કસ કામમાં તમે ફત્તેહ

પામશે અને ભારે વખાણને પાત્ર થાશે. આશકમાશુક માટે આ સ્વપ્નું શુભ છે. જો એના દેખાવ કે બતીનું અજવાળુ ઝાંખુ છે તો તે તમારી માંદગીનું સૂચન કરે છે. જો તમે પસાર થતા જાવો તેમ તેની બતી બુઝાઈ જાય તો તમારું મરણ નીપજશે અથવા તમારા પ્લાનો અને આશાઓ નિષ્ફળ જશે. પ્યારમાં હશો તો બેમાંથી એકનું મરણ થશે. ઘણા બળતા દીવા જોવાનો બનાવ એવું સૂચન કરે છે કે જલદીથી જોનારને ત્યાં કાંઈ જ્યાફ્ત થશે, અને તમારાં લગન પણ જલદીથી થવા પામશે.

**બજાર—ખરિદી**—જો એવો દેખાવ જોવામાં આવે કે તમે બજારમાં ગયા છો અને ખરિદી કરો છો તો તે તમારા વેપારરોજગારની ખીલવણીનું સૂચન કરે છે. સંજોગો ફેરવાઈ જશે અને ઘણું સંસારસુખ મલશે. ખુશાલી ભરેલો કોઈ મોટો બનાવ બનવા પામશે. જો આ સ્વપ્નુ જોનાર કોઈ સ્ત્રી હોય અને તે ખરિદી ચલાવતી હોય તે વેળા ઘણા શખ્સો તેણીને ટીકતા હોય તો તેણીએ ખચીત માનવું કે ઘણાકો તેના ચાહાનારા થશે અને તેથી કોણને પોતાનો પ્યાર આપવો તે ઠરાવવું તેણી માટે મુશ્કેલ થઈ પડશે.

**બુરખો પહેરેલો પ્રિતમ અથવા પ્રિયા**—જો કોઈ પ્રિયા પોતાના પ્રિયતમને, અથવા પ્રિતમ પોતાની પ્રિયાને બુરખો પેહેરેલી સ્થિતિમાં સ્વપ્નમાં દેખે તો માનવું કે પ્રિયા અથવા પ્રિતમ ખંધાઈ ભરેલાં અને છુપછુ છે. એક બીજા તરફ તેઓ ઢોંગી પ્યાર પ્રદર્શિત કરે છે એમ સમજી લેવું, અને બંને જુદે જુદે ઠેકાણે ગોઠવાઈ જવાની ગોઠવણો રચે છે.

**બુલબુલનો લલકાર સાંભળવો**—સ્વપ્નમાં આ મધુર પક્ષીને લલકારતાં સાંભળવાનો બનાવ ખરે જ તે સ્વપ્નું જોનાર માટે બહુ શુભ છે; ખુશાલી, ફત્તેહ અને આબાદીની તે અચુક નીશાની સમજવી. પડી ભાંગેલા માણસ અથવા માંદગી ભોગવતા માણસ માટે પણ તે શુભ છે કેમકે તેની સ્થિતિ બદલાઈ જવાનું તે સુચન કરે છે. પ્યારની બાબતમાં પણ તે શુભ છે. મનપસંદ લગન સંબંધ થશે, અને છોકરાં બચ્ચાં થશે, જેમાંના કેટલાંક તો મધુર કંઠ ધરાવનારાં નીકલશે અને સઘળા એક આશિર્વાદરૂપ થઈ પડશે. હાથ ધરેલાં સર્વ કામો પાર પડી જશે; નસીબ ઉઘડી જશે, અને ઘણું કરીને સારો મોભો ઓહ્દો મળશે.

**બુઢિયા જોડે પ્યાર**—સ્વપ્નામાં તમે એવો દેખાવ જોવો કે કોઈ બુઢ્ઢિ સ્ત્રી જોડે તમે મોહબત કરો છો અને તે પણ તમને ચાહે છે, તો તે બહુ ભાગ્યશાળી સ્વપ્નું સમજવું; દુનિયાદારીના વ્યવહારમાં તે ફત્તેહ સૂચવે છે; એક ખુબસુરત જુવાન સ્ત્રી જોડે તમારો લગન સંબંધ થશે અને તેનાથી તમને ખુબસુરત બાલબચ્ચાં થશે અને સર્વ પ્રકારે સુખી થશો.

**બગીચો—ફુલવાડીનો ભરેલો**—સ્વપ્નમાં એવો દેખાવ જુવો કે તમે ફુલવાડીના બગીચામાં ફુલો ભેગાં કરતાં લટાર મારો છો તે એવું સુચન કરે છે કે કોઈની માલમિલ્કતના તમોને વારસ બનાવ્યામાં આવશે અને ધનવાન થશો; જો ફળો પાકાં હશે તો તમારો વધારો જલદીથી જ થશે, જો ફળ હજુ લીલાં હશે તો તે તમારો સુધારો જરા દુર સમજવો; પણ તે આવશે ખરો એ નક્કી માનવું.

**બળદોનું ટોળું**—જો તમે સ્વપ્નમાં એમ જોવો કે તમે કોઈ બળદના ટોળામાં આવી પડ્યા છો તો તે એવું સૂચન કરે છે કે તમારાં ધારેલાં કામોમાં ફત્તેહ અને આબાદી થશે; જો તે બળદો ચારો ચરે છે એમ જોવો તો માનજો કે તમે ભારે દ્રવ્ય ભેગું કરશો અને ભારે માન પામશો, પ્યારમાં પણ ફત્તેહ છે. તમોને એક એવું સાધન મળશે કે જેને કોઈ મિત્ર—સ્નેહી તરફથી ભરચક વારસો મળેલો હશે પણ જો એવો દેખાવ જોવો કે કોઈ બળદ તમારી પુઠે લાગો છો તો માનજો કે તમારો કોઈ હરીફ નીકલી આવશે જે તમને બહુ સતાવશે.

**બગીચો—ફરવાહરવાનું ઘેરી લીધેલું મેદાન**—આવા કોઈ બગીચામાં હરફર કરવાનો દેખાવ જોવો એ તનદરોસ્તી અને સુખની આગાહી બતાવે છે; જો જોનાર ધંધાદારી હશે તો તેને ધંધામાં છકાં પડશે, કોઈ વિદ્યાર્થી જો આવું સ્વપ્નું દેખે તો તેને પણ આગળ વધવાનું સૂચન કરે છે. વેપારી ખલાસી અને ખેડુતના સંબંધમાં પણ તે બહુ આબાદી સુચવે છે.

**બોર લીલાં**—જો તમે લીલાં બોર લીઓ છો એવો દેખાવ જોવો તો માની લેજો કે તમારાં કુટુંબમાં ભારી માંદગી ઘર કરશે; પણ જો તે બોર તેની મોસમમાં અને પાકાં હોય તો તે બધાંને માટે સારું ભવિષ સૂચવે છે; પણ જો તે બોર કોહેલાં છે એમ દેખાવ જોવો

તો માનજો કે કોઈ ઠગારો મિત્ર ઉભો થશે; તમે ગરીબાઇમાં અને નામોશીમાં ગબડી પડશો. જો તમને કોઈ પાછાં બોર આપે છે અને તે બહુ સ્વાદિષ્ટ છે એમ દેખાય તો માનજો કે તમારાં લગન જલદી થશે અને એક સુખવાસી કુટુંબ ઉભું કરવા પામશો.

**બરફ**—જમીન ઉપર બરફ પડેલું જોવાનો બનાવ શુભ છે, અને માનજો કે દુશ્મનોના કાવાદાવા છતાં તમે તમારી આબરુ વગર કલંકની સાબુત સાચવી રાખશો; જો તમે બરફ ઉપર ચાલો છો એમ દેખાય તો માનવું કે તમને તમારો સુખદુ:ખનો ભાગિદાર ઘણો સુખવાસી અને ખુબસુરત મલશે; બરફના તોફાનમાં તમે સપડાઈ ગયા છો એમ જો જોવો તો તે ઘણું શુભ છે, તમને મુશ્કેલી અને ઝેહમત તો પડશે પણ તેમાંથી તમે વગર હરકતે સલામત બાહેર નીકળી શકશો.

**બલુન**—બલુનમાં બેસી ઉપર ચઢતા જોવાનો બનાવ બતાવે છે કે તમને તમારી મતલબ મેળવવા માટે એમ જ નીચું પડતું પડશે પણ તમારો જન્મગૃહ એટલો બળવાન છે કે તમે તુરત પાછા ટટાર થઈ જશો.

**બક્ષિસ આપવી યા લેવી**—એ દેખાવ જોવો તે બતાવે છે કે થોડા વખતમાં કોઈ ચોક્કસ માણસને તમે નાણું ધીરશો અને તે પાછું મેળવવાની મુશ્કેલીમાં આવી પડશો. કદાચ કાયદાના ઉપાય લીધાથી જ તે પાછું ફરશે.

**બગલગીરી**—સ્વપ્નામાં કોઈ પણ માણસને બગલગીરી કરતાં જોવાનો દેખાવ અશુભ સૂચક છે અને તે બતાવે છે કે જોનારનું પોતાનું અથવા તો તેના કોઈ નજદીકના ખેશીનું મરણ નીપજશે.

**બારી વાટે ડોકીયું**—સ્વપ્નામાં એવો દેખાવ જુઓ કે જાણે તમે ઘરની એકાદ બારીમાંથી ડોકીયું કરીને જુઓ છો તો તમારે માનવું કે તમે ઘણાક પ્રદેશોમાં પ્રવાસ કરશો, ઘણાક અજાણ્યાઓ સાથે મીત્રાચારી કરશો પણ તેમાંથી એકને પણ તમારી લાગણી આપ્યા વગર પાછા ફરશો.

**બેન્કમાં જતા જોવાનો**—દેખાવ, જો તમો ધંધોરોજગાર કરતા હોવો તો ઘણુંક કરેજ થવાનાં ચિન્હો બતાવે છે અને જ્યાં સુધી તમે રોકડો વહીવટ રાખો નહી ત્યાં સુધી તમારું લ્હેણું દેણદાર મરી ગયાથી; નંહાસી

ગયાથી, દેવાળું ફુકયાથી અથવા એવી જ બીજી રીતે કુબેત ખાતે પડશે. બેંકના હિસાબની ચોપડી ભોંયપર પડેલી જોવી અશુભ છે અને બતાવે છે કે જે માણસને તમે ચેક આપ્યો છે તે વિશ્વાસઘાત કરશે, પણ બેંકની ચોપડી ટેબલ ઉપર કે બેંકના દફતરદારના હાથમાં પકડેલી જુવો તો તે બતાવે છે કે તમે ગમે તેટલી લાંબી જીંદગી ભોગવો તોપણ તે આખી જીંદગી દરમ્યાન તમને પૈસા ટકાની સહેજ પણ ઈંતેજારી કે ચિંતા કરવી પડશે નહી. તમારા પાસેથી બેંકનોટ ચોરાઈ ગઈ છે એવો દેખાવ સ્વપ્નામાં જોવાનો બનાવ બતાવે છે કે તમે તમારું નાણું ખોહી દેવાની અને નિર્ધન થઈ પડવાની અણી ઉપર આવ્યા છો; પણ લગાર સમયસૂચકતાથી કામ લેવાથી તમારી સ્થિતિ સહેજ સારી થશે.

**બોટમાં મુસાફરી**–કરતા જોવાનો બનાવ બહુ શુભ છે. તમારી જીંદગીમાં જો કે ઘણાક ફેરફારો થશે પણ તેમાંના ઘણાકમાં ભય સમાયલું છે, માટે સાવધાનીથી કામ લેવું.

**બોડકું**–તમે બોડકા થઈ ગયા છો અથવા થતા જાઓ છો એવો દેખાવ જોવો એ તમોને તમારો સાથી ખોહી બેસવાનો ભય બતાવે છે પણ તેટલાજ માટે તમોએ તમારું માથું ખોહી દેવાનું કારણ નથી.

**બંગલો જોવાનો** બનાવ ભાગ્યવંતો છે. ખાતરી રાખવી કે તમને કોઈ ધનવાન સ્ત્રી મલી તમે સુખી થશો.

**બાળક નાનાં જોવાં**–સ્વપ્નામાં નાનાં બાળકોને જોવાનો બનાવ શુભ છે. જોનારને ધનની પ્રાપ્તિ થશે અને ઘણેક ઠેકાણેથી લાભ થશે.

**બાદશાહને જોવો**–સ્વપ્નામાં બાદશાહને જોવો એ લાભકારક છે; જો બાદશાહ કાંઈ ઇનામ આપે છે એમ જોવો તો માનજો કે તમારે ત્યાં ધનના ભ્રેસપતી બેઠા છે અને આબરૂમાં પણ વધારો થવા પામશે; પણ જો બાદશાહને ગુસ્સે થતો દેખો તો તે અશુભ સમજવું; તે પછી જ્યાંથી ત્યાંથી નુકશા જ થશે.

**બીલાડી જોવાનો**–બનાવ ઘણો અશુભ સમજવો. તેથી બીમારી વધે છે અને ગામમાં ગીરફતારી વધે છે. બીલાડીને ઘેરમાં આવતી જોવાને

બનાવ પણ તેવો જ અશુભ સમજવો; તમારે ત્યાં ચોરી થશે અને બીજું અનેક પ્રકારનું નુકશાન થશે.

**બીમારીમાં પોતાને મરણ પથારીએ જોવાનો**—બનાવ બહુ લાભકારક છે. તેથી સારાં કામો થવાનાં ચિન્હ છે અને આયુષ્યમાં પણ વધારો થાય છે.



## ભ.

**ભુજવું પાઉં**—ભઠ્ઠીમાં પાઉં ભુજવાનો બનાવ સ્વપ્નામાં જોવો તો માનજો કે તમારાં કુટુંબમાં કોઇનું મરણ થશે, તમે ગમમાં પડશો; જો તમો જુવાન અને કુંવારા હોવો તો તમારા કોઈ પ્યારાનું મરણ કે ભય ભરેલી માંદગી નીપજશે; સમોશા વગેરે ભુજતા જોવાનો બનાવ સૂચવે છે કે તમારાં લગન જલદીથી થશે.

**ભાંજફોડ**—સ્વપ્નામાં કાંઈ પણ ભાંગતુટ થવાનો બનાવ જોવો એ અશુભ સમજવો. જો તમારો કોઈ હાથપગ ભાંગેલા જોવો તો માંદા પડશો; જો ખુરશી ટેબલ કે કોઈ પણ ફરનીચર ભાંગતુટ થયલું જોવો તો નાદાર થશો; બારી ભાંગતુટ થવાનો બનાવ ચોરી કે આગ લાગવાનો ભય સૂચવે છે; આરશીનો કાચ ભાંગવાનો બનાવ કોઈ સગાંસંબંધી કે પડોશી અથવા મિત્રનાં મરણની આગાહી કરે છે, માટીકામનું કોઈ વાસણ ભાંગતુટ થવાનો બનાવ નોકરના હાથે ચોરી થવાની આગાહી સૂચવે છે, અને જો કોઈ સ્ત્રી પોતાની લગનની વીટી ભાંગવાનો બનાવ જોય તો પોતાના ખાવિંદને ગુમાવશે એમ સૂચવે છે.

**ભુસું–થુળું**—સ્વપ્નાનો આ દેખાવ સૂચન કરે છે કે તમારી યુક્તિઓ બરાબર રચાયલી નથી અને તેથી તે નિષ્ફળ જશે, અથવા જો તમે કોઈ જોડે પ્યારમાં હોવો તો માની લેજો કે હાથ ધરતો કે હાથધરતી—ગમે તેટલી ડીંગ મારે તો પણ હાલહવાલ નીકળશે.

**ભૂત–પિશાચ**—સ્વપ્નામાં આવો કોઈ દેખાવ જોવો બહુ–અશુભ છે. જોનાર પોતે પણ તેવામાં ખવાસ ધરાવનાર નીવડશે, તમામ જુઠી વલણ

પકડશે, માટે જોનારે સુધરીને ચાલવા તજવીજ કરતા રહેવું. કોઈ ભૂતનો દેખાવ તમે સ્વપ્નામાં જોઈ તેનાથી બીહો છો એમ જો જોવો તો તે અશુભ છે. અનેક ભારે મુશ્કેલીઓ તુટી પડશે, કપટી શત્રુઓ તમોને નુકશાન કરવા તુટી પડશે; પણ જો તમે સ્વપ્નામાં ભૂતનો દેખાવ જુઓ અને તેનાથી ડરો નહી તો માનજો કે મુશ્કેલીઓ પડશે પણ તમે તે વટાવી જશો.

**ભુખ્યા થયા છો**—સ્વપ્નામાં તમે ભુખ્યા થયા છો એવો દેખાવ જોવો તો માનજો કે તમે તમારી અક્કલ હુશિયારીથી દુનિયામાં નામ કહાડશો; જો તમે પ્યારમાં હશો તો માનજો કે તમારાં લગન થતાં પેહેલાં તમારી પ્રિયા મુસાફરીએ જઈ આવશે, ધંધોરોજગાર કરતા હશો તો તેમાં પણ ફત્તેહ મલશે.

**ભરથાર**—સ્વપ્નામાં કોઈ બાઈ એમ દેખે કે તે પરણેલી નથી છતાં તમારો કોઈ ભરથાર હૈયાતી ભોગવે છે તો તે ઉલટું જ સૂચન કરે છે. માની લેવું કે તમે કદી પરણશો જ નહી; પણ જો કોઈ બાઈ એમ દેખે કે તે કોઈ બીજી સ્ત્રીના ધણી સાથે પ્યારમાં પડી છે તો માનવું કે તેણીની ચાલચલણ છટેલપણાં તરફ વલશે અને બદગુણ તરફ ઢલશે. પણ જો કોઈ વિધવા એમ જોય કે તેના કોઈ ભરથાર છે અને તે તેણીને જોઇને હસી છે તો તેણીએ માનવું કે તેણી જલદીથી જ બીજીવાર લગનમાં જોડાશે.

**ભીખારી અવતાર**—સ્વપ્નામાં તમે એમ જોવો કે તમે ભીખારી થયા છો તો તે ઉલટું જ સૂચન કરે છે; તમે બહુ દ્રવ્યવાન થશો; છતાં તમે કોઈ ગરીબને પરણશો પણ તે બહુ જ સદ્દગુણી અને હીરાના તોલની નીવડશે; પણ જો એમ જોવો કે કોઈ ભીખારીએ રસ્તે જતાં તમારા પાસે ભીક્ષા માંગી છે તો માનજો કે કોઈ મિત્ર તરફથી ભારે મુશ્કેલીમાં નાખંવામાં આવશે પણ તે તમોને કશું નુકશાન કરી શકશે નહીં.

**ભઠ્ઠી**—સ્વપ્નામાં તમે એમ જોવો કે તમે કોઈ ભઠ્ઠીમાં ભુંજવાનું કામ કરો છો તો માનજો કે વેપાર ધંધામાં મધ્યમસર ફત્તેહ મળશે. પણ જો પાઉં ભુંજતાં તે બળીને કાળું થઈ જાય તો તે આફત પડવાની સૂચન

કરે છે; તમારો ધંધો તુટી જશે અને એકાદ મોસમ સુધી તમે ગરીબાઇમાં પડશો, પ્યારની બાબતમાં પણ તે અદેખાઈ ઈર્ષા વગેરે પેદા કરશે અને એક બીજી સ્ત્રીના કાવાદાવાથી છુટા પાડી નાખશે.

**ભારેવાઈ–હંમેલદાર**–કોઈ સ્ત્રી સ્વપ્નામાં પોતાને હમેલદાર થયલી જોય તો માનવું કે તે જોડ છોકરાંને જનમ આપશે; જો કોઈ જુવાન સ્ત્રી એવું સ્વપ્નું દેખે તો માનવું કે તેના ધારેલા પ્રિયતમના હેતુઓ સારા નથી, અને તે માત્ર તેના સદ્‌ગુણ ઉપર ત્રાપ મારવા ટાપી રહ્યો છે એમ સમજવું.

**ભુંગળું–રણસીંગડું ફુંકવું**–સ્વપ્નામાં તમે એમ જોવો કે તમે ભુંગળું ફુંકો છો તો તે આબાદીસૂચક છે, અને તમારા દુશમનો જેઓ તમને નુકશાન કરવા મથન કરી રહ્યા છે તેઓ તદ્દન ઉંધા પડી જશે; પણ એમ જોવો કે તમે રણસીંગડાનો આવાજ સાંભળો છો તો તે ઝઝુમી રહેલી મુશ્કેલીનું સૂચન કરે છે. ધંધામાં તમારા હરીફો ફાવી જશે. કુટુંબમાં કજીયો કંકાશ થશે; કોઇની નાદારીથી તમને નુકશાનમાં ઉતરવું પડશે, પ્યારમાં પણ નિષ્ફળતા મળશે.

**ભરેલો કોથળો**–ભરેલો કોથળો લઈ જતાં જોવાનો દેખાવ બતાવે છે કે જોનાર ઝાઝો ધનવાન થનાર નથી પણ જરૂર જોગું નાણું મેળવવા પામશે. ખાલી કોઠળો એટલો ભરપુર હોય કે તેનું મોઢું પણ બંધ થતું ન હોય તો જોનારે નક્કી માનવું કે કોઈ તરફથી તેને એટલું નાણું મળશે કે તેને સાચવવું તેને ભારી પડશે.

**ભાત**–ખરો જ ભાગ્યશાલી આસામી હશે કે જે સ્વપ્નામાં કોઈ દિવસે ભાત–પછી તે ગમે તે જાતનો જોશે પણ તેણે નક્કી માનવું કે તેના ઉપર મોટાં કુટુંબની રેલછેલ ઉતરશે અને તે સઘળાં પોતાનાં મોટાં ભાગ્ય સાથે લેતાં આવશે.

**ભાલો**–તમારા પોતાના હાથમાં કે કોઈ બીજાના હાથમાં ભાલો પકડેલો જોવાનો બનાવ સૂચવે છે કે, તમારા અતિ પિછાણવાળા આસામી જોડે તમને તકરાર થશે, જેનું પરિણામ એ આવશે કે તમો બન્ને હંમેશના શત્રુઓ થઈ રહેશો.

**ભીંડા જોવા કે ખાવા**—સ્વપ્નામાં ભીંડા જોવા કે ખાવા એ બનાવ સૂચવે છે કે જોનારને ઘણેક ઠેકાણેથી લાભ થશે.

**ભાંગ પીવી**—આ બનાવ તદ્દન અશુભ છે, તે દરેક ઠેકાણેથી ગેરલાભ કરાવે છે.




**મઠ**—સ્વપ્નામાં કોઈ મઠ જેવાં આશ્રમસ્થાનનો દેખાવ જોવો એ ભવિષ્યનાં ભારે સુખનો, મનની સમાધાની અને શાંતિનું અને ચિંતાથી નિરાળા થવાનું સૂચન કરે છે.

**મદ્રેસા**—તમે કોઈ મદ્રેસાના મીસ્તર અને માસ્તરણ છો એવું જો સ્વપ્નામાં દેખો તો માનજો કે તમારા સંજોગો ફેરવાઈ જશે, અને તે ધીમે ધીમે કંગાલિયત ઉપર આવશે; જો તમે એકલાં હશો તો તમારાં લગન પણ તદ્દન વિપરિત સંજોગોથી નોંધાઈ રહેશે.

**મધમાખી**—સ્વપ્નામાં જોવી એ સારા શુકન છે. તે સૂચન કરે છે કે ધંધા રોજગારમાં તમારો ઉદ્યોગ અને સાહાસ બહુ ફત્તેહમંદ થશે. જીંદગીનાં દરેક કાર્યો સફળ થશે, ધનવાનને મોભો અને માન મળશે, અને ગરીબને ફત્તેહ અને દરેક જાતનો આનંદ મળશે. આશકને, સદ્દગુણી અને સકલગુણસંપન્ન સ્ત્રી મળશે, તેનાથી ઉદ્યોગી અને સારાં નસીબદાર છોકરાં થશે, જે માતપિતાને તેમનાં પાછલાં વરસમાં આશિર્વાદ સમાન થઈ પડશે.

**મછવામાં પ્રવાસ**—મછવા અથવા વહાણમાં પ્રવાસ કરતાં જોવાનો અને પાણી શાંત તથા હવા પણ ખુશનુમા જોવાનો બનાવ બહુ ભાગ્યશાળી ગણાય છે; તે ધંધામાં ફત્તેહ અને લગનમાં સુખવાસી સંજોગોનું સૂચન કરે છે; પણ જો પાણી ઉછળતાં અને ગલીચ હોય તો તમારે તમારી આખી જીંદગીભર મેહનત કરવા જવી પડશે; જો પાણીમાં પડી ગયાં છે એમ જુઓ તો હવે પછી બહુ ભયભરેલા સંજોગોમાંથી પસાર થવું પડશે.

**માંડવો**—સ્વપ્નામાં તમે જોવો કે તમે કોઈ મંડપમાં બેસી આરામ લેવો છો તો તે સૂચન કરે છે કે તમારાં સુખ માટે તમે જે કેમવો ઉઠાવશો તેમાં સફળ થશો; જો મંડપમાં પ્રિયા અને પ્રિયતમ બંને વીસામો લેતાં દેખાય તો માનવું કે તમારો કોઈ પ્યારો ખરો હિંમતી અને ઇમાનદાર છે; લગન જલદી થશે અને તે સ્થિતિમાં સુખ પણ મળશે.

**માંકડ**—આ કરડનારા આપનારા જંતુઓને સ્વપ્નામાં જોવાનો બનાવ માંદગીનું સૂચન કરે છે. તે સૂચન કરે છે કે તમારા ઘણાક દુશ્મનો તમોને નુકશાન કરવા તત્પી રહેલા છે. જુવાન માણસે માનવું કે તેના દુશ્મનો તેની જગા ખુચવી લેવાને તજવીજ કરે છે. વેપારી, ધંધાદારી હોય તો તેણે માનવું કે તેની નોકરીમાંના માણસો તેને લુટે છે અને ઘણુંક નુકશાન કરે છે.

**માખણ**—સ્વપ્નામાં આ સ્વાદિષ્ટ ખોરાક જોવો એ લાભકારક છે. તે ખુશી ખુશાલી અને ખાણી પીણી થવાનું સૂચન કરે છે. પ્યારમાં ફત્તેહ મળશે અને ધારેલાં લગન વેહેલાં થશે. જો કોઈ કજીયો લડતા હોવો તો તેમાં ફત્તેહ મળશે; તમારો કોઈ ગેરહાજર મિત્ર હશે તે જલદીથી તમારી તરફ આવી પોહોંચશે અને તમારો મદદગાર મિત્ર થઈ પડશે; જો કોઈ ભયમાં આવી પડ્યા હોય તો તેમાંથી જલદીથી મુક્તિ મળશે.

**મીનબતી બનાવવી**—સ્વપ્નામાં મીનબતી બનાવો છો એવો દેખાવ જોવો એ સૂચવે છે કે તમે કોઈ બીજા આસામીને બહુ ઉપયોગી થઈ પડશો; જો મીનબતી ખરિદ કરતા જોવો તો તે ખુશી ખુશાલી અને જીયાફતનું સૂચન કરે છે. મીનબતી તેજસ્વી બળતી દેખો તો માનજો કે તમને કાંઈ ખુશાલી ભરેલા સમાચાર મળશે, પણ જો મીણબતી બુજાતી જોવો તો તે તમારા કોઈ મિત્ર કે નજદીકના સગાસંબંધીનાં મરણનું સૂચન કરે છે.

**મારામારી કરવી**—કોઈ જોડે મારામારી કરતા જોવાનો બનાવ હરીફો પેદા થવાનું સૂચન કરે છે જેના ઉપર તમે કીનો લેશો; જો એમ જોવો કે મારામારીમાં તમારી જીત થઈ છે તો તે સૂચવે છે કે તમારા આશકનો પ્યાર તમારા પ્રત્યે કાયમ છે.

**મુરદું**—સ્વપ્નમાં મુરદું જોવાનો બનાવ સૂચવે છે કે એક લગન ઘણાં ઉતાવળીયાં, અવિચારી થશે જેમાં અંતે પક્ષ બહુ અસુખી નીવડશે; છોકરાં

તબીયતે અસુખી નીવડશે, તેઓ વળી ખરાબ સ્વભાવનાં નીકળશે અને કુટુંબને વધારે દુઃખી કરશે.

**મુએલાં જોવાં**—તમારાં કોઈ મરણ પામેલાં સગાંસંબંધી કે મિત્રને જોવો તો તમોને પોતાને અંગત દુઃખ થશે, મનની બેચેની થશે; પણ જો એમ જુઓ કે તેઓ સુખી છે તો તે તમે સુખી થવાનું સૂચન કરે છે.

**મરણ**—તમે મૃત્યુ પામેલા છો એમ જોવો તો માનજો કે તમારું આયુષ્ય લાંબું થશે. કુવારા માણસની જીંદગી માનભરેલી થશે અને લગન કરવે સુખી થશે. જો કોઈ માંદો માણસ મૃત્યુ સ્થિતિમાં પોતાને જુએ તો તેનું મરણ નીપજશે.

**મેલાં ઘેલાં**—તમે પોતે મેલાં—ઘેલાં છો, અથવા તમારાં લુગડાં મેલાં—ઘેલાં છે એ દેખાવ માંદગી અને ગમમાં ગીરફતારી સૂચવે છે. નેકી અને આબરુના કાંકરા થવાની વકી બતાવે છે, કોઈ તમારા ઉપર કાદવ છાંટે છે તેનું સમજવું કે દુશ્મનો તમોને બેઆબરુ કરવા માંગે છે, માટે જે કોઇના ઉપર હદબાહેર વિશ્વાસ મુક્યો હોય તેનાથી ખુબ સંભાળજો.

**મુંગા થઈ જવું**—એવો દેખાવ જોવો કે તમે મુંગા થઈ ગયા છો તો સમજજો કે તમે એટલા તાજીમતવાજેવાળા થશો કે કોઇની પણ ક્ષમા યાચવા જેવી જરૂર પડશે નહી.

**મેજબાની**—મેજબાની અથવા જયાફતની કોઈ જગાનો ખ્યાલ સ્વપ્નામાં આવે તો તે ખુશાલી ભરેલો બનાવ બનવાની આગાહી કરે છે; તમે જેને ચાહો છો તેના જોડે હાથેવાલો મળશે. વેપારીને પણ એ સ્વપ્નું બહુ લાભકારક છે, ખલાસીને પણ આબાદ સફર કરાવશે અને સીપાહને લડાઇમાં ફત્તેહ અપાવશે.

**મેળામાં જવું**—કોઈ મેળો જોવા ગયા છો એવો દેખાવ જોવો કમભાગ્ય છે. તમારા ધંધામાં તમે ગફલત થશો અને નિષ્ફળ થશો અને ખોટા મિત્ર ઉભા થશે. તમારી આજુબાજુના માણસો જોઇયે તેવાં પ્રમાણિક નથી. પ્યારમાં પણ હરીફાઇથી નુકસાન થવા સંભવ છે.

**મચ્છી મારવી**—તમે મચ્છી પકડવા ગયા છો પણ કોઈ મચ્છી તમારે હાથ લાગી નથી એવો દેખાવ સૂચવે છે કે તમારા ધંધામાં નિષ્ફળતા મળશે.

જો ગળમાં માછલી પકડો તો માનજો કે દ્રવ્યની રેલછેલ થશે; પાણીનાં તળિયાંમાં પડેલી માછલી જુઓ તો દ્રવ્યની રેલછેલ અને ભપકાસપકાનું આગમન દેખાડે છે. ઉંચી જાતની અને ખાવામાં સ્વાદિષ્ટ એવી ઘણીક માછલી જુઓ તો માનજો કે તમારાં હાથ ધરેલાં દરેક કામોમાં તમને ફત્તેહ મળશે. જો એકાદ વળી તમારા હાથમાંથી સટકી જવા પામી તો તે તમોને નુકશાનમાં ઉતારશે, નોકરી ગુમાવશો, મિત્ર ગુમાવશો અને પ્યારમાં પણ હાર ખાશો.

**મિત્રો**—જો કોઈ દુરદરાજ પડેલો મિત્ર ભયમાં છે એવું સ્વપ્નું દેખો તો માનવું કે તે બાપડા ઉપર કાંઈ માંદગી અથવા કાંઈ આફત આવી પડેલી છે. પણ જો મિત્રના સંબંધનું સ્વપ્નું થયું અને આનંદી હોય તો તેના તરફથી સારા સમાચાર મલવાની વકી રાખજો. આશક જલદી પાછો ફરશે અને લગન થશે. તે દૂર પડેલો મિત્ર ખુશખુશાલ છે એમ જોવો તો તે તેની અને તમારી પણ આબાદીનું સૂચન કરે છે. જો તે મિત્રને મરણ પામેલા જુઓ તો લગ્ન પ્રસંગ જલદીથી ઉભો થશે.

**મોજાં હાથનાં**—તમારા હાથના મોજાં ગુમાઈ ગયાં છે એવો દેખાવ જુઓ તો માનજો કે કામ ધંધામાં ખોટ આવશે; ઠામ ઠેકાણું બદલવું પડશે. જો તમે પરણેલાં હોવો અને જમણા હાથનું મોજું ગુમાઈ ગયું છે એમ જોવો તો માનવું કે તમારો ખાવિંદ મરણ પામશે; જો કુંવારાં પણ પ્યારમાં હશો તો કોઈ ત્રાહીત તમારા આશકને ઉપાડી જશે.

**મધ**—સ્વપ્નામાં મધ ખાવો છો, એવો દેખાવ જોવો તો તે સારી તનદરોસ્તી, લાંબું આયુષ્ય, આબાદી અને સુખ સંપત્તિની વૃદ્ધિ સૂચવે છે. તમારો કામ ધંધો તમારી ઇચ્છા મુજબ વધશે, આશકને સદ્‌ગુણસંપન્ન આશક મળશે. લગ્નમાં સુખ મળશે, સંસાર સુખમય બનશે.

**મૂર્ખ**—સ્વપ્નામાં આવો દેખાવ જોવો, એ તેનાથી ઉલટું જ સૂચન કરે છે. તમારું કામકાજ ધીકશે મિત્રાચારી વધશે, લગન સંબંધ થશે. તમો પોતે મૂર્ખ છો એમ જો સ્વપ્નામાં જોવો તો ભવિષ્યના દરેક વહીવટમાં ફત્તેહ પામશો.

**માંદગી**—તમે એવો દેખાવ જોવો કે કોઈ માંદગીના બોજા તળે છો, તો માનજો કે ભારે લાલચના ભયમાં આવી પડશો, જેને જો લાત નહી મારશો તો તમારી આબરૂના કાંકરા થશે. જો તમે સાવચેત નહી રહેશો તો તમારા હરીફ તમને થાકવશે.

**મુસાફરી**—તમારે કોઈ દૂર દેશાવરમાં મુસાફરીએ નીકળવાનું નક્કી થયું છે એવો દેખાવ જુઓ તો માનજો કે તમારા સંજોગોમાં મોટો ફેરફાર થશે. મુસાફરી ખુશનુમા કે ખરાબ તેનાં પ્રમાણમાં તે લાભકારક થશે.

**મોજ મજાહ**—જો તમે મોજમજાહમાં રહો છો એવો દેખાવ જોવો તો માંદગી અને ગરીબાઈનું સૂચન કરે છે; અને ઘણીક જાતની નાસીપાસી પેદા થશે. વેપારમાં ફત્તેહ મળશે નહી, ઘણુંક નુકશાન, ઘણીક ઝેહમત પડશે, કરજ માટે તુરંગનો ભય ઉત્પન્ન થશે; પ્યારની બાબતમાં પણ ખટરાગ થશે; અને પરણેલાં હશે તો નાફરમાન છોકરાં થશે અને કુટુંબમાં કલેશ થશે.

**માજીસ્ટ્રેટ**—તમે એમ જુઓ કે કોઈ ગુન્હાને માટે માજીસ્ટ્રેટ હજુર ખડા થયા છો અને સજા થઈ છે, તો તે અપશુકન ભરેલો છે; જો તમોને છોડી મુકવામાં આવે તો તે સારા શુકનીયો બનાવ છે. તમે માજીસ્ટ્રેટની પદ્વીએ ચઢ્યા છો એવો દેખાવ જોવો તો માનપાન પામશો.

**મેદાન ઘાસનું**—જો તમે એમ જોવો કે ઘાસની લીલોતરીવાળાં મેદાનમાં ફરહર કરો છો તો માનજો કે તમારૂં ભાગ્ય ખુલી ગયું છે. જો કોઈ કુંવારિ પોતાના ધારેલા પ્રિયતમ જોડે સહેલ કરે છે એવો દેખાવ જોવ તો તેણીનાં લગન જલદીથી થશે; ધનવાન થશે અને ઘણાંક બચ્ચાંકચ્ચાંનાં માતપિતા થશે, સુખી થશે અને લાંબુ આયુષ્ય ભોગવશે. જુવાન કુંવારો એ દેખાવ જોય તો તેણે ખાતરીથી માનવું કે તે એક ધનવાન સુંદરી જોડે પરણી જશે, તેણી એક વફાદાર અને હેતાલી સ્ત્રી નીવડશે. બચ્ચાંકચ્ચાં પણ સુખી અને ભાગ્યશાલી નીવડશે.

**માતા**—સ્વપ્નામાં તમે તમારાં માતાને જુઓ અને તેની સાથે તમે ખુશાલ વાત કરો છો તો તે આબાદ અને સુખી જીંદગીનું સૂચન કરે છે.

જો જોનાર સ્ત્રી હોય અને તેણે કોઈ આશક પોતાના મનમાં ધાર્યો હોય તે જો એમ જોય કે તે માતા થઈ છે તો તે અશુભ છે. જો માતા મરણ પામી છે એમ જોવામાં આવે તો માંદગી થવાની વકી રાખવી.

**મેદી**–સ્વમામાં મેદીનું ઝાડ અને તેનો સુગંધ લેવી એ મનપસંદ સંજોગો આવવાનું સૂચન કરે છે. પ્યારમાં પણ ફત્તેહ મળશે. જોનારને મનપસંદ વારસો મલશે. જોનારનો વંશવેલો મોટો થશે અને તે લાંબાં આયુષ્યવાળો થશે. પરણેલી સ્ત્રી કે પુરુષ જો સ્વમામાં મેદીનું ઝાડ જુએ તો તે બંનેએ બીજીવાર લગન કરવાં પડશે.

**માલો–પક્ષીનો**–પક્ષીનો માલો જોવાનો બનાવ લગન અને સંસાર સુખનું સૂચન કરે છે. તમારે ત્યાં પણ બચ્ચાંકચ્ચાંનો માલો થશે જે આબરુદાર અને કીર્તિવંત થશે. ખલાસી હશે તો તેને બીજી સફરે જતાં પારકાં બંદરે ખુબસુરત અને ધનવાન સ્ત્રી હાથ લાગશે; વેપારીને મોટી ફત્તેહ મલશે, ખેડુતને ભરપુર પાકનો લાભ મલશે. જો માલામાં ભાગેલાં ઈંડાં કે મુએલાં પક્ષી પણ જોવામાં આવે તો તે અપશુકન છે; દરેક કાર્યમાં નિષ્ફળતા અને સંકટ મલશે.

**મુંગો સોંગ (નાટક)**–કોઈ નાટકશાળામાં તમે મુંગો-નાટક જોવો છો એ એવું સૂચન કરે છે કે તમો ઠગારાઓથી ઘેરાયલા છો; તેઓ તમારા મિત્ર હોવાનો દાવો કરી તમારી ખોટી તારીફ અને ખુશામત કરે છે, પણ અંદરખાનેથી તમને કાતરી ખાવાની પેરવી ચલાવી રહ્યા છે; તમે જલદીથી તેમને પામી જશો.

**માર્ગ–ધોરી**–તમે ધોરી માર્ગે ચાલ્યા જાઓ છો એ દેખાવ સૂચન કરે છે કે વેપાર ધંધામાં તથા ખેતીમાં તથા પ્યારમાં ફત્તેહ મલશે. જો પરણેલી સ્ત્રી એમ જુએ તો માનવું કે તેનો હમેલથી સલામત છુટકો થશે; અને આખું કુટુંબ સુખી થશે. જો તે માર્ગ વાંકોચુંકો અને ઢેકાઢડયાવાલો હોય તો નાઉમેદી અને દગાખોર મિત્રોનો વધારો બતાવશે.

**મોર**–પીછાં ફડકાવેલો મોરનો દેખાવ સ્વમામાં જોવો તો જીંદગી અનિશ્ચિત પસાર થવાનું સૂચન કરે છે, સાવચેત રહેવું કે ઠગારા મિત્ર

તમારા જોડે મીહાસથી કામ લે છે. જો પીછાં બીડેલો મોર જોવો તો માનજો કે તમોને ખુબસુરત સ્ત્રી મલશે, ધનવાન થશો, અને માનપાન મેળવશો, જો જોનાર સ્ત્રી હશે તો તેને તેવોજ ફાંકડો ભરથાર મળશે અને સુખચેનમાં રહેશે, પણ તેને કાંઈ છૈયાં છોકરાં થશે નહી. ખેડુત હોય તો માનવું કે ભરચક પાક થશે અને ખલાસી હશે તો તે ધનવાન વિધવા જોડે પરણશે.

**મોતી**—સ્વપ્નામાં મોતી જોવાં એ લાભકારક છે; તે સૂચવે છે કે જોનાર પોતાની કાળજી અને ઉદ્યોગથી મોટી દોલત જમાવ કરશે અને માનપાન પામશે; શરુઆતમાં તે ગમે તેવો ગરીબ હશે પણ મરતી વેળાએ પુષ્કળ દ્રવ્યવાન અને પ્રજાનો પ્રિય થઈ પડેલો હશે. જો તમોને સ્હેજ મોતી આપે છે એવો દેખાય જોવાય તો તમારાં લગ્નન ખુબસુરત કુંવારિકા જોડે થશે જે બહુ જ મલતાવડા સ્વભાવવાલી અને બુદ્ધિશાળી હશે અને તેનાથી બંને સુખી થશે. કોઈ કુંવારિકા એમ દેખે કે કોઈ ત્રાહીત આસામી તેણીને મોતીથી શણગારે છે તો તેણીએ માનવું કે તેણીનાં લગન કોઈ માતબર આસામી જોડે થશે.

**સફર–જલ માર્ગની**—એમ જોવામાં આવે કે તમો દરિયામાં થંડા પાણીમાં વાહાણની સફર કરો છો તો તે આબાદી સૂચક છે, પણ તોફાની દરિયામાં મુસાફરી કરો છો એમ જુઓ તો તે કમનસીબી સમજવી; સફર કરી કોઈ ખુશનુમા શેહેરમાં આવ્યા છો એમ જોવો તો તે લગનમાં સુખી થશે; નાની બોટમાં સફર કરો છો અને બંદર હાથ કર્યું એવો દેખાવ જુઓ તો માનજો કે તમારું નસીબ ઝડપથી ખુલી જશે.

**મુડવું**—તમે એમ જોવો કે એક આસામી તમારી ડાઢી મુછ મુડે છે તો માનજો કે પ્યારમાં ઠગાઈ છે અને ઘણી નાઉમેદી મલશે; જો તમે પરણેલા હશો તો ધણીધણીયાણી વચ્ચે બેઇમાની અને મતભેદ ઉભો થશે; ધંધાદારી માણસને ખોટમાં ઉતારશે.

**મેંઢાં ચરતાં જોવાનો** બનાવ ભારે આબાદી અને ખુશાલી આવવાનો સંભવ જણાવે છે. મેંઢાંઓને વિખરાઈ ગયલાં જોવાનો બનાવ સૂચવે

છે કે કોઈ યુક્તિબાજો તમારી પુઠ પકડી તમને હેરાન કરશે. મેંઢાનું ઉન કાતરવાનો દેખાવ જોવો એ સૂચવે છે કે જોનાર ધનવાન થશે અને કોઈ ધનવાન જોડે પરણી સુખી થશે, અને તે એટલી હદ સુધી કે ધંધારોજગારની જરૂર પણ રહેશે નહી.

**મેહેલમાં વસ્વાટ**–સ્વપ્નામાં એવો દેખાવ નજરે પડે કે જાણે જોનાર આસામી મેહેલમાં વસે છે તે દેખાવને કેટલાકો અશુભ ગણે છે, પણ તે ભૂલ છે, તેનો મર્મ એવો થાય છે કે તમારા ચાલુ સંજોગોમાં ફેરફાર થવાની વક્કી નજદીક છે અને તમારો કકળવાનો વખત વહી જઈ સારો વખત આવી લાગશે.

**મખમલની ખરીદી**–સ્વપ્નામાં તમને એવો દેખાવ જણાય કે તમે કોઈ પણ રંગની મખમલ ખરિદ કરો છો, કિંવા ખાલી જુઓ છો અથવા પેહેરો છો તો માનજો કે તમે ધંધામાં પુષ્કળ નફો મેળવશો. જો મખમલનો રંગ કાળો હોય તો ધંધારોજગારમાં અને રંગ ગુલાબી હોય તો ખાનગી જીંદગીમાં ફત્તેહ મેળવશો.

**મશ્કેરી ઠઠ્ઠા**–સ્વપ્નામાં એવો દેખાવ જણાય કે તમને કોઈ મશ્કરી ઠઠ્ઠાનાં નામથી બોલાવે છે અથવા તમે પોતે કોઈને તે પ્રમાણે બોલાવો છો તો માનવું કે સ્વપ્ન તમને કાંઈ ધડો શીખવે છે અને તે એમ કે દરેક ચીજને તમે ખરાં નામે બોલાવશો તો ઠોકર ખાશો.

**મરઘી**–સ્વપ્નામાં એવો દેખાવ નજરે પડે કે જેમાં મરઘી અગત્યનો ભાગ બજાવતી હોય તો નક્કી માનવું કે તમે તમારી જીંદગી દરમ્યાન આવી પડતી દરેક મુશ્કેલી સેહેલથી વટાવી શકશો અને સુખેથી રોટલો ખાશો.

**મરઘો વાસ્તો સાંભળવાનો** બનાવ સ્વપ્નામાં જોવાનો બનાવ અશુભ છે. તે બતાવે છે કે કોઇક તરફથી તમને એવો પત્ર મલશે કે જે વાંચ્યાથી તમે ભારી ઉશ્કેરાઈ જશો અને વળી તમને સદાની બેચેની પેદા થશે.

**માણસ**–જુવાન સ્ત્રીઓ જુવાન પુરુષ સાથે ખાનગી વાતચીત કરવાનો દેખાવ સ્વપ્નામાં જુવે એ, તેણીના પ્યારની બાબતમાં શુભ છે. વાત કરનારો માણસ જો સોહામણો, ઝીણી આંખોવાળો પણ ગંભિર દેખાવનો

હોય તો સ્વપ્નાનું પરિણામ આશાજનક માનવું; એક માણસ બીજા જોડે વાત કરે છે એ બનાવ જોવામાં આવે તેણે માનવું કે તેના ધંધામાં અથવા પ્યારમાં કોઈ હરિફ ઉભો થશે; વાત કરનારો માણસ જો ઘરડો જણાય તો માનવું કે તેને જલદીથી વારસો મળશે, અને તે વારસો નાનો કે મોટો મલશે, તેનો ખ્યાલ તે ઘરડા માણસના વાળ નાના મોટા હશે તે ઉપરથી થઈ શકશે.

**માથાનો દુખાવો**–સ્વપ્નામાં તમે જોવો કે તમારું માથું દુખે છે તો માનવું કે જોનાર માણસના હાથથી કાંઈ ખોટું કામ થઈ જવાની અણી ઉપર આવશે પણ ગમે તે જોખમે તે કામ કરવાની લાલચ તે અટકાવી શકશે, અને જો નહી અટકાવી શકાઈ તો ખાતરી રાખવી કે તમે કોઈ જાથુકનાં દર્દના ભોગ થઈ પડશો.

**મોગરાનાં ફુલ**–સ્વપ્નામાં એમ જોવો કે તમે પોતે મોગરાનાં ફુલ ચુંટો છો તો તે દેખાવ બહુ શુભ સૂચક છે અને તે સ્વપ્ન જોનારની દરેક મનોઇચ્છા પરિપૂર્ણ કરે છે.

**માંદા પડો તે સારું છે**–કોઈ જુવાન માણસ સ્વપ્નામાં પોતાને માંદું થયલું દેખે તો તેણે માનવું કે તેનાં લગન જલદીથી થશે, પણ તેનાં લગન ઘણાક દાખલાઓમાં સુખી નીવડવાની આશા નથી; કોઈ ઘરડું માણસ પોતાને માંદું પડેલું દેખે તો માનવું કે ન ધારેલું કેડેથી તેને નાણું મળશે.

**માણસનું માંશ ખાવાનો** બનાવ સ્વપ્નામાં જોવો એ તદ્દન અશુભ છે: તે સૂચવે છે કે કોઈ અનાથનો કે હરામનો માલ તમે પચાવી જશો; અને તે તમને ખુંચશે.

**મલાઈ ખાવી**–સ્વપ્નામાં મલાઈ ખાવાનો બનાવ જોવો એ શુભ છે: તે બતાવે છે કે તમને પૈસો તો પુષ્કળ મલશે પણ તે વપરાઈ જશે અને તમે ખાલીને ખાલી જ રહેશો.

**માથું ઉઘાડું છે**–એવો દેખાવ જો સ્વપ્નામાં આવે તો તે અશુભ સમજી લેજો: માલમતાની નુકશાની થશે અથવા તો તમારા સામે ફરિયાદીઓ થશે.

**માથાના વાળ કાતરવા**—એ બનાવ સ્વપ્નામાં જોવો તો માનજો કે તમે તમારી કરજદારીમાંથી જલદીથી છુટા થઈ જશો.

**મછી મોટી પણ તાજી જોવાનો**—બનાવ શુભ છે. ધન મળે અને સત્તા વધે, એમ માનવું.

**મછી નાની અને સુકી જોવી**—એ બનાવ અશુભ સમજો. તે જોનારને નુકશાન કરે છે અને રંજ પેદા કરે છે.

**મુએલાં સાથે વાતચીત કરવી**—સ્વપ્નામાં એવો દેખાવ જોવામાં આવે કે જોનાર કોઈ મરણ પામેલાં માણસ જોડે વાતચીત કરે છે તો તે દેખાવ ખચીત શુભ છે. જોનાર વેપાર ધંધો કરતો હશે તો તેમાં તેને લાભ થશે તથા ધનની પણ વૃદ્ધિ થશે.

**મરણ પામેલાને જીવતો પણ બીમાર જોવો**—સ્વપ્નામાં કોઈ મરણ પામેલા માણસને જીવતો જાગતો પણ બીમાર પડેલો જોવાનો બનાવ અશુભ સમજજો. જોનારને નુકશાનીમાં ઉતારે છે અને ગામની ગીરફ્તારીમાં નાખે છે.

**મશાલચીને જોવો**—સ્વપ્નામાં તમને જો કોઈ મશાલચીનો દેખાવ જોવામાં આવે તો માનજો કે ધણી ધણીયાણી વચ્ચે કલેશ થશે.

**મુસાફર ખાનામાં રહેવાનો** અથવા તે જોવાનો બનાવ કાંઈક લાભકારક છે. જોનાર જો સ્ત્રી હોય તો તે બાળબચ્ચાંથી હંમેશ ખુશીમાં રહે.

**મસ્જીદ—મંદીર કે ધર્મ સ્થળ જોવાં**—સ્વપ્નામાં આવાં કોઈ ધર્મ સ્થળો જોવાં એ શુભ છે. તમારા ઉપર આવેલી આફત ટળી જશે પણ બીજા હાથ ઉપર કોઈ ઠગારા સાથે કામ પડશે.

**મરણ પામેલા મિત્રને** જોવાનો બનાવ ઘણો લાભકારક છે. જોનારનું આયુષ્ય વધે, અને તેના તરફથી છુપો ફાયદો થાય.

**માહેતમ કરવી**—સ્વપ્નામાં જો કોઈ સ્ત્રી કિંવા પુરુષ પોતાને માહેતમ કરતાં જુએ તો માનવું કે તે બનાવ બહુજ લાભકારક છે. તેના બાબતમાં ઘણાંક ખુશાલીભરેલા બનાવો બનવાની આગાહી બતાવે છે.

## ૨.

**રીંછ**—સ્વમામાં આ જાનવરનો દેખાવ જોવો એ સૂચવે છે કે તમને થોડા જ સમયમાં બહુ રંજીદા થવાનો બનાવ બનવા પામશે, કોઈ જુલ્મગાર શત્રુ તમને નુકશાન કરશે; જો તમે મુસાફરીએ જશો તો તેમાં ઘણી મુશ્કેલી નડશે પણ તમારી મુસાફરીનું આયંદા છેવટ સારું આવશે અને જે કારણે તે મુસાફરી માથે ઉઠાવી હશે તે કાર્ય સફળ થશે; રીંછ સાથે લડાઇમાં ઉતરી તમે તેને ઠાર કીધું છે એવો દેખાવ જોવો એ સૂચવે છે કે તમે તમારા કોઈ ભયંકર શત્રુને મારી હઠાવશો.

**રક્ત વહેતા થવું**—સ્વમામાં તમે એવો દેખાવ જોવો કે તમારા શરીરના કોઈ ભાગમાંથી રક્ત વેહેતું થયું છે તો તે બહુ જ અશુભ સૂચન છે. તમે એમ જુઓ કે તે વેહેતું રક્ત બંધ થતું નથી તો માનવું કે લાંબી માંદગીને બીછાણે પડશો, અને આખી જીંદગીભર નબળાઇનો ભોગ થશો.

**રખાયત સ્ત્રી**—જો તમારા સ્વમામાં એવું જણાય કે તમે કોઈ રખાયત સ્ત્રી જોડે વાત કરો છો તો માનજો કે તમે પોતે અનીતિમાન જીંદગીમાં પડશો, આબરુ ગુમાવશો અને પરિણામે બહુ સંકટ સેહવવાં પડશે. તે બેશક બહુ જ ખરાબ સ્વપ્નું છે.

**રેલનો દેખાવ**—દરિયાના પ્રવાસી, વેપારીઓ ઇત્યાદિ જો આવું સ્વપ્નું દેખે તો તે બહુ પસંદ કરતા માનવું, વેપારમાં તેમ જ મુસાફરીમાં ફત્તેહ સૂચવે છે; પણ તે સિવાય સાધારણ માણસ માટે તે અશુભ છે, કેમકે તે માંદગીનું ઘર છે, વળી કોઈ કજીયો લડતા હોવો તો તેનું પરિણામ પણ વિરુદ્ધ ઉતરશે, તેમ જ કપટી શત્રુઓ નુકશાન કરશે; જો પ્યારમાં પડ્યા હશો તો તમારી પ્રિયાને કોઈ બીજો ઘસડી જશે.

**રાક્ષસ**—જો સ્વમામાં આવો દેખાવ દેખો તો તમારા સામા ઉભી થતી મુસ્કેલીઓ વટાવવાતે તમને બહુ જ સખત પ્રયાસ કરવો પડશે.

**રાજાની હજુરમાં**—જો સ્વમામાં એવો દેખાવ જુઓ કે તમે કોઈ રાજાની હજુરમાં ખડા છો અને તેના જોડે સંભાષણ કરો છો તો માનવું

કે તમારો બેડો પાર; તમે તમારા શેહેરમાં માન મોભ્ભો મેળવવા ભાગ્યશાળી થશો; પણ જો રાજા મિત્રાચારી ન દેખાડે તો તે સ્વપ્નું પણ ઉલટું જ પરિણામ સૂચવે છે અને તમારી સઘળી આશાઓ નીષ્ફળ જશે. જો કોઈ કુંવારિકા એવું સ્વપ્નું દેખે કે તે કોઈ રાજાની સોબતમાં ખડી છે તો તેણીએ માનવું કે તેણીનો ભવિષ્યનો સાથી બહુ દમામદાર અને રાજ્યમાં મોટો ઓહ્દેદાર હશે.

**રોશની–દીવાની**–સ્વપ્નામાં દીવાની તેજસ્વી રોશની જોવાનો બનાવ સૂચવે છે કે જોનાર દ્રવ્ય અને માનપાન મેળવવા પામશે; પણ જો રોશની બુજાઈ ગયલી જણાય તો માનવું કે સંજોગો તદ્દન ઉલટાઈ જશે.

**રાત**–એવો દેખાવ તમે જુઓ કે એકાએક રાત પડી ચુકી છે તો તમારા સંજોગોમાં ઓચિંતા ફેરફાર થવાની વકી રાખવી, સારા ઉપરથી નરસા ઉપર ઉતરશે. અંધારી રાત્રે તમે ફરહર કરો છો એવો દેખાવ જોવો તો, સંકટ સામટાં આવશે. દરેક કામમાં નાઉમેદી, ખોટના ખાડા અને કમનસીબી માની લેવી; જો ધંધા રોજગારમાં પડેલા હશો તો, ધંધામાં ખોટ એટલી હદ સુધી જશે કે નાદાર થવું પડશે, કે તુરંગમાં પણ જવું પડશે. જો સ્વપ્નું જોનાર ખેડુત હશે તો માનવું કે પાક ઘણો જ ખરાબ ઉતરશે અને ઢોરનો નાશ થશે; જો જોનાર દરિયો ખેડનાર હશે તો તેની સફર બહુ તોફાની અને કાંઈ પણ નફા વગરની થશે. પ્યારની બાબતમાં પણ કજીયા થઈ, એક બીજાથી છુટા પડવું પડશે; જો નારબાઈ પરણેલાં હોવો તો માનવું કે તમારો સુખદુઃખનો સાથી તદ્દન બેવફા નીવડશે, અને તે કોઈ બીજા જોડે જ મોહબતમાં પડશે.

**રમતગમત**–એમ જોવો કે તમે કોઈ રમતગમતમાં પડેલા છો, તથા તુમોને બહુ આનંદ મળે છે તો માનવું કે લગન કીધા પછી તમે બહુ સુખવાસી થશો; તથા ધંધાધાપામાં આગલ વધશો. જુવાન માણસોએ ખાતરી રાખવી કે તેમનાં લગન ધામધુમથી થશે.

**રાણી**–સ્વપ્નામાં તમે એમ જોવો કે તમે કોઈ રાણીની હજુરમાં ખડા છો તો તમને સારો ઓહ્દો મળશે તથા ઘણાક મિત્રો થશે. જોનાર કુંવારિકા

હોય તો તેણીએ માનવું કે તેના લગન કોઈ સરકારી મોટા અધિકારી જોડે થશે, તેનાથી તેને સારો લાભ વધશે. અને ધનવાન તથા સુખી જીંદગી પસાર થશે.

**રેસમ જોવું, ખરિદવું યા વેચવું**—આવો કોઈ પણ દેખાવ સ્વપ્નામાં જોવામાં આવે તો તે બહુ જ ભાગ્યશાળી છે. જો જોનાર ધંધાદારી હોય તો તેને ધંધામાં લાભ છે. તેને ધણી ધનવાન, ભલમનસાઇવાલી સ્ત્રી મલશે; જો કોઈ બાઈ એવું જોય કે તે રેસમી કપડાંમાં સજ્જ થઈ છે તો માની લેવું કે તેણીનો ભવિષ્યનો ભરથાર સારા સંજોગોવાળો હશે અને બંને સારા મંડળોમાં ફરતાં થશે.

**રૂપેરી સીક્કા**—તમે નાના રૂપેરી સીક્કાઓ એકઠા કરો છો એવો દેખાવ જો સ્વપ્નામાં જોવામાં આવે તો માનજો કે સંકટ ડોળા ધુરકે છે; પણ જો સીક્કા મોટા હશે તો માનવું કે કોઈ નફાકારક ધંધામાં પડશો; અને કરેલી ખરીદી બદલ રૂપાનાણું આપો છો એમ દેખો તો અથવા વેચેલા માલ માટે રૂપાનાણું સ્વીકારો છો એવો દેખાવ જોવામાં આવે તો તમે આબાદ વેપારમાં પડશો પણ તે હદમાં જ હશે. જો તમે રૂપાના વાસણો વગેરે ધરાવો છો એમ જુઓ તો ગરીબી ડોળા ધુરકે છે એમ સમજી લેવું અને માટીનાં વાસણથી વ્યવહાર ચલાવવો પડશે; જો એમ જોવામાં આવે કે તમારી ચાંદી ખરી નહિ પણ ખોટી છે તો કોઈ ખોટો મિત્ર ઉભો થવાની વક્કી રાખવી.

**રુદન-પીટણ**—સ્વપ્નામાં એમ દેખાવ જુવો કે તમે રુદન-પીટણ કરો તો તે તેથી ઉલટું જ સૂચન કરે છે. ધંધારોજગારમાં લાભ થશે; માથે ઉઠાવેલા સાહાસ, ધંધા, કે સટ્ટામાં બેડોપાર, પણ પ્યારમાં નિષ્ફળતા મલશે; કુટુમ્બી કજીઆ કંકાસમાં તમારું વાદળ વીખરાઈ જશે.

**રાંડીરાંડ જોડે વાતચીત**—તમે કોઈ રાંડીરાંડ સાથે વાતચીત કરો છો એવો દેખાવ સ્વપ્નામાં જુઓ તો માનજો કે તમારી ધણિયાણીને મરણથી ગુમાવી બેસશો. કોઈ સ્ત્રી એમ જુએ કે તે રાંડીરાંડ છે તો માનવું કે તેનો ભરથાર બેઇમાન નીકળશે; કોઈ જુવાન સ્ત્રી એમ જોય કે તે પરણી ચુકેલી છે અને વિધવા થઈ છે તો માનવું કે તેને જે શખ્સ ચાહે છે તે તેણીને તજી જશે.

**રંડાયેલો**–સ્વપ્નામાં એમ જોવો કે તમે રંડાયલા છો તો માનજો કે તમારી ધણિયાણી માંદગીને બીછાણે પટકાશે; કોઈ જુવાન સ્ત્રી એવું સ્વપ્નું દેખે કે તેણી કોઈ રંડાયલા જોડે પરણી છે તો તે એવું સૂચવે છે કે ઠગારા આશકોથી તેણીને ઘણું સોસવું પડશે; પણ તેણી એકાદ સમજુ અને ભલા માણસ જોડે પરણી જવાને ભાગ્યશાળી થશે.

**રેહેઠાણું**–રેહવાનું મકાન શોધવા નિકલ્યા છો એવો દેખાવ બતાવે છે કે, જે ધંધામાં પડવાનો તમે વિચાર કીધો છે તે ભૂલ ભરેલો છે. તમે જે મકાન શોધતા હો તે જો ભોંયતળિયે હોય તો તે સૂચવે છે કે એકાદ ધંધામાં તમે ફત્તેહમંદ થશો; જો પેહેલા માળ ઉપર હોય તો માનવું કે વેપારી લાઇનમાં તમે આબાદ થશો, જો તે મકાન છેક ઉપલા મજલા ઉપર હોય તો માનવું કે તમે ગ્રન્થ કર્તા, હુન્નર કે ગવૈયા તરીકે પ્રસિદ્ધી પામશો.

**રવિવાર**–કોઈ જુવાન સ્ત્રી સ્વપ્નામાં જુએ કે જાણે તે દિવસે રવિવાર છે તો તેણીએ માનવું કે તેણીને એકાદ ધર્મ ગુરુ સાથે પ્રીતિ બાઝશે અને વળી તે દિવસ જો ખુલ્લો અને તેજસ્વી દેખાયો હોય તો માનવું કે તેના જોડેનાં લગન સુખી નિવડશે, પણ તેથી ઉલટું દિવસ વાદળથી ઘેરાયલો છે એમ જણાય તો માની લેવું કે તે લગન સુખી સુખિયારાં નિવડશે નહી.

**રાગરાગણી સાંભળવી**–તમે સ્વપ્નામાં એવો દેખાવ જોવો કે કોઈ માણસ રાગરાગણી વગાડે છે અને તે તમે સાંભળો છો તો તમારે ખાત્રી રાખવી કે તમે પોતે જ એક અચ્છા ગવૈયા થશો.

**રેલવે ટીકીટ**–કોઈ ઠેકાણે જવાની તમે રેલવે ટીકીટ ખરિદ કીધી છે અને જવાની તૈયારીમાં છો એવો દેખાવ જો તમે જુઓ તો માનવું કે કોઈ અણગમતો પહરોણો જલદીથી આવી મળશે, તમારી રેલવે ટીકીટ ગુમાઈ ગઈ છે એવો દેખાવ જોવામાં આવે તો માનવું કે તમે જે મુસાફરી કરવા ધારી છે તે લાભકારક નીવડશે અને તમારું ધારેલું કામ સફળ થશે.

**રોપા કેમ ઉગે છે**–બગીચામાં રોપા–છોડવાઓ કેમ ઉગે છે તેની જાણે તમે તપાસ કરો છો એવો દેખાવ જુઓ તો જોનારે જે જગામાં તે રહેતો હોય તે ખાલી કરી જવી.

**રાંધવાનો વર્ગ**–જો કોઈ કુંવારો જુવાન એવો દેખાવ સ્વમામાં જોય કે જે છોડી ઉપર તેણે પ્યાર બાંધ્યો છે તે એક રાંધણ કળા શીખવાના વર્ગમાં દાખલ થઈ છે તો તેણે માનવું કે તે તેના પરણ્યા પછી તેના ઉપર ઝાઝું ધ્યાન આપશે નહી, તેના ભોજનની પણ દરકાર રાખશે નહી અને પોતાનો સઘળો વખત નવલકથાના ગ્રન્થો વાંચવામાં કહાડશે.

**રંગ**–(પેન્ટીંગ) દીવાલ ઉપર, કિંવા ઘર ઉપર પેન્ટ અથવા રંગ રોગાણ કરવામાં આવ્યું છે એવો દેખાવ જોવામાં આવે તો તે શુભ ચિન્હ છે, તેનો ભેદ એવો છે કે તમે તમારી જીંદગીની શરુઆતના ભાગમાં જે ભૂલચુક કરી હશે તે ભૂલાઈ જશે અને દુનિયામાં સારી નામના મેળવનારી જગા મેળવવા પામશો.

**રાજીનામું આપવું**–સ્વમામાં એવો દેખાવ જોવામાં આવે કે તમે તમારી નોકરીનું રાજીનામું ગમે તે કારણથી આપ્યું છે તો તે આગળ વધવાનું સૂચન્ કરે છે.

**રોટલી ખાવી**–જો કોઈ એવો દેખાવ જુએ કે તે રોટી ખાય છે તો તે સારો લાભ થવાનું સૂચન કરે છે.

**રુસ્વત લેવી**–તમે કોઈ કારણસર રુસ્વત લેવો છો એવો દેખાવ જોવામાં આવે તો તે બહુ ગેરલાભ કરતા છે. તે સૂચવે છે કે જલથી તમારી બદનામી થશે.

**રીંગણાં (વેગણા) ખાવાં કે જોવાનો**–બનાવ શુભ સૂચક છે. અનેક ઠેકાણેથી લાભ થવાની વક્કી રાખવી.

**રંગ જોવો**–રંગ જોવાનો બનાવ શુભ છે. ધ્યાનમાં રાખવું કે માત્ર પાળા રંગ સીવાય બીજા બધા રંગ જોવા લાભકારક છે.

**રોઝા (અપવાસ) કરવા**–સ્વમામાં એવો દેખાવ જોવામાં આવે કે તમે રોઝા રાખ્યા છે તો તે શુભ સૂચક છે. દરેક ઠેકાણેથી લાભ થવાની વક્કી રાખવી.

**રણ જોવું યા ભટકવું**–સ્વમામાં આવો કોઈ દેખાવ જોવો એ બહુ અશુભ છે. અનેક મુસ્કેલીઓ ઉભી થવાની અને તેમાં ઝેહમત ઉઠાવવી પડવાની ખાતરી રાખવી.

**રાડો (બુમબરાડા) પાડવી**—સ્વપ્નામાં એવો દેખાવ જોવામાં આવે કે તમે વગર કામની રાડો અથવા બુમબરાડા પાડો છો તો તે બહુ અશુભ સમજવું. ભાઈ ભાઈઓમાં કુસંપ ઉભો થાય અને તેથી અનેક પ્રકારનું નુકશાન થવા પામે.

34038




**લંગર પાણીમાં** નાંખેલું જોવાનો બનાવ બહુ અપશુકનિયો ગણાય છે. તમારી ઇચ્છાઓ અને કોશેશોમાં તમને નાઉમેદી મળશે. લંગરનો અરધો ભાગ પાણીમાં અને અરધો બાહાર જમીનમાં પડેલો જોવો એ સૂચવે છે કે જલદીથી તમને એક સફર કરવી પડશે. કોઈ જુવાન સ્ત્રી લંગરનો દેખાવ સ્વપ્નામાં દેખે તો તેણીએ માનવું કે એકાદ ખલાસી તેણીનો ભરથાર થવા પામશે. કોઈ ગર્ભવંતી સ્ત્રી લંગરનો દેખાવ જુએ તો માનવું કે તેણીને પુત્ર અવતરશે અને તે ખલાસીની જીંદગી ગુજારશે. ભારે વજનનું તોલી ન શકાય એવું લંગર સ્વપ્નામાં જોવું એ શુકનીઓ બનાવ છે; તે તમારી વધતી જતી આબાદી સૂચવે છે, અને તમારા વિરોધી શત્રુઓની તમને હેરાન કરવાની સઘળી મેહનત વ્યર્થ જશે.

**લડાઇમાં ઉતર્યા છો**—એવો દેખાવ સ્વપ્નામાં જોવો એ સૂચવે છે કે તમોને તમારા મિત્રો યા પડોસીઓમાં કંકાશ થશે, પ્યારમાં ગણુ ગંભિર પ્રકારનો કચરો પડશે. પરણેલો કોઈ શખ્સ લડાઇનો દેખાવ સ્વપ્નામાં જોય તો માનવું કે સંસારી વ્યવહારી વસ્તુઓ મેળવવાની ઘણી મુસ્કેલી ઉભી થશે, પણ જો લડાઇમાં તમે ફત્તેહ પામ્યા છો એવો દેખાવ જોવો તો માનવું કે તમારા દુશ્મનો તમને હંફાવવાની ગમે એટલી કોશેશ કરશે તેને તમે હટાવી શકશો અને ધંધામાં ફત્તેહ તમારી પોતાની જ થશે. પ્યારની બાબતમાં પણ તમે ફત્તેહમંદ ઉતરશો.

**લવંગના ખેતરમાં**—તમે લવંગના ખેતરમાં છો એવો દેખાવ જો તમારા જોવામાં આવે તો માનજો કે તમારૂં આરોગ્ય બહુ સંગીન રહેશે

અને ઘણા સુખવાસી થશો. તમે પ્યારમાં પડેલા હશો તેમાં પણ ફત્તેહ પામશો. તમારી સ્ત્રી એ તમારી સદાની સુખવાસી જોડીદાર બનશે અને તેનાથી તમને સારાં બાળબચ્ચાંની વૃદ્ધિ થવા પામશે. તમારાં હાથ ધરેલાં દરેક કામોમાં ફત્તેહનો ડંકો વાગશે અને તે તમને અતિ ફાયદાકારક નીવડશે.

**લડાલડી**–સ્વપ્નામાં કોઈ જોડે લડાલડી કરતા જોવાનો બનાવ સૂચવે છે કે કુટંબમાં મતફેર અને કજીયા કંકાસ ઉભા થશે. મોહબતમાં પડેલાંઓને પણ ગેરસમજુતી ઉભી થશે. એમ જોવો કે કોઈ માણસ તમારા સાથે લડીવઢી તમને સખત માર મારે છે તો તે સૂચવે છે કે તમારા શત્રુઓનું કપટ કાર્ય તમારા ઉપર ફાવી જશે. પણ જો તમે તે સામા ધણીને માર મારો છો એમ જુઓ તો તમે તમારા શત્રુઓની બાજી નિષ્ફળ કરશો. વેપારી, દરિયો ખેડનાર તથા શીપાહ બચ્ચા માટે તે એક ભુંડું સ્વપ્નું છે.

**લટકતા થવાનો દેખાવ**–સ્વપ્નામાં તમે એમ જોવો કે તમે લટકતા થઈ ગયા છો તો તે બહુ સારું સ્વપ્નું સમજવું. મંડળોમાં તમે આગળ વધશો, તમોને આશ્રય મળશે અને દ્રવ્યવાન થવા પામશો. પણ કોઈ ત્રાહીત શખસને લટકતો થયલો જોવામાં આવે તો તે તેને માટે બહુ સારો સ્વપ્ન છે. તે પણ દ્રવ્ય અને માનપાન મેળવવા પામશે.

**લેસનો શણગાર**–કોઈ જુવાન માણસ એમ જુએ કે તેની પ્રિયા સુંદર જરીની લેસથી શણગારાયલી છે તો માનવું કે તેણી બહુ જ ઉડાઉ અને અવિચારી નીવડશે અને ઘરખટલો ચલાવવાને તદ્દન નાલાયક નીવડશે. માત્ર એક ડૉલી તરીકે તે શોભા આપશે.

**લંગડા છો–તમે**–સ્વપ્નામાં એમ જોવો કે તમે લંગડા છો તો માનજો કે તમારી ભવિષ્યની જીંદગી બહુ મુશ્કેલી અને નાઉમેદી ભરેલી નીવડશે, અને તમારાં ગુજરાણનાં સાધન બહુ જ સંકુચિત અને શકભરેલાં થશે. ટુંકમાં તમારી જીંદગી સખત હાડમારી ભરેલી પસાર થશે.

**લાવરી**–(પક્ષી) તમે આ પક્ષીને ગાયણ ગાતાં સાંભળો છો એમ જોવો તે બનાવ બહુ જ શુકનિયો છે. સારું આરોગ્ય અને આબાદી-સૂચક ગણાય છે. તે વળી સૂચવે છે કે તમારી ભવિષ્યની ભાગિયણ બહુ

ધનવાન નીકળશે; તમે વળી કોઈ મોટા શેહેરમાં વસ્વાટ કરશો, તમને ઘણાંક બાલબચ્ચાં થશે, તે સઘળાં બહુ કીર્તિવંત અને સદ્‌ગુણી થશે જેથી તમને શોભા મળશે. કેટલાંક છોકરો બહુ જ કળાવંત ગાયણકાર થશે.

**લીંબુરીનું ઝાડ**—લીંબુરીનાં ઝાડ ઉપર લીંબું થયાં છે એવો દેખાવ જોવામાં આવે તો તમારે કોઈ પરદેશમાં જવાની તૈયારી કરવી, ત્યાં તમે એક સ્ત્રી જોડે લગનના ગાંઠથી જોડાશો. લીંબું ખાઓ છો એવો દેખાવ જોવો એ સૂચવે છે કે તમે એક એવી માંદગીમાં ઘેરાશો કે ભાગ્યે તમે તેમાંથી સાજા થશો. તમે મોટી સંખ્યામાં લીંબું પડેલાં જોવો તો માનવું કે તમારાં લગન જો કે તરતને માટે આનંદકારક થઈ પડશે પણ અંતે તમારી બધી આશાઓને ભ્રષ્ટ કરશે.

**લોહચુંબક**—સ્વપ્નામાં લોહચુંબક જોવો તો માનજો કે તમારા રસ્તામાં ઘણાક ફાંટાઓ જણાશે પણ સંભાળથી કામ લેજો; તમે લોહચુંબકનો ઉપયોગ કરો છો એમ જોવો તો તે સૂચવે છે કે કોઈને તમારા ફાંદામાં ફસાવવાને યુક્તિ કરો છો. જો કોઈ સ્ત્રીનો પ્રિયા લોહચુંબકનો ઉપયોગ કરતો જોવામાં આવે તો તેણીએ માનવું કે તે કપટી અંતકરણનો છે, તદ્દન ઢચુપચુ અને નકામો છે. તેની ઇચ્છાઓ તદ્દન અપ્રમાણિક છે, માટે તેણીએ તેની મિત્રાઈ તજી દેવી સારી છે.

**લગન સમારંભ**—તમે કોઈ લગન સમારંભ જોવા પડેલા છો એવું જુઓ તો તે સૂચન કરે છે કે તમે એક એવા ખરાબ સંજોગમાં મુકાયા છો કે જેમાં તમને ફરજ્યાત સંડોવાવું પડશે. તમે પરણ્યા છો એવો દેખાવ જોવો તો તે અશુભ છે, અને તે તમારાં મરણનું સૂચન કરે છે. જોનારને બહુ જ અશુભ છે. તે ગરીબાઈ, કેદખાનું, કમનસીબી અને પ્યારની જુદાઈ સૂચવે છે. તમે લગન મંડપમાં કાંઈ મદદનું કામ કરો છો એવું જોવો તો કાંઈ ખુશ સમાચાર સાંભળશો, જે તમને તમારી જીંદગીમાં આગળ વધારશે. દરિયો ખેડનાર માણસ જો એ સ્વપ્નું જુએ તો માનવું કે તોફાનથી વાહાણ ખરાબે લાધવાના બનાવ બનશે એટલુંજ નહી પણ તે પોતે પણ મરતાં સેહજમાં બચી જશે.

અને ઘણા સુખવાસી થશો. તમે પ્યારમાં પડેલા હશો તેમાં પણ ફત્તેહ પામશો. તમારી સ્ત્રી એ તમારી સદાની સુખવાસી જોડીદાર બનશે અને તેનાથી તમને સારાં બાળબચ્ચાંની વૃદ્ધિ થવા પામશે. તમારાં હાથ ધરેલાં દરેક કામોમાં ફત્તેહનો ડંકો વાગશે અને તે તમને અતિ ફાયદાકારક નીવડશે.

**લડાલડી**–સ્વમામાં કોઈ જોડે લડાલડી કરતા જોવાનો બનાવ સૂચવે છે કે કુટંબમાં મતફેર અને કજીયા કંકાસ ઉભા થશે. મોહબતમાં પડેલાંઓને પણ ગેરસમજુતી ઉભી થશે. એમ જોવો કે કોઈ માણસ તમારા સાથે લડીવઢી તમને સખત માર મારે છે તો તે સૂચવે છે કે તમારા શત્રુઓનું કપટ કાર્ય તમારા ઉપર ફાવી જશે. પણ જો તમે તે સામા ધણીને માર મારો છો એમ જુઓ તો તમે તમારા શત્રુઓની બાજી નિષ્ફળ કરશો. વેપારી, દરિયો ખેડનાર તથા શીપાહ બચ્ચા માટે તે એક ભુડું સ્વપ્નું છે.

**લટકતા થવાનો દેખાવ**–સ્વમામાં તમે એમ જોવો કે તમે લટકતા થઈ ગયા છો તો તે બહુ સારું સ્વપ્નું સમજવું. મંડળોમાં તમે આગળ વધશો, તમોને આશ્રય મળશે અને દ્રવ્યવાન થવા પામશો. પણ કોઈ ત્રાહીત શખસને લટકતો થયલો જોવામાં આવે તો તે તેને માટે બહુ સારો સ્વપ્ન છે. તે પણ દ્રવ્ય અને માનપાન મેળવવા પામશે.

**લેસનો શણગાર**–કોઈ જુવાન માણસ એમ જુએ કે તેની પ્રિયા સુંદર જરીની લેસથી શણગારાયલી છે તો માનવું કે તેણી બહુ જ ઉડાઉ અને અવિચારી નીવડશે અને ઘરખટલો ચલાવવાને તદ્દન નાલાયક નીવડશે. માત્ર એક ડૉલી તરીકે તે શોભા આપશે.

**લંગડા છો–તમે**–સ્વમામાં એમ જોવો કે તમે લંગડા છો તો માનજો કે તમારી ભવિષ્યની જીંદગી બહુ મુશ્કેલી અને નાઉમેદી ભરેલી નીવડશે, અને તમારાં ગુજરાણનાં સાધન બહુ જ સંકુચિત અને શકભરેલાં થશે. ટુંકમાં તમારી જીંદગી સખત હાડમારી ભરેલી પસાર થશે.

**લાવરી**–(પક્ષી) તમે આ પક્ષીને ગાયણ ગાતાં સાંભળો છો એમ જોવો તે બનાવ બહુ જ શુકનિયો છે. સારું આરોગ્ય અને આબાદી-સૂચક ગણાય છે. તે વળી સૂચવે છે કે તમારી ભવિષ્યની ભાગિયણ બહુ

ધનવાન નીકળશે; તમે વળી કોઈ મોટાં શેહેરમાં વસ્વાટ કરશો, તમને ઘણાંક બાલબચ્ચાં થશે; તે સઘળાં બહુ કીર્તિવંત અને સદ્દગુણી થશે જેથી તમને શોભા મળશે. કેટલાંક છોકરાં બહુ જ કળાવંત ગાયણકાર થશે.

**લીંબુરીનું** ઝાડ—લીંબુરીનાં ઝાડ ઉપર લીંબું થયાં છે એવો દેખાવ જોવામાં આવે તો તમારે કોઈ પરદેશમાં જવાની તૈયારી કરવી, ત્યાં તમે એક સ્ત્રી જોડે લગનના ગાંઠથી જોડાશો. લીંબું ખાઓ છો એવો દેખાવ જોવો એ સૂચવે છે કે તમે એક એવી માંદગીમાં ઘેરાશો કે ભાગ્યે તમે તેમાંથી સાજા થશો. તમે મોટી સંખ્યામાં લીંબું પડેલાં જોવો તો માનવું કે તમારાં લગન જો કે તરતને માટે આનંદકારક થઈ પડશે પણ અંતે તમારી બધી આશાઓને ભ્રષ્ટ કરશે.

**લોહચુંબક**—સ્વપ્નામાં લોહચુંબક જોવો તો માનજો કે તમારા રસ્તામાં ઘણાક કાંટાઓ જણાશે પણ સંભાળથી કામ લેજો; તમે લોહચુંબકનો ઉપયોગ કરો છો એમ જોવો તો તે સૂચવે છે કે કોઇને તમારા ફાંદામાં ફસાવવાને યુક્તિ કરો છો. જો કોઈ સ્ત્રીનો પ્રિયા લોહચુંબકનો ઉપયોગ કરતો જોવામાં આવે તો તેણીએ માનવું કે તે કપટી અંતકરણનો છે, તદ્દન છચુપચુ અને નકામો છે. તેની ઇચ્છાઓ તદ્દન અપ્રમાણિક છે, માટે તેણીએ તેની મિત્રાઈ તજી દેવી સારી છે.

**લગન સમારંભ**—તમે કોઈ લગન સમારંભ જોવા પડેલા છો એવું જુઓ તો તે સૂચન કરે છે કે તમે એક એવા ખરાબ સંજોગમાં મુકાયા છો કે જેમાં તમને ફરજ્યાત સંડોવાવું પડશે. તમે પરણ્યા છો એવો દેખાવ જોવો તો તે અશુભ છે, અને તે તમારાં મરણનું સૂચન કરે છે. જોનારને બહુ જ અશુભ છે. તે ગરીબાઈ, કેદખાનું, કમનસીબી અને પ્યારની જુદાઈ સૂચવે છે. તમે લગન મંડપમાં કાંઈ મદદનું કામ કરો છો એવું જોવો તો કાંઈ ખુશ સમાચાર સાંભળશો, જે તમને તમારી જીંદગીમાં આગળ વધારશે. દરિયો ખેડનાર માણસ જો એ સ્વપ્નું જુએ તો માનવું કે તોફાન ખરાબે લાધવાના બનાવ બનશે એટલું જ નહી પણ તે પે સેહજમાં બચી જશે.

**લીલ–ભીનાશવાલું શેહેર**–લીલ ભીનાશના ભેગવાલાં કોઈ શેહેરમાં ફરવાનો દેખાવ જોવામાં આવે તો માનજો કે તમારી જીંદગી જેહમત ભરેલી ગુજરશે, ઘણીક મુશકેલીઓ અને ગમખાંર બનાવો બનવા પામશે; પણ જો તે જમીનમાંથી તમે સેહેલથી પસાર થઈ શકો છો એમ જોવો તો માનવું કે તમારી જીંદગીના બાકીના દિવસો સાધારણ સુખચેનમાં ગુજરશે. પ્યારમાં પડેલાંઓને પણ ઘણાક કાંટાઓ નડશે પણ આયંદે ફત્તેહ મળશે.

**લડાઈ–દેશ દેશો વચ્ચેની**–આ સ્વપ્ન જોવું સારું નથી. વેપારી હોય તો માનવું કે બહુ જ હરીફાઈ થશે. કુટુંબકબીલામાં કુસંપ અને સુખમાં ભંગ થશેઃ તનદરોસ્તી તથા બીજા સંજોગોમાં પણ ખરાબ ફેરફાર થશે, જેથી ગરીબાઇનું સંકટ સેહવવાની ફરજ પડશે. જો કોઈ સ્ત્રી આવી લડાઇનું સ્વપ્નું જોય તો માનવું કે તેણી સીપાહ બચ્ચાની સજની થવા પામશે; કોઈ હમેલદાર બાંઈ એ સ્વપ્નું જોય તો તેણીનું હવે પછી જન્મ લેનારું બાળક જે છોકરો થશે તે સીપાહ બચ્ચો થશે.

**લખાણ**–સ્વપ્નામાં તમે કાગળ લખતા હોવાનો દેખાવ જુઓ તો ખાત્રીથી માનવું કે એક મિત્ર જેનાથી તમે લાંબા વખતથી છુટા પડેલા છો અને જેનું ઠામઠેકાણું પણ તમને ખબર નથી તે તમને જલદીથી આવી મળશે અને તમારે માટે વધાઈ લેતો આવશે.

**લાલ મછી**–સ્વપ્નામાં તરેહવાર પ્રકારના વલાંઓમાં વિંટલાયલો એક દેખાવ દીઠામાં આવે કે જેમાં લાલ મછી અગત્યનો ભાગ બજાવતી હોય તો જોનારે નક્કી માનવું કે તેના લગન થતાં પેહેલાં તે દુનિયાદારીની લીલી સુકી પુષ્કળ જોવા પામશે.

**લોકોનાં ટોળાં**–સ્વપ્નામાં લોકોનાં મોટાં ટોળાંને ભેગું થયલું જોવું એ જોનારના કુટુંબમાં કાંઇક માઠા બનાવની આગાહી કરે છે.

**લોટ ઘઉં તથા જવનો** સ્વપ્નામાં જોવો એ શુભ છે. ધનસંપત્તિ વધશે અને દરેક પ્રકારે સારું થશે.

**લોહીની ઉલટી**–એવો દેખાવ જોવો કે તમે લોહીની ઉલટી કરો છો તો બીહતા ના, તે તો શુભ લક્ષણની નીશાની છે. તમારો કાંઈ રોગ હશે તે નીકળી જશે અને સામો ધનનો લાભ થશે.

**લેબાસ ધોળો પેહેરવો**—સ્વપ્નામાં તમે એમ જોવો કે તમે તદ્દન ધોળો લેબાસ પેહરી નીકળ્યા છો તો માનવું કે તમને દરેક ઠેકાણેથી લાભ થશે.

**લીમડાનું ઝાડ**—સ્વપ્નામાં લીમડો કે તેનું ઝાડ જોવામાં આવે તો માનવું કે તમારા શરીરમાં જે રોગ હશે તે દુર થશે અને નધારેલા લાભ થશે.

**લસણ જોવું**—સ્વપ્નામાં જો આ જીનસ જોવામાં આવે તો તે દરેક પ્રકારે શુભ છે; એટલુંજ નહી પણ વગર રોજીવાલાને નોકરી પણ મળી જશે.

**લાસ જોવી**—લાસ જોવાનો બનાવ બહુ શુભ છે. તેથી જોનારને દરેક પ્રસંગમાં લાભ થવાની વકી રહે છે.

**લોહોડું જોવું**—સ્વપ્નામાં લોહોડું જોવાનો બનાવ તદ્દન અપશુકનિયો ગણાય છે. દુશ્મની વધે છે અને દરેક ઠેકાણે ફજીઓ કંકાસ થશે.

**લવંગ જોવાં**—સ્વપ્નામાં લવંગ જોવાં એ સૂચવે છે કે જોનારને દરેક પ્રકારનો રંજ અને ગમ થાય.

**લગામ જોવી**—આ બનાવ જોવાનું એવું સૂચન કરે છે કે દરેક પ્રકારે જોનારને લાભ કરશે અને થનારી સ્ત્રી તાબેદાર નીકળશે.



## વ.

**વખાણ કરવાં**—તમે કોઈ શખસને, ખુબ તારીફ કરો છો એવો દેખાવ સ્વપ્નામાં જોયો તો તો માનજો કે તમારો સુખદુઃખનો સાથી તમને ચાહે છે; જો તમે કુંવારિ સ્થિતિમાં હોવો તો માનજો કે તમે જેને ચાહો છો તે વફાદાર છે. તમારા પોતાનાં ખુબ વખાણ થાય છે એમ તમે જોવો તો માનજો કે ઘણાક મિત્રો ઉભા થશે.

**વધારો**—તમે એવો દેખાવ જુવો કે તમે તમારી સંસારી સ્થિતિમાં આગળ વધી ગયા છો તો માની લેજો કે તમારાં દરેક માથે ઉઠાવેલાં સાહાસમાં ફત્તેહ થવાનું સૂચન કરે છે; જો તમે કુંવારી સ્થિતિમાં હોવો તો માનજો કે તમે જેને ચાહો છો તે તમારા તરફ બહુ ભક્તિભાવ ધરાવે છે. સામટી રીતે લેતાં એ એક મનગમતું સ્વપ્નું છે. જો કોર્ટમાં કોઈ

કજીયો લડતા હોવો અથવા કોઈ ટંટામાં પડ્યા હોય તો માનજો કે તેનું છેવટ તમારી તરફેણુમાંજ આવશે.

**વેરી (શત્રુ)**–તમે સ્વપ્નામાં એવો દેખાવ જોવો કે તમે કોઈ વેરભાવ ધરાવતા આસામી જોડે ભેગા થયા છો તો માનજો કે તમારાં સુખની આડે આવતી મુશ્કેલીઓ તમે વટાવી જશો; તમારો વ્યવહાર આબાદીએ ચઢશે, તો જો કે માર્ગમાં દુશ્મનો તો ઉભા થશે. જો કોઈ નોકરી ચાકરી મેળવવા તજવીજ કરતા હશો તો તમને વિઘ્ન તો નડશે પણ તે વટાવી પસાર થવા પામશો.

**વિપતી**–જો તમે એમ જોવો કે તમે તમારા વ્યવહાર આચારમાં વિપતિ ભોગવો છો તો તે તેથી ઉલટા જ બનાવોનું સૂચન કરે છે. સુખ અને સંતોષ, પરણેલી જીંદગીમાં બાળબચ્ચાં સાથે સુખી જીંદગી મળશે, ઘણાક મિત્રો થશે; પ્યારમાં સફળ થશો; વેપાર ધંધામાં બેડો પાર, ખીલી રહેલી કુંવારિને મનગમતો ભરથાર મળે, ખેડુતે જો એ સ્વપ્નું જોયું હોય તો પાક ભરચક થશે; દરિયાઈ સફર કરનારો હશે તો બીજી સફરે સફળ પવન મળશે અને દરેક વાતે સુખી થશે.

**વકીલ–વકીલાત**–સ્વપ્નામાં તમે જોવો કે તમે એક વકીલ થયા છો અથવા કોઇના તરફથી ધારાની લડત ચલાવો છો તો માનવું કે તમારું ભવિષ્યનું મથક બહુ અગત્યની જગાએ થશે, અને ત્યાં ધર્માદા કાર્યો થશે જ્યાં તમોને માનપાન મળશે.

**વાઢાડકાપ**–તમારો શરીરનો કોઈ અવયવ વાઢાડકાપ કરવામાં આવ્યો છે એમ દેખો તો તે તમારા કોઈ અતલગના ખેશી અથવા મિત્રના મરણની વકી દેખાડે છે, અને તે કારણે ભારે શોક થશે.

**વાજું** (બેગ–પાઇપ) તમે આ વાજીંત્રનો દેખાવ જોવો અથવા તેનો આવાજ સાંભળવાનો દેખાવ સ્વપ્નામાં જોવો તો તે ભારે ગરીબીનું સૂચન કરે છેં; એટલી હદ સુધી કે આખી જીંદગીભર તમારે તમારા ગુજરાન માટે સખ્ત મહેનત કરવી પડશે; જો લગન કરશો તો તે બહુ અસુખી નીવડશે, તમારી સ્ત્રી બહુ મગરૂર અને કોઇથી ડએ નહી એવા સ્વભાવની અને આળસુ નીકલશે; અને આખી જીંદગી ચીંતા અને કંટાળાભરેલી થઈ પડશે.

**વાદળાં કાળાં**—કાળાં વાદળાં તમારા માથા ઉપર ઝઝુમી રહ્યાં છે એવો દેખાવ જોવો તો માનજો કે તમારે ભારે ગમગીની જે તમોને ગુચવી નાખશે તેમાંથી તમારે પસાર થવું પડશે; પણ જો તે વાદળાં વિખરાઈ જાય અને પસાર થઈ જાય તો ગમ ખલાસ થઈ જશે અને સુખ પ્રાપ્ત થશે.

**વાવટા—ધજા—પતાકા**—હવામાં વાવટા—ધજા—પતાકા ફફડતા જોવાનો બનાવ શુકનિયો છે; તમારી ધંધાદારી હાલતમાંથી તમે ઉંચા ચઢશો અને સર્વત્ર માનપાન મેળવતા થશો.

**વારસો—પલ્લુ—સ્ત્રીધન**—તમે સ્વપ્નામાં એવો કોઈ દેખાવ જોવો કે તમને વારસો—હીસ્સો સ્ત્રીધન કે પલ્લાંની રકમ મળી છે, તો માનવું કે તે આપનાર ખાલી ઢોંગ કરે છે અને તે માત્ર તમને પોતાના પક્ષમાં મેળવી લેવાની તજવીજ છે.

**વામનજી—ઠીંગુજી**—કોઈ વામનજી જેવા માણસને સ્વપ્નામાં જોવાનો બનાવ બહુ લાભકારક છે. તમારી ચાલુ પદ્ધીમાં વધારો થવા પામશે; પણ તમે પોતે વામનજી જેવા છો એવો દેખાવ જોવો તો તે સૂચવે છે કે તનદરોસ્તી અને સ્વતંત્રતા મળશે; તેમજ ખેડુત, ધંધાદારી કે આશકને માટે પણ તે ફત્તેહ આપનારું સૂચન કરે છે.

**વાડ—લીલા કાંટાની**—જો સ્વપ્નામાં તમે લીલા કાંટાવાળી ઝાડીની વાડ જુવો તો તે મનમાનતા સંજોગોનું સૂચન કરે છે; જો તે ઝાડીઓ ફુલોથી ભરેલી હોય તો ભારે આબાદીનું સૂચન કરે છે, પણ જો કાંટાને લીધે તમે વાટે જઈ શકતા નથી એમ જોવો તો માનજો કે ધંધારોજગારમાં હરીફાઈથી તમને નુકશાન થશે, અને પ્યારની બાબતમાં ઠગાવ ભરેલા અને કપટી હરીફોથી ખમવું પડશે.

**વિદ્યા મંદિર**—તમે કોઈ વિદ્યા કળાના ધામમાં છો એવો દેખાવ જોવો તો માનજો કે તમે સારું માનપાન મેળવી શકશો; તમે કાંઈ અભ્યાસ કરો છો અને સેહેલથી જ્ઞાન મેળવો છો એમ જોવું એ પણ સારું સૂચન કરે છે.

**વસિયતનામાથી ધનની પ્રાપ્તિ**—તમો એવો દેખાવ જોવો કે કોઇનાં વસિયતનામાની રુએ તમને સારો વારસો મળ્યો છે તો તે શુભ સમજજો. કોઈ તરફથી સારું દ્રવ્ય તમને જરૂર મળશે, મોહબતવંતાઓનું જોડું સંધાશે તો સુખી થશે, ખેતીવાડી તથા દરિયો ખેડવામાં લાભ થશે.

કજીયા લડતા હાવા અથવા કાઈ ટંટામાં પડ્યા હાય તા માનજો કે તેનું છેવટ તમારી તરફેણમાં જ આવશે.

**વેરી (શત્રુ)**—તમે સ્વપ્નામાં એવા દેખાવ જોવા કે તમે કાઈ વેરભાવ ધરાવતા આસામી જોડે ભેગા થયા છો તા માનજો કે તમારાં સુખની આડે આવતી મુશ્કેલીઓ તમે વટાવી જશો; તમારા વ્યવહાર આબાદીએ ચઢશે, તા જો કે માર્ગમાં દુશ્મના તા ઉભા થશે. જો કાઈ નોકરી ચાકરી મેળવવા તજવીજ કરતા હશો તા તમને વિઘ્ન તા નડશે પણ તે વટાવી પસાર થવા પામશો.

**વિપતી**—જો તમે એમ જોવા કે તમે તમારા વ્યવહાર આચારમાં વિપતિ ભોગવા છો તા તે તેથી ઉલટા જ બનાવોનું સૂચન કરે છે. સુખ અને સંતોષ, પરણેલી જીંદગીમાં બાળબચ્ચાં સાથે સુખી જીંદગી મળશે, ઘણાક મિત્રા થશે; પ્યારમાં સફળ થશો; વેપાર ધંધામાં બેડા પાર, ખીલી રહેલી કુંવારિને મનગમતા ભરથાર મળે, ખેડુતે જો એ સ્વપ્નું જોયું હોય તા પાક ભરચક થશે; દરિયાઈ સફર કરનારા હશે તા બીજી સફરે સફળ પવન મળશે અને દરેક વાતે સુખી થશે.

**વકીલ–વકીલાત**—સ્વપ્નામાં તમે જોવા કે તમે એક વકીલ થયા છે અથવા કોઇના તરફથી ધારાની લડત ચલાવા છો તા માનવું કે તમારું ભવિષ્યનું મથક બહુ અગત્યની જગાએ થશે, અને ત્યાં ધર્માદા કાર્યો થશે જ્યાં તમોને માનપાન મળશે.

**વાહાડકાપ**—તમારા શરીરના કોઈ અવયવ વાહાડકાપ કરવામાં આવ્યા છે એમ દેખા તા તે તમારા કોઈ અતલગના બેશી અથવા મિત્રનાં મરણની વકી દેખાડે છે, અને તે કારણે ભારે શોક થશે.

**વાજું** (બેગ–પાઇપ) તમે આ વાજીંત્રના દેખાવ જોવા અથવા તેના આવાજ સાંભળવાના દેખાવ સ્વપ્નામાં જોવા તા તે ભારે ગરીબીનું સૂચન કરે છે, એટલી હદ સુધી કે આખી જીંદગીભર તમારે તમારા ગુજરાન માટે સખ્ત મહેનત કરવી પડશે; જો લગન કરશો તા તે બહુ અસુખી નીવડશે, તમારી સ્ત્રી બહુ મગરૂર અને કોધથી ડએ નહી એવા સ્વભાવની અને આળસુ નીકલશે; અને આખી જીંદગી ચીંતા અને કંટાળાભરેલી થઈ પડશે.

**વાદળા કાળા**—કાળાં વાદળાં તમારા માથા ઉપર ઝઝુમી રહ્યાં છે એવો દેખાવ જોવો તો માનજો કે તમારે ભારે ગમગીની જે તમોને ગુચવી નાખશે તેમાંથી તમારે પસાર થવું પડશે; પણ જો તે વાદળાં વિખરાઈ જાય અને પસાર થઈ જાય તો ગમ ખલાસ થઈ જશે અને સુખ પ્રાપ્ત થશે.

**વાવટા—ધજા—પતાકા**—હવામાં વાવટા—ધજા—પતાકા ફફડતા જોવાનો બનાવ શુકનિયો છે; તમારી ધંધાદારી હાલતમાંથી તમે ઉંચા ચઢશો અને સર્વત્ર માનપાન મેળવતા થશો.

**વારસો—પલ્લું—સ્ત્રીધન**—તમે સ્વપ્નામાં એવો કોઈ દેખાવ જોવો કે તમને વારસો—હીસ્સો સ્ત્રીધન કે પલ્લાંની રકમ મળી છે, તો માનવું કે તે આપનાર ખાલી ઢોંગ કરે છે અને તે માત્ર તમને પોતાના પક્ષમાં મેળવી લેવાની તજવીજ છે.

**વામનજી—ઠીંગુજી**—કોઈ વામનજી જેવા માણસને સ્વપ્નામાં જોવાનો બનાવ બહુ લાભકારક છે. તમારી ચાલુ પદ્ધીમાં વધારો થવા પામશે; પણ તમે પોતે વામનજી જેવા છો એવો દેખાવ જોવો તો તે સૂચવે છે કે તનદરોસ્તી અને સ્વતંત્રતા મળશે; તેમજ ખેડુત, ધંધાદારી કે આશકને માટે પણ તે ફત્તેહ આપનારું સૂચન કરે છે.

**વાડ—લીલા કાંટાની**—જો સ્વપ્નામાં તમે લીલા કાંટાવાળી ઝાડીની વાડ જુવો તો તે મનમાનતા સંજોગોનું સૂચન કરે છે; જો તે ઝાડીઓ ફુલોથી ભરેલી હોય તો ભારે આબાદીનું સૂચન કરે છે, પણ જો કાંટાને લીધે તમે વાટે જઈ શકતા નથી એમ જોવો તો માનજો કે ધંધારોજગારમાં હરીફાઇથી તમને નુકશાન થશે, અને પ્યારની બાબતમાં ઠરાવ ભરેલા અને કપટી હરીફોથી ખમવું પડશે.

**વિદ્યા મંદિર**—તમે કોઈ વિદ્યા કળાના ધામમાં છો એવો દેખાવ જોવો તો માનજો કે તમે સારું માનપાન મેળવી શકશો; તમે કાંઈ અભ્યાસ કરો છો અને સેહેલથી જ્ઞાન મેળવો છો એમ જોવું એ પણ સારું સૂચન કરે છે.

**વસિયતનામાથી ધનની પ્રાપ્તિ**—તમો એવો દેખાવ જોવો કે કોઇનાં વસિયતનામાની રુએ તમને સારો વારસો મળ્યો છે તો તે શુભ સમજજો. કોઈ તરફથી સારું દ્રવ્ય તમને જરૂર મળશે, મોહબતવંતાઓનું જોડું સંધાશે તો સુખી થશે, ખેતીવાડી તથા દરિયો ખેડવામાં લાભ થશે.

**વાઘ-ચિતો**-આ ખુબસુરત પણ જંગલી ફાડી ખાનારાં જાનવરનો દેખાવ સ્વપ્નામાં જોવો એ સૂચવે છે કે જોનારને પારકા મુલકમાં મુસાફરી કરવી પડશે, જ્યાં ઘણીક મુશ્કેલીઓ અને હાડમારી ભોગવવી પડશે, જે સારે નસીબે મારી હઠાવી શકાશે. ત્યાં લગન થશે અને સુખી-આબાદ થશો; કદાચ જીંદગી ત્યાં જ પુરી કરશો.

**વીજળી**-સ્વપ્નામાં આ ચમકારા જોવા એ ધંધારોજગારની ફત્તેહ સૂચવે છે; માનપાનના ભોક્તા કરે છે, ખેડુત હોય તો માનવું કે પાક પુરતો થશે, દરિયો ખેડનારાને સફળ સફર મળશે, પ્યારમાં પડેલાં મોહબતથી એક થશે, લગન થશે; પણ ધ્યાન રાખવું કે વીજળીના ચમકારા સાથે તોફાન અને ગર્જના પણ થતી જોવામાં આવે તો પરિણામ શુન્ય છે.

**વીણા-તંબુરો**-સ્વપ્નામાં તમે વીણા અથવા તંબુરો વાગતો સાંભળો છો એવો દેખાવ જોવો તો માનવું કે લાંબા વખતના કોઈ ગેરહાજર મિત્ર તરફથી સારા સમાચાર મળશે. પ્યારમાં પડેલાએ માનવું કે જેણે તેને પ્યાર આપ્યો છે તે વફાદાર છે, એટલું જ નહી પણ તે બહુ જ લાગણીદાર અને નરમ સ્વભાવ ધરાવે છે. જુવાન કુંવારિકાએ માનવું કે તેણીનો પ્રિય તેણી તરફ અતિઘણી ફીદાગીરી ધરાવે છે, સારા સ્વભાવનો અને દઢ નિશ્ચયવાળો છે ખરો, પણ પૈસેટકે ગરીબ છે. લગન થશે, તેનાથી બાલબચ્ચાં આપશે જે તેમના બુઢ્ઢાપામાં જીગરને સંતોષ થશે; બંને જણ મોટી ઉમ્મર અને સારી તનદરોસ્તી ભોગવશે, અને સઘળી બાબતમાં એ સ્વપ્ન ફત્તેહ અને આબાદીનું મુળ થઈ પડશે.

**વર્તમાન પત્ર વાંચવું**-તમે કોઈ વર્તમાન પત્ર વાંચો છો તેવું સ્વપ્ન જોવો તો કોઈ દૂર પડેલા મિત્ર તરફથી સારા સમાચાર મલશે, જેને આધારે તમને તમારી ચાલુ નોકરી છોડવી પડશે, પણ તે ફેરફાર લાભકારક છે; સાધારણ નોકરીથી તમે ચઢિયાતી જગાએ આવશો અને તમારા પોતાના અંગત હિસાબે ધંધો શરુ કરશો જેમાં ફત્તેહ મળશે અને ભારે ધન જમાવ કરશો; એ જોનાર એકલડોકલ હોય તો તેનાં લગન કોઈ વિધવા જોડે થશે. વળી તેને કોઈ [illegible] માં લડત કરવી પડશે

તેમાં પણ તેની ફત્તેહ થશે. પ્યારમાં પડેલાંઓને નાહાસભાગ કરવી પડશે અને ઘણે લાંબે વખતે તેમનાં લગન થશે પણ તે જોડાણ ઘણું સુખવાસી નીવડશે; જો જોનાર કોઈ રાજકીય પુરુષ હશે તો મોટા અને ધરતી ધ્રુજાવનારા બનાવો તેના સંબંધમાં બનવા પામશે. ખેડુત હશે તો માનવું કે મોસમ બહુ સારી અને પાક પુષ્કળ થશે, ખલાસી હોય તો માનવું કે સફર ઉતાવળી અને આબાદી ભરેલી ઉતરશે.

**વટાણા ખાવા**–સ્વપ્નામાં વટાણા ખાવાનો બનાવ જોવો એ જોનારના સંબંધમાં આબાદી દર્શક છે; વટાણા ઉગતા જોવા એ પ્યારમાં ફત્તેહ અને લગન થવાનો સંભવ બતાવે છે; સુકા વટાણા જોવા એ ઘણું દ્રવ્ય જમાવ થવાનો સંભવ સૂચવે છે.

**વરસાદ**–વરસાદની વૃષ્ટિ થતી જોવાનો બનાવ સામાન્ય રીતે મુશ્કેલીનું સૂચન કરે છે; વૃષ્ટિ જોરમાં અને તોફાન સાથે થતી હોય તો મુશ્કેલી પણ તેના પ્રમાણમાં વધુ ઓછી રહેશે; પણ માત્ર ઝરમર વરસાદ પડતો હોય તો તે શુભ છે; આબાદ સંજોગો અને સુખવાસી પ્યારનું તે સૂચન કરે છે.

**વીંટીના દેખાવો**–જો કોઈ પરણેલી સ્ત્રી એવું સ્વપ્નું દેખે કે તેની વીંટી આંગળેથી ગુમાઈ ગઈ છે તો તેણીએ માનવું કે તેણીએ જેને પ્યાર આપ્યો છે તે બેવફા છે અને કોઈ હલકી આબરૂની સ્ત્રીની તાબેદારીમાં પડેલો છે, જે આયંદે તેનું સત્યાનાશ વાળશે. જો કોઈ બાઈ એમ જુવે કે તેણીની લગનની વીંટી ભાંગી ગઈ છે તો તેણીના ભરથારનું મરણનું સૂચન કરે છે; ને વીંટી આંગલે પેહેરતાં આંગલુ દુઃખે છે એમ દેખે તો સૂચવે છે કે તેણીનો ભરથાર માંદગીને બીછાને પડશે; જો કોઈ ત્રાહીત આસામી તમારી આંગલીએ વીંટી ઘાલે છે એમ જોવું એ સૂચવે છે કે જેને તમે ચાહો છો તેના જોડે તમારાં લગન જરૂર થશે.

**વાહાણ અથવા વાહાણો**–જો એવો દેખાવ જોવો કે તમારાં પોતાનાં વાહાણો વેપારી માલ લાદીને સફર કરે છે તો તે સૂચવે છે કે જોનાર ધનવાન થશે; તમે કોઈ વાહાણમાં સફર કરવાની ટીકેટ મેળવી છે તો માનવું કે જોનારને કોઈ પરદેશમાં લાંબા કાળ સુધી જઈ રહેવું પડશે;

જો તમે મુસાફરી કરી કોઈ મુલકમાં ઉતર્યા છે, અને ત્યાં કોઇના જોડે હરફર કરો છો તો માનજો કે ત્યાં તમે કોઈના જોડે પરણી જશો; ને લગન સુખવાસી નીવડશે, બચ્ચાંકચ્ચાં થશે અને ભારે દોલત ભેગી કરી પાછા ફરશો અને લાંબી સુખવાસી જીંદગી ભોગવવા પામશો. જો એવો દેખાવ જોવામાં આવે કે તમે કોઈ વાહાણમાં છો અને તે વાહાણ ગળે છે તો તે સૂચવે છે કે તમારી મુસાફરી ફત્તેહમંદ થશે નહી; જો કોઈ હંમેલદાર ઓરત વાહાણનો દેખાવ દેખે તો તે એવું સૂચન કરે છે કે તે છોકરાને જન્મ આપશે અને તે છોકરો દરિયો ખેડવાના ધંધામાં પડશે.

**વાયોલીન સાંભળવું**—સ્વપ્નામાં વાયોલીન વાગતાં સાંભળવાનો દેખાવ સૂચવે છે કે કોઈ સંસારી મેળાવડામાં તમે પહરોણા દાખલ જશો. તે મેળાવડો કાં તો લગનનો હોય, વર્ષગાંઠનો હોય કે કોઈ મિત્રની પરદેશથી થયલી પધરામણીની ખુશાલીનો હોય. ગાયન સાથે નાચ થતો જોવાનો બનાવ ભારે આબાદી અને લગનની ગાંઠો જોડાવાના બનાવોનું સૂચન કરે છે.

**વાલંટિયર**—તમે પોતે વાલંટિયર થયા છો એવો દેખાવ સૂચવે છે કે તમે સીપાઈ થશો, લડાઇમાં ઘાયલ થશો અને મરણ પામશો. કોઈ સ્ત્રી એમ જુએ કે તે કોઈ વાલંટિયર સાથે ફરે છે તો તેણીએ માનવું કે તેણીનાં લગન કોઈ સીપાહ સાથે જ થશે.

**વખારમાં તપાસ**—કોઈ ધંધાદારી માણસ એમ જોય કે તે પોતાની વખારમાં તપાસ કરે છે તો માનવું કે તે ધંધારોજગારમાં ફત્તેહ પામશે અને અથાગ મહેનત અને કોશેપનાં બળથી મોટા જથ્થામાં માલમિલ્કત મેળવવા ભાગ્યશાળી થશે; વળી તે એમ પણ સૂચવે છે કે જોનાર એક સ્ત્રી જોડે પરણશે કે જે બહુ મોટો ફાળો લાવશે અને તે પોતે પણ બહુ કુશળ નીકળશે. જોનાર જો કોઈ ખેડુત કે સટ્ટાબાજ હોય તો તે બંનેને માટે પણ તે બહુ આવકારદાયક ભવિષ્યનું સૂચન કરે છે.

**વસિયતનામું**—સ્વપ્નામાં તમે એવો દેખાવ જુવો કે તમે તમારૂં પોતાનું વસિયતનામું કરો છો તો ખાત્રી સાથે માનજો કે તમારી જીંદગી, લાંબી, સુખી અને આબાદ ગુજરશે.

**વાદળનો ઘેરો**—આકાશમાં સૂર્યને વાદળથી ઢંકાયલો જુવો તો જોનાર શખસ જો જુવાન માણસ હશે તો જે બાનુને તે ચાહતો હશે તેને મેળ-વવામાં તેના મિત્રો ઘણીક આડખીલીઓ નાખશે, અને ઘડીભર તે એવી સખત દેખાશે કે તે વટાવવી મુસ્કેલ પડશે. પણ આયંદે ભાગ્યદેવી તેના ઉપર પ્રકાશશે અને જેઓ તેને નહી ચાહતાં હશે તેઓ પણ તેમને ચાહશે; પણ એજ સ્વપ્ન જો કોઈ સ્ત્રી જોય તો તેણીના સંબંધમાં પણ એવો જ બનાવ બનશે.

**વાગતો ઘંટ—દેવલો—મંદિરમાં**—સ્વપ્નામાં દેવળમાં વાગતો ઘંટ સંભળાતો હોવાનો બનાવ બતાવે છે કે જેને તમે પ્રાણથી પણ અધિક માનો છો તે તમને છોડી જશે અને થોડા જ વખતમાં બીજાને પકડશે અને બીજાને છોડીને ત્રીજાને પકડશે.

**વાઇન દારુ**—સ્વપ્નામાં તમારા આગળ વાઇન દારુ પડેલો તમે જુવો તો માનજો કે તમારી ફરજ બહુ સખ્તપણે બજાવવા જતાં તમને તમારી તનદરુસ્તીમાં ગેરલાભ થશે, પણ તે ગેરલાભ ઝાઝો વખત ટકી રહેવા પામશે નહી.

**વેલો**—જમીન ઉપર વેલો પથરાતો જોવો એ, જોનાર જો સ્ત્રી હોય કે પુરુષ હોય તો તેણે ખાતરીથી માનવું કે જે પ્યારી ચીજ માટે તેમનું ધ્યાન રોકાયલું રહે છે તે જ તેમનાથી પાછળ હઠી બેસશે અને તખ્તા ઉપર એક માણસ એવો નીકળી આવશે કે તેને અનેક માનતા કીધાથી તેનું કામ સફળ થઈ જવાની વકી છે.

**વાંચન**—સ્વપ્નામાં એવો દેખાવ જુઓ કે તમે કોઈ મોટા પુસ્તક-ખાતામાં બેસીને તરેહવાર પુસ્તકો ઉથલાવો છો તો તમારે માનવું કે તમે પરણવા તરફ અભાવ બતાવતા જશો અને તમારું મન તમામ વિદ્યા-સંપાદન કરવામાં જ લાગશે.

**વાંદરો**—સ્વપ્નામાં આ અડપલાં પ્રાણીનો દેખાવ જોવો એ બતાવે છે કે જે માણસો સાથે તમે સોબત ધરાવો છો તેનાથી તમે ભયમાં આવી પડશો, અને તેને ચેતવણી તરીકે લઇને સોબત સારી રાખવી અને સારી ચાલચલકત રાખવી.

**વાવટા જોવો**—સ્વપ્નામાં વાવટો જોવાનો બનાવ શુકનિઓ છે. પણ પીળા રંગના સિવાયના બધા રંગના વાવટા જોવા એ લાભ અને સત્તા મેળવી આપે છે.

**વંટોળિયો જોવો**—સ્વપ્નામાં વંટોળિયાનો દેખાવ જોવો એ તદ્દન ગેરલાભ કરતા છે; તરેહવાર મુસીબતો કે કાં તો આફત આવી પડવાનો સંભવ ઉભો થાય છે.

**વાળ ધોળા જોવા**—પોતાના માથાંના વાળ ધોળા થઈ ગયા છે એવો દેખાવ જોવો એ શુભ છે. ઘણું કરીને તે જોનારનું આયુષ્ય વધવાની નીશાની બતાવે છે.

**વાળ કપાયલા કે ખરી પડેલા જોવાનો** બનાવ એથી ઉલટું જ સૂચન કરે છે. તે એમ બતાવે છે કે કરજદારી સાથે રોગ વધવા પામશે.

**વાળ કતરાવવાનો** બનાવ જોવો એ બહુ શુભ છે. તે બતાવે છે કે તમારી પનોતી જાય અને ઘણો ફાયદો કરશે.

**વાળ મુંડાવવા**—એવો દેખાવ જોવો એ બેકારી અને કરજદારી વધારવાનું સૂચન કરે છે.

**વાળમાં તેલ નાંખવું**—એ બનાવ શુભ સૂચક છે. જોનાર રોગી હશે તો તેનો રોગ મટી જઇને આરોગ્ય બનવા પામશે.

**વીંછુ કે વનવાગલાં જોવાં**—સ્વપ્નામાં વીંછુ કે વનવાગલાં ઉડતાં ફરતાં જોવાનો બનાવ બેશક ગેરલાભકારક છે. જોનારને નુકશાન અને જેહમતમાં પડવાનું તે સૂચન કરે છે.

**વાછરડા જોવો**—સ્વપ્નામાં આ જાનવરનો દેખાવ જોવો એ કાંઇક દરજ્જે શુભ છે. તે સૂચવે છે કે તમને આઇતો દલ્લો મળશે, જે ઘણો ખરો બાપડાં કોઈ અનાથોનો હશે; પણ તે તમારા હાથમાં ટકી રહેવા પામશે નહીં; જોતજોતામાં તે ખરચાઇને ઉડી જશે.

**વીંટી—લગનના સાટાંની**—લગનના સાટાંની વીંટી તમને કોઈ તરફથી ભેટ મળવા પામી છે એવો દેખાવ જોવાનું અશુભ છે. નક્કી માનવું કે જેના જોડે તમે પ્રિત બાંધી છે તેના જોડે તમને સખત પ્રકારનો વાંધો

પડશે અને તે વાંધો છેવટે એવું મોટું રૂપ પકડશે કે બંનેએ એકબીજાથી છેવટનું છુટા પડવું પડશે.

**વરસાદની કમાન**—આકાશ ઉપર વરસાદની કમાનનો ચીલો ચઢયો છે એવો જો દેખાવ તમને સ્વપ્નામાં જણાય તો તમારે તમારી ચાલુ સ્થિતિ ઉપર નચીંત બેસવું અને નક્કી માનવું કે તમારી હાલતમાં સારો ફેરફાર થવાની વક્કી છે.



## સ—શ.

**સલાહ લેવી દેવી**—સ્વપ્નામાં તમે એમ જોવો કે તમે કોઇની સલાહ લેવો છો તો તે તમારા ઉપરની મુશ્કેલીનું સૂચન કરે છે; પણ માનવું કે તમોને ડાહ્યા અને નીમકહલાલ મિત્રોની મદદ મળશે. તમો પોતે કોઇને સલાહ આપો છો એવો દેખાવ જોવો તો માનજો કે તમારા મિત્રો અને ઓળખીતાઓ તરફથી તમે ભારે વખાણને લાયક બનશો.

**સુસ્વાર**—આ નાશકારક પ્રાણીનો દેખાવ સ્વપ્નામાં જોવાનું બેશક અશુભ છે. તે સૂચવે છે કે તમારી સામા ઘણાક ખટપટીયા દુશ્મનો ઉભા થયા છે. એ સ્વપ્નું જોયા પછી જોનારે બહુ સાવચેતી રાખીને કામ લેવું.

**સેબ ફળ**—આ ફળનો દેખાવ સ્વપ્નામાં જોવો એ બહુ લાભકારક છે. લાંબી અને સુખચારી જીંદગીનું તે સૂચન કરે છે; ધંધારોજગારમાં તથા પ્યારમાં ફત્તેહ સૂચવે છે. હમેલદાર સ્ત્રી જો આવું સ્વપ્નું જોય તો તેણીએ ખુશી થવું કે તેને એક છોકરો અવતરશે જે મહાપરાક્રમી અને દ્રવ્યવાન નીકળશે.

**સર્પ—ઝેરી**—આ નાશકારક પ્રાણીનો દેખાવ સ્વપ્નામાં જોવો એ બેશક અશુભ સમજવો. દુશ્મનોની વૃદ્ધિ તે સૂચવે છે; તમે તેના ઉપર પગ મુકી ચાલી જાઓ છો એવો દેખાવ જોવો તો તેથી બીહશો નાં; પણ જો તે ઉછાળો મારીને તમોને ડંખ મારે તો માનજો કે તમારા દુશ્મનો તમને ભારે નુકશાન પોહોંચાડશે અને ભારે ખટપટમાં ઉતારશે.

**સીંગ**–સ્વપ્નામાં સીંગ જોવી એ કમનસીબીનું સૂચન છે. જો તે તમે ખાઓ છો એવો દેખાવ જોવો તો ખાતરીથી માનજો કે તે માંદગી ઉતપન્ન કરશે; પણ જો તમે તેને ઉગતી જોવો તો ખાતરી રાખજો કે તમે જેને ચાહો છો તેનાથી તમને સર્વ પ્રકારનો સંતોષ મળશે.

**સાંકળ**–જો તમે સ્વપ્નામાં સાંકળ જોવો તો માનજો કે તમારા દુશ્મનો તમને નુકશાન કરવાની તજવીજમાં ફરે છે, પણ તેમાંથી તમે છટકી જવા પામશો. પણ જો તમે સાંકળથી બંધાઈ ગયલા છો એવો દેખાવ જોવો તો માનજો કે કેટલેક વખત સુધી તમને મુશ્કેલીમાં પસાર કરવો પડશે, પણ તેમાંથી તમે સહેલથી બાહાર નીકળી શકશો; કોઈ આસાગી તમારી ગરદન આસપાસ સોનાની સાંકળ નાંખે છે એમ જોવો તો માનવું કે ભારે માનપાન મેળવવા પામશો, જો પ્યારમાં હશો તો લગન થવાનો અને સુખ મળવાનો સમય આવેલો માનજો.

**શરદી**–સ્વપ્નામાં તમે શરદી લાગતી જુઓ તો તે તેથી ઉલટું જ સૂચન કરે છે; તે બતાવે છે કે તમારા બધા સંજોગો સુખી નીવડશે; મમતાળુ અને ચાહનારા મિત્રો મળશે, તમોને સેહજ જેહમત ઉઠાવવી પડશે, પણ તેને તમે મારી હઠાવશો.

**શાદી રામશની**–સ્વપ્નામાં તમે એમ જોવો કે તમે કોઈ શાદી રામશનીની મીજલસમાં અને તેનાં ખાણામાં ભાગ લેવો છો તો માનવું કે તમારા સંજોગો એવા ફેરવાશે કે જીંદગીભર પરદેશમાં મુસાફરી કરવી પડશે; જો તમો જેને ચાહો છો તે તમારી સાથે હશે તો તમે બહુ સુખી થશો.

**સાકર જોવી–ખાવી**–આવો કોઈ દેખાવ જોવો એ પવિત્રાઈ અને લાભ થવાનું સૂચન કરે છે.

**સસલાં પાછળ કુતરૂં લાગ્યું છે**–આવું સ્વપ્નું જોવું બીલકુલ સારૂં નથી; તે દુશ્મનોની હસ્તી બતાવે છે, પણ તેમના સપાટામાંથી તમે છટકી જશો; જો સ્વપ્નામાં થોડાંક સસલાનું ટોળું નાચતું કુદતું જોશો તો ઘણા માનવંત અને વફાદાર મિત્રો મળશે; જો કોઈ સસલું તમારી પાછળ દોડે છે એવો દેખાવ જોવો તો માનવું કે કોઈ પ્યારો મિત્ર તમને આવી

મળશે. કોઈ કુંવારિકા એવો દેખાવ જોય તો તેણીએ ખુશી થવું કે તેણીનાં સુખી–સુખીઆરાં લગ્ન થવા પામશે.

**સ્વર્ગનો દેખાવ**–સ્વપ્નામાં જુઓ તો સમજી જવું કે દુનિયાની ફારફેરી તમારા સંબંધમાં થવા પામશે; તેમ જ તમારી બાકી રહેલી જીંદગી સુખી નીવડશે અને તમારો અંતકાળ શાંતિમાં આવશે.

**સાધુ સન્યાશી**–સ્વપ્નામાં એવો દેખાવ દેખો કે તમે સાધુ સન્યાશી થયા છો અને દુન્યાદારી તજી દીધી છે તો માનજો કે ધંધામાં નિષ્ફળતા થશે; તમારા સારા સંજોગો નરસામાં ફેરવાઈ જશે, અને ભેજાં ઉપર ભારે બોજો પડશે; છતાં તે બધું તમે વટાવી જઈ શકશો અને આયંદે દ્રવ્યવાન થવા પામશો; પણ જુવાન કુંવારાંઓ એ દેખાવ જુવે તો તેઓએ માનવું કે તેમનાં લગ્ન અનિશ્ચિત છે.

**શીંગડું–રણશીંગડું**–જો તમે કોઈપણ શીંગડાંનો અવાજ થતો સાંભળવાનો દેખાવ જુઓ તો માનજો કે કોઈ દુરદેશાવર પડેલા તમારા મિત્ર તરફથી તમને સમાચાર મળશે, તો જો કે તે સમાચાર સારા તો નહિ જ હશે; જો અવાજ ઉપરાઉપરી થતા સાંભળો તો તે કજીયાટંટાની કે આગળ વધીને કહીએ તો લડાઇની આગમચેતી કરે છે.

**સાબરનો શિકાર**–જો તમે સ્વપ્નામાં એમ જોવો કે તમે કોઈ સાબરનો શીકાર કરવા નીકળ્યા છો અને સાબરને પકડવા ફત્તેહમંદ થયા છો તો તે પ્યારમાં પડેલા માટે સારી નીશાની છે; મનવાંચ્છિત જોડું સંધાશે, પણ સસલાનો શીકાર કરી તેને ઠાર કરવાનો દેખાવ કમનસીબી અને મુશ્કેલીની આગાહી કરે છે, અને પ્યારમાં પણ નાઉમેદી મલવાનાં ચિન્હો બતાવે છે. તમે કોહલાંનો શીકાર કરો છો એવો દેખાવ જોવો તો તે કપટી શત્રુઓ અને હરિફો ઉભા થવાનું સૂચન કરે છે; પણ જો શીકારમાં તે જાનવરને ઠાર કીધું છે એવો દેખાવ જુઓ તો ખાત્રી રાખવી કે તમારી જેહમત પછી તમે ફત્તેહ મેળવશો.

**સાહીનો ઉપયોગ**–તમે સાહીનો ઉપયોગ કરો છો એવો દેખાવ સ્વપ્નામાં જોવો તો માનજો કે ધંધારોજગારમાં ભારી ફત્તેહ થશે; જો સાહી ઢોળાઈ જવા પામે અને તમારા હાથ બગડી જતા જોવામાં આવે

તો માનવું કે વેપાર ધંધામાં યા પ્યારમાં તમારો પત્રવ્યવહાર ફત્તેહમંદ થશે નહિ, કેમકે તેમાં તમારે અણગમતો જવાબ મેળવવાની વકી રાખવી.

**સીડી ચઢવી**—સ્વપ્નામાં એવો દેખાવ જોવો કે તમે સીડી ચઢી છેક મથાળે ગયા છો તો જો તમો જુવાન હો તો માનજો કે તમારું ભવિષ્ય ચળકતું છે અને તે મેળવવા ફત્તેહમંદ થશો; પ્યારની બાબતમાં પણ ફત્તેહ છે; વેપારી ધંધાદારી માટે પણ તે શુભ છે; નસીબદેવી પ્રસન્ન થઈ ધનની રેલછેલ કરશે; માનપાન અને કીર્તિની ટોંચે ચઢાવશે; જો ખેતીકાર હશો તો માનવું કે પાક ભરપુર થશે; અભ્યાસી હશે તો કેળવણીનાં શિખરે ચઢશે; વિધવા હશે તો ફરીવાર પરણી જઈ સુખી થશે, પણ જો સીડીએ ચઢ્યા પછી અથવા ચઢતાં તે ભાંગી ગઈ એવો દેખાવ જણાય તો તેણીએ માથે હાથ દઈ રડવું કેમકે ફરી વારનાં લગ્ન સુખી નીવડશે નહીં.

**સરોવરમાં સેહેલ**—થંભી રહેલાં ચળકાટ મારતાં સરોવરના પાણીમાં સેહેલ કરતાં જોવાનો બનાવ સૂચવે છે કે જોનારના ભવિષ્યના સંજોગો બદલાઈ સુખી આબાદ થશે. ધંધારોજગારમાં અને બીજા બધાં આબરુદાર સાટાંઓમાં ફત્તેહ મળશે; કુટુંબમાં વધારો થશે; પ્યારમાં ફત્તેહ મળશે; પણ જો સરોવરનાં પાણી કીચલવાળાં અને ઘટ માલમ પડે તો માનવું કે તેનું ફળ ઉલટું જ મળશે; ને ભારે જેહમત, મુશીબત, ખોટના ખાડા અને નાદારીના ભણકારા વગાડે છે.

**શોક-પૈસો ખોહવાનો અથવા સગાંવાહાલાંનાં મરણનો**—આવો કોઈ દેખાવ સ્વપ્નામાં જોવામાં આવે તો તેનુ પરિણામ ઉલટું જ માનવું; જોનાર કોઈ માલમિલ્કતનો માલેક અને બાલબચ્ચાંની નીતિ-ભક્તિ, માન વર્તણુની ખુશાલી થશે. જો તમે બીજાને કોઇને શોક કરતાં જોવો તો તમારા મિત્રો કે સગાંસ્નેહીઓને સારો લાભ મલશે અને તેમના ભેગા તમે પણ ખુશી થશો; લગન જેવા બનાવનો પણ સંભવ ઉભો થશે.

**સણનાં કપડાંનો શણગાર**—તમે શુદ્ધ સફેદ સણનાં કપડાંમાં સજ થયલા છો એવું દેખો તો તમારે માનવું કે તમને થોડા વખતમાં સારા સમાચાર મળશે, તમે જેના ઉપર ચિત ચોટાડ્યું છે તે ખરાં અંતઃકરણનું અને ઇમાની છે, ધંધામાં ભારે ફત્તેહ મળશે, ખેડુતનાં ખેતરમાં ભરપુર પાક

થશે; જો તમારો પોશાક ચિત્રવિચિત્ર છે એમ લાગે તો માનવું કે તમને કોઈનો વારસો મલશે; જો પોશાક મેલો જેવો જણાય તો તે સુચવે છે કે તમારી સ્થિતિ ગરીબ થશે, માંદગી, કંગાલિયત અને ગરજાઉપણું વધશે, પ્યારમાં પણ નાઉમેદી મલશે.

**સિંહ**—આ વિક્રાળ જાનવરનો દેખાવ સ્વપ્નામાં જોવો એ બહુ શુભ છે; ભવિષ્ય ખીલી નીકળશે; સારો માન ભરેલો ઓહ્દો મલશે; જો જોનાર જુવાન કુંવારિકા હશે તો માનવું કે તેણીના લગન એક ઉમરાવ ખવાસના, ઉંચી મનશક્તિવાળા અને મલતાવડા સ્વભાવના પુરુષ જોડે થશે; જો કુંવારો પુરુષ હોય તો તેણે માનવું કે તેની ભવિષ્યની ભાગિયણ ઉંચી મનબુદ્ધિવાલી, ઉમદા ખવાસની અને ઘરસંસારિકળામાં પાહવરદી નીકળશે અને દરેક પ્રકારે જોડું સુખી નીવડશે.

**સોરતી**—તમે સોરતીમાં પડેલા છો એવો દેખાવ સ્વપ્નામાં જોવો તો જુવાન માણસોએ ખુબ સાવચેતીથી કામ લેવું; પ્યારની બાબતમાં પણ ખુબ તકેદારી રાખવી; જુવાન સ્ત્રીએ લગનની બાબતમાં પોતાના ભલા મિત્રોની સલાહથી કામ લેવું; જુવાન પુરુષોએ પણ પ્યારની બાબતમાં સલાહ લેઈ કામ લેવું, કેમકે તેના સંભવ એવા છે કે જે સ્ત્રી સાથે તેનું જોડાણ થશે તે કદી તેને સુખી કરશે નહી, કેમકે તે તદ્દન આકળા સ્વભાવની, બીનસમજદાર, તદ્દન કલાંટ, છાકટ અને ગપાષ્ટક ઉપરાંત નીંદાખોર નીકળવા સંભવ છે.

**સાકર જોવી કે ખાવી**—આવો દેખાવ જોવો એ પવિત્રાઈ અને લાભ જ મલવાની નીશાની બતાવે છે.

**સરસામાનનો બોજો**—સ્વપ્નામાં એવો દેખાવ જુવો કે તે રેલ્વેની કોઈ મુસાફરી કરે છે અને તેના જોડેના સરસામાનની તેને ઘણી જ માથાકુટ કરવી પડે છે તો માનવું કે તેને ઘણી મુસ્કેલી અને ઝેહમતમાંથી પસાર થવું પડશે અને તે કારણે ખરચ પણ થશે, નાણાં સંબંધી ગુંચવીણાઓ એવા ઉભા થશે કે તેણે નાદારીનો લાભ લીધા સિવાય છુટકો થનીર નથી, તેમાં તેના સગાંસંબંધીઓ તરફથી પણ તેના તરફ બહુ ખરાબ વર્તણુંક ચલાવવામાં આવશે. પ્યારમાં પડેલાંઓ એવો દેખાવ જુએ તો માનવું કે

તેઓ જેના તરફ મહોબત માંડી બેઠાં છે તેઓની તબીયત ઘણી નાદરુસ્ત થઈ પડશે અને ભારે ખરચમાં ઉતરવું પડશે, મુસાફર હોય તો તેણે ભય અને આફતની જ વકી રાખવી.

**સાંચાકામ**—તમે કોઈ સાંચાકામ તપાસો છો અને તેમાં તમને ગમત પડે છે એવો દેખાવ જોવો તે એવું સૂચવે છે કે તમારો વેપાર આબાદ ખીલશે, અને તમારી ઘરાકી એટલી હદ સુધી વધવા પામશે કે તમારે તમારો ધંધો વધારવાના ઉપાયો લેવા પડશે, અને તે કારણે તમે પુષ્કળ દ્રવ્ય જમાવ કરશો અને નાણું મેળવશો; કોઈ સ્ત્રી એમ જુએ કે તેણીનો ભવિષ્યમાં થનારો ભરથાર સાંચાકામમાં ગુથાયો છે તો તે તેણીએ માનવું કે તેણીનો ભવિષ્યનો સાથી ભારે ઉદ્યોગી નીકળશે, અને જો કે શરુઆતમાં તે ઝાઝો પૈસાદાર ન હશે પણ ધીમે ધીમે વધીને પૈસાદાર થશે.

**સમોશા—ગોસ્તના**—જો તમે સ્વપ્નામાં એવો દેખાવ જુઓ કે જાણે ગોસ્તના સમોશા ડબાવો છો તો માનવું કે તમે કોઇનાં લગ્નમાં ભાગ લેવા પામશો; તમો સમોશા બનાવો છો એવો દેખાવ જુઓ તો માનવું કે તમારે તમારા લગ્નની તૈયારી કરવી પડશે, તમારો સાથી જો કે ઠીક નાણાંવાળો હશે પણ ઝાઝો તવંગર નહી હશે.

**શોક**—આવો સ્વપ્નો જોઈ ઉઠવાનું પરિણામ ઉલટું જ આવે છે, અને તે જોનારના સંબંધમાં સારા શુકન સૂચવે છે. જોનાર જો સ્ત્રી હોય તો માનવું કે જેને તે ચાહે છે તે તમારા તરફ ખરો પ્યાર ધરાવે છે અને જરૂર તમને પરણશે અને તમોને સુખી કરશે. જો જોનાર પરણેલી હશે તો તેનો ધણી તેને સુખી બનાવશે. જોનાર વેપારી, ધંધાદારી કે દરિઓ ખેડનારો માણસ હશે તો મોટી આબાદી થવાની આગાહી કરે છે. ખેડુત હોય તો માનવું કે તેનાં ખેતરમાં પાક પુષ્કળ ઉતરશે.

**સમુદ્ર**—સ્વપ્નામાં તમે દરિયાનાં પાણી નીહાળતા હોવો અને પાણી જો ચંડાં હોય તો તે સારું ભવિષ્ય બતાવે છે; પણ દરિઓ તોફાની દેખાય તો તે બુરું ભવિષ્ય સૂચવે છે. દરિયો શાંત હોય ત્યારે તેમાં સફર કરતા જોવાનો બનાવ તમારી રચી રાખેલી ગોઠવણો પાર પાડવાના ચિન્હો બતાવે છે. એવા સ્વપ્ન પછી સુખ, આબાદી અને સંતોષ ઉપજાવશે. પ્યારમાં પણ

ફત્તેહ આપશે; અને ધારેલું કામ શાંતિથી પસાર થશે; જો કોઈ ખલાસી માણસ એવું સ્વપ્નું જોય અને ખુશનુમા સફર થવાનું દેખે તો પરિણામ ઉલટું જ માનવું, સફર તોફાની નીવડશે; પણ જો સફર તોફાની છે એવું જણાય તો માનવું કે તેથી ઉલટી જ રીતે સફર સફળ અને આબાદ થશે.

**સ્ટીમરમાંથી પાણીમાં પડવાનો** બતાવ સ્વપ્નામાં જોયો તો માનવું કે માંદગી, ગરીબાઈ, કેદખાનું ભોગવવાની સજત દેખાડે છે, ધારેલાં સાહાસ ઉલટાઈ જવાની વકી બતાવે છે; સાવચેતી રાખવી કે તમારો કોઈ મિત્ર કે કોઈ તમારો પ્યારો દગારો નીકળશે અને ગેરસમજુતી ઉભી કરશે; તમને મોટા અફસોસ અને દલગીરીમાં ઉતારશે; તમારી તપાસ દરમ્યાન તમે હારી જવાના ભયમાં આવી પડશો પણ આયંદે ફત્તેહમંદ થશો. જો સ્વપ્નું જોનાર ખેડુત હોય તો માનવું કે તેના ઢોરમાં તેમ જ મરવાં–બટકાંના ક્ષેત્રમાં રોગ ફેલાશે. ખલાસી હોય તો તેની સફર સફળ થવાની અને સલામત પાછા ફરવાની ખાતરી રાખવી.

**સ્વર્ગનો દેખાવ**–સ્વપ્નામાં સ્વર્ગનો દેખાવ જોવો એ જોનારને માટે શુભ છે; પરણેલાં જોડાં માટે ધાર્મિક અને સુખવાળી જીંદગી સુજેલી માનવી; દુઃખ દરિદ્રતા તથા ગમગીની વગેરે બનાવો ધીરજ અને સબુરીથી ખમી લેવાની શક્તિ મેળવશે, અને મરણ પછી સ્વર્ગ જવા જેવી ખાતરી મેળવશે; કોઈ જુવાન માણસ હોય તો માનવું કે તેની સખી બહુ સદ્ગુણી નીકળશે, તેના પાસે સેહજ મીલકત હશે, તેનાથી સારાં છોકરાં-છૈયાં પેદા થશે, અને દરેક બાબતમાં તેણી મદદગાર થઈ પડશે. કોઈ જુવાન સ્ત્રી એવો દેખાવ જુએ તો તેણીએ માનવું કે તેણીનો ભરથાર બાહોશ, પવિત્ર જીંદગી ગુજારનારો અને કામધંધામાં અથાગ શ્રમ ઉઠાવનારો નીકળશે: જો કોઈ ખેતીકાર એ સ્વપ્નું જોય તો તે તેને માટે સારૂં ભવિષ્ય સુચવે છે; માનવું કે પાક ભરચક થશે. દેશાટન કરનારો કોઈ માણસ એ સ્વપ્નું જુએ તો તેણે માનવું કે જે દેશમાં તે જઈ રહેવા ધારે છે ત્યાં તેની દરેક દરેક ઇચ્છા પરિપૂર્ણ થશે અને તે ત્યાં આબાદ અને સુખી થશે. ટુંકમાં જે કોઈ સખસ સ્વર્ગનો દેખાવ જુએ તે દરેકના માટે બહુ સારોશુકનનું સૂચન કરે છે.

**સાહુકારને ત્યાં**–તમે એવો દેખાવ જુઓ કે તમે કોઈ સાહુકારને ત્યાં કોઈ જણસ ગીરો મૂકવા ગયા છો તો તે ખોટ, કમનસીબી, મેહનત

અને નાઉમેદીનું સૂચન કરે છે; તે વળી બતાવે છે કે તમને કોઈ જોડે ટંટો થશે અને તેમાંથી તમને કોર્ટે ચઢવું પડશે, અને તેનું પરિણામ તમારી વિરુદ્ધ જશે અને તે તમને ખરાબેહાલ કરી નાખશે; કોઇને પ્યાર આપ્યો હોય તો માનવું કે તે તદ્દન બેઇમાન નીવડી બીજા જોડે ચાલી જઈ તેના જોડે પરણી જશે; પણ તેનાથી બીહવું નહી, કેમકે તમારો બીજે એવે ઠેકાણે લાગ લાગશે કે જે દરેક પ્રકારે આગલા કરતાં વધારે ભાગ્યશાળી નીકળશે; જો સ્વપ્નું જોનાર કોઈ ઓદ્ધા, નોકરી માટે ઉમેદવારી કરતો હશે તો તેને તેમાં નિષ્ફળતા મળવાની વક્કી છે.

**સુગંધી**–તમો સ્વપ્નામાં કોઈ સુગંધી વાપરવાનો કે તેનો ઉત્તમ સુગંધ લેવાને તજવીજ કરો છો એવો દેખાવ જુઓ તો માનજો કે તે લાભકારક સ્વપ્નું છે; કામધંધામાં, મોસમમાં, મંડળમાં ભેળાવાની બાબતમાં, તથા છેલ્લું પ્યારની બાબતમાં પણ ફત્તેહ સૂચવે છે.

**સસલાં**–સ્વમામાં તમે સસલાંની દોડાદોડી થવાનો બનાવ જોવો તે સૂચવે છે કે તમારે જલદીથી કોઈ મોટાં અને આબાદ શેહેરમાં જઈ વસવાની ફરજ પડશે જ્યાં તમે પરણી બાલબચ્ચાંવાળા થવા પામશો, તમે વેપારમાં ખીલી નીકળશો, તમારા પ્લાનો ફત્તેહમંદ થશે અને ઘણાક દુશ્મનો ઉપર ફત્તેહ મેળવશો. પરણેલી સ્ત્રી એવો સ્વપ્ન જુએ તો તેણીને ત્યાં ઘણાં બાલબચ્ચાં થવાનું સૂચન કરે છે.

**સરત–પગે દોડવાની**–સ્વમામાં તમે એવો દેખાવ જોવો કે તમે પગે દોડવાની સરત રમો છે તો માનવું કે તમારો હરીફ કોઈ હશે તો તે હારશે, કામધંધામાં તમારી ફત્તેહ થશે. પ્યારમાં પાર પડશો અને પરણીને સુખી થશો.

**સરત બકવી**–તમે સ્વમામાં એવો દેખાવ દેખો કે તમે કોઈ જોડે સરત બકો છો તો તે હલકી સોબત થવાનું અને ચાલચલણ હલકી જાતની થવાનું સૂચન કરે છે; આબરુના કાંકરા; ધંધા રોજગારની હાનિ, દગાખોરો જોડે મેલાપ, ખોટો પ્યાર અને લગનની બાબતમાં નાસીપાસી મેળવવાની ખાતરી રાખવી.

**સર્પ**–સ્વમામાં આ નાશકારક જાનવરનો દેખાવ જોવો તો માનવું કે કોઈ ભયભરેલો દુશ્મન તમારી ખરાબી કરવા મંડ્યો છે; પ્યારની બાબ-

તમાં પણ કોઈ હરીફ ઉભો થવાની વકી છે, તે તમને ખોટાં તોહમતો અને જુઠાણા ભરેલા ગપાટાથી નુકસાન પહોંચાડશે, પણ તેથી નીરાશ થવું નહીં, કારણ કે આખરે દરેક બાબતમાં તમારી જ ફત્તેહ છે.

**શીપાહ**—જો સ્વમામાં એવો દેખાવ જુઓ કે તમો શીપાહબન્યા છો તો માનવું કે તમે તમારી નોકરી ગુમાંવશો અને બીજી મેળવશો; જુવાન સ્ત્રી માટે તે બદશુકન્યું સ્વપ્નું છે; તેણીના લગન એક બુઠાબુજુ સાથે થવા પામશે, જેનાથી તેણીને બહુ મુસીબત વેઠવી પડશે, જો જોનાર ધંધાદારી હોય તો ભારે ખુહારીની વકી રાખવી; જો શીપાહોની લડાઈનો દેખાવ જુઓ તો માનજો કે તમે કોઈ ખટપટમાં ગુંથાઈ જશો.

**સૂર્યદેવતા**—સ્વમામાં સૂર્યનો દેખાવ જુઓ તો માનજો કે તમારો બેડો પાર. દ્રવ્ય મેળવવાને તમો હાથ નાંખ્યો ત્યાંથી તે હાથ લાગશે, સૂર્ય ચઢતો જોવો તો સારા સમાચારની વકી રાખવી; સૂર્યને આથમતો જોવો તે બનાવ ધંધાદારી માટે ભારે ખોટ; સૂર્યને ઘેરાયલો જોવાનો બનાવ જ્હેમત અને મોટા ફેરફારો થવાનું સૂચન કરે છે.

**શીવણકળા**—જો કોઈ જુવાન સ્ત્રી સ્વમામાં પોતાને કપડાં શીવતી દેખે તો શુભ ચિન્હ સમજવું, અને પરિણામ તેનું એ આવશે કે તેણી કોઈ ગૃહસ્થ જોડે જલદીથી લગનના ગાંઠથી જોડાશે, અને પોતે પણ પોતાનાં ડાહપણ અને સુલક્ષણથી તેના ઘરને સુખી અને આબાદ બનાવશે.

**શોધખોળ**—શોધખોળ પછી અથવા ઓચિંતી માલમિલ્કત તમને જડી છે એવો દેખાવ જોવો એ શુભ તથા અશુભ પણ છે, તે બતાવે છે કે તમારા ધંધારોજગારમાં તમે આગળ વધશો પણ જે જુવાન બાઈએ થોડુંક ઉપર તમારા ઉપર પોતાનો પ્યાર રેડ્યો છે તેને જીતી લેવામાં તમે ફત્તેહમંદ થશો નહિ.

**સીસું**—સીસું ઘડતા જોવાનો દેખાવ બહુ અશુભ છે અને તે પાસે આવેલાં મરણની આગાહી કરે છે. એ સ્વમ જોયા પછી થોડા જ વખતે બીજું સ્વપ્નું જરૂર દેખાશે જેમાં તમને જાહેર થશે કે પહેલાં સ્વમાની ખુબીથી જે મરણ થનાર છે તે તમારાં પોતાનાં કુટુંબમાં થશે કે તમારાં ઓળખીતા પાળખીતામાં થશે.

**સુતર**–સુતર, શણ, ઉન, સ્વપ્નામાં જોવું એ સારા શુકન ગણાય છે, તે બતાવે છે કે તમારી જીંદગી લંબાશે, અને તમારો અનુભવ તમને સંસારનું નાવ તરાવવાને કામ લાગશે.

**સોનું**–સ્વપ્નામાં સોનું જોવાનો બનાવ આગમચેતી કરે છે કે તમે ઘણીક નવાજેશોથી છલકાઈ જશો પણ નાઉમેદી અને ઉદાસીથી તેનું ફળ ભોગવવાને ભાગ્યશાળી થનાર નથી.

**સોય**–એક છોકરીએ સ્વપ્નામાં સોયનો ઉપયોગ કરતાં જોવાનો દેખાવ તેણીને માટે એવું સૂચન કરે છે કે તે બહુ ઉપયોગી થશે, અને પોતાની જીંદગી દરમ્યાન તે ઉપયોગનું ફળ મેળવશે. તે પોતાના ખાવિંદ તથા છોકરાંઓ તરફની પ્રિત મેળવશે જેનાં સુખસંપજ માટે તેણી ઉત્સાહથી મંડેલી રહેશે, જો કોઈ પરણેલી સ્ત્રી સોયનો ઉપયોગ થતો જોવાનો દેખાવ જુવે તો માનવું કે તેણી પોતાના નોકર ચાકરોમાં જલદીથી ફેરફાર કરશે પણ તે ફેરફાર તેણીના સંબંધમાં લાભદાયક નીવડશે નહી.

**સ્લીપર–સપાટ**–પગમાં પેહરવાની સ્લીપર અથવા સપાટ સ્વપ્નામાં જોવી એ દેખાવ જોનાર જો કુંવારો હોય તો તેણે ખુશી થવું કે જલદીથી તેનાં લગ્ન થશે, સ્વપ્ન જોનાર કુંવારિકા હોય તો માનવું કે ઘણાકોમાંથી એક જેના તરફ તેણી માનની નજરથી જુએ છે તેજ તેણીનો ખાવિંદ થશે.

**સ્નાન**–મુશ્કેલીમાં આવી પડેલું માણસ, સ્વપ્નામાં પોતાને દરિયા કે નદીમાં નાહાતું જોય તો માનવું કે તેની મુશ્કેલીનો અંત આવવાની તૈયારી છે અને જે વખત જાય છે તેમાં સુખસંપતિ તેને આવી મળશે.

**સ્ત્રી**–સ્વપ્નામાં તમે કોઈ ઘરડી સ્ત્રીને દેખો તો માનજો કે તમારું ભવિષ્ય ખીલી ગયું છે. તેનો ભેદ એવો છે કે તમે સલામત, આબાદ અને આરામિયત ભરેલી જીંદગી પસાર કરશો. પણ બુઢ્ઢીને બદલે જુવાન સ્ત્રીને જુઓ તો, ઉપલાં સુખો જોડે કેટલાંક સંકટો પણ સહેવવાં પડશે. એક પુરૂષ એવો દેખાવ જુએ કે તે કોઈ જુવાન સ્ત્રીથી જુદો પડે છે તો માનવું કે સંસારી સ્થિતિમાં તેનાથી ઉતરતો દરજ્જો ધરાવનારી પણ કેળવણી અને સુધારામાં તેની બરાબરી કરનારી એક કુંવારિકા તેના ઉપર મોહિત પડશે અને તે જોડાણથી તેની જીંદગી બહુ ઉત્સાહભરેલી પસાર થશે.

**સીપાઈને** જોવો કે તેના હાથે પકડાવું—એવો દેખાવ જોવો લાભકારક છે. કોઈ પણ લાભકારક ઓદ્ધો મળવાની ખાતરી રાખવી.

**સેતરંજ—રમવી**—એવો દેખાવ સ્વપ્નામાં જોવો બહુ ભાગ્યશાળી છે. રાજારજવાડાં જોડે મિત્રાચારી થશે અને તેનાથી ભારે લાભ થવાની વક્કી રાખી શકાય.

**શરીરે સોજા**—શરીરે સોજા થવાનો બનાવ સ્વપ્નામાં જોવો એ શુભ છે. જોનારને ભારે ધન દોલતની પ્રાપ્તિ થવાનું તે સૂચન કરે છે.

**સોયમાં દોરો પરોવવો**—આવો દેખાવ જોવો લાભકારક છે. બાયડી તાબેદાર નીકળવાની વક્કી રાખવી.



**હેરાનગતી**—સ્વપ્નામાં તમે એવો દેખાવ જુઓ કે તમોને કોઈ સતાવે છે તો ખાતરીથી માનજો કે તમારી આસપાસ દુશ્મનોનું જોર વિશેષ છે.

**હીરાનો દેખાવ**—સ્વપ્નામાં હીરાનો દેખાવ જોવો તો માનજો કે તમોને જંગી દોલત મળશે. પરણનાર આસામીએ માનવું કે તેની સ્ત્રી હીરા જેવી નીવડશે, અને તેનાથી તે સુખી પણ થશે; વેપારધંધાનો માણસ હશે તો તેણે માનવું કે તેના ખોળામાં જથ્થાબંધ સોનું આવી પડશે; દરિયાઈ સફર કરનારાએ માનવું કે તે પણ સોનામાં ગબડતો થશે; વાંઝણી સ્ત્રી આ સ્વપ્નો જોય તો માનવું કે જે વખત જાય છે તેમાં તે બચ્ચાં-કચ્ચાંની માતા થશે.

**હાંકવી—બગી**—સ્વપ્નામાં એમ જોવો કે તમે બગી હાંકો છો તો જાણવું કે ધંધારોજગારમાં ખોટ આવશે; જો કોઈ બીજો સખસ તમને બગીમાં બેસાડી હંકારી જાય છે એવો દેખાવ જોવો તો તે સારૂં સૂચન કરે છે; તે લગનની આગાહી કરે છે; જો તમે કોઈ બીજી ગાડી હાંકી જાઓ છો એવો દેખાવ જુવો તો તે તમારી સદાની તાબેદાર સ્થિતિ અને ગરીબીનું સૂચન કરે છે; જો તમે સ્વપ્નામાં એમ જોવો કે તમે કોઈ

ગધેડાંને હાંકી જાવો છો તો પુરુષ હોય તો પોતાની સ્ત્રી જોડે અને સ્ત્રી હોય તો પોતાના ખાવિંદ જોડે બહુ જુલ્માત ભરેલી રીતે વર્તશે એમ માનવું,

**હાથી**—સ્વપ્નામાં હાથીને ડોલતો જોવાનો બનાવ તનદરોસ્તી અને આંગની મજબુતીનું સૂચન કરે છે, અને વધારામાં તે સૂચન કરે છે, કે જોનાર આબરુદાર મંડળોમાં જોડાવા પામશે.

**હંસ**—સ્વપ્નામાં હંસને જોવાનો બનાવ અશુભ છે. જોનાર પુરુષે માનવું કે જે સ્ત્રીના ઉપર તેણે પ્યાર બાંધ્યો છે તે બહુ જ બેવકુફ અને બોથડ નીકળશે; તે સદા કટકટખોરી નીકળશે, પાડપાડોસી જોડે સદા લડશે વઢશે, પોતાના ખાવિંદ જોડે લડવા વઢવામાં પણ પાછી પાનિ કરશે નહી; માટે જોઇયે તો તેણીને તેવા જ સ્વભાવના કોઈ બીજા જોડે ગોઠવવી ઠીક પડશે.

**હથોડાના આવાજ સાંભળવા**—સ્વપ્નામાં તમે જાણે હથોડાના આવાજ સાંભળો છો એવો દેખાવ જુઓ તો માનજો કે તમારો ધંધો ખુબ ધીકશે અને તેમાંથી મોટો નફો મેળવશો; જો જોનાર માણસ કોઈ કામદાર હશે તો તેને ભરપુર રોજી મળશે અને સારો પગાર મળશે, અને સાથે તે ભોગવવાને સારી તનદરોસ્તી પણ મળશે; જો જોનાર કુંવારિકા હોય તો તેણીએ ખુશી થવું કે તેણી એક મનગમતો ખાવિંદ મેળવવા શક્તિમાન થશે; જે બહુ ઉદ્યોગી, કરકસરિઓ, મિતાહારી નીવડશે, જે તેણીને દરેક પ્રકારે સુખી બનાવશે; દુનિયામાં નામદારી કહાડશે.

**હાથ બંધાયા છે**—તમારા હાથ બાંધી દીધા છે એવો દેખાવ જોવો તો માનજો કે તમે બહુ મુશ્કેલીમાં આવી પડશો, જેમાંથી તમારો છુટકો મુશ્કેલીથી થશે, જો તમે કોઈ જોડે શેકહેંડ કરો છો એમ જુઓ તો માનજો કે ભારે કજીયા પછી તમે કોઈ જોડે મિત્રતામાં આવશો. અથવા કોઈ પરદેશ ગયલો મિત્ર આવી મળશે; તમારા હાથ ખરડાયલા છે એમ જુઓ તો માનવું કે તમે કોઈ બેઆબરુ ભરેલું કર્તવ્ય કરવાની તૈયારીમાં છો, અથવા કોઈ એવો સાહસ કરવા ધારો છો કે જે સફળ થશે નહી અને તમને સામા નીચા પાડશે અને સંતાપ કરાવશે; માટે સંભાળી કામ લેવું.

**હોસ્પીટાલમા પડ્યા છો**—જો સ્વપ્નામાં એવો કોઈ દેખાવ જુઓ તો માનજો કે તમને અકસ્માત થશે અથવા માંદગી લાગુ પડશે, પણ

જો એમ જુઓ કે તમે તેમાંથી બાહેર નીકળ્યા છો તો માનવું કે તમે સાજા થયા છો. તમો એમ દેખો કે તમે સાંનાં દર્દીઓની તપાસ લેવો છો તો ખાતરી રાખવી કે તમારી સ્થિતિ બહુ ચઢતી થશે અને તમારું અંતઃકરણ લાગણીવાળું અને દયાળુ થશે.

**હાથી દાંત**–સ્વપ્નામાં હાથીદાંત જોવાનો બનાવ બહુ લાભકારક છે; પ્યારમાં પણ ફત્તેહ મળશે. જુવાન સ્ત્રી હશે તો તેણીને ખુબસુરત અને ધનવાન ખાવિંદ મળશે જે તેણીને લાડ લડાવશે, ખેડુત હશે તો પાક પુષ્કળ થશે, વેપારી હશે તો વેપારધંધામાં લાભ થશે અને ખલાસીની જીંદગી ગુજારનારને તેની સફર સફળ અને આબાદ થશે.

**હસો છો**–સ્વપ્નામાં તમે પોતે હસો છો એવો દેખાવ જોવો એ એથી ઉલટું જ કરી બતાવે છે. તે જોનારને નાઉમેદી અને સંતાપ પેદા કરે છે; પ્યારની બાબતમાં પણ નિષ્ફળતા સૂચવે છે. દેખાવ જોવો હસવાનો પણ પરિણામે રડવું અને શોક મળે છે.

**હરિફ**–સ્વપ્નામાં એવો દેખાવ જોવો કે કોઈ હરિફ તમારી સામે લડત કરવા ઉભો છે તો માનવું કે તે શુભ છે; તમારા પ્યારની બાબતમાં તે લાભકારક ઉતરશે. અને જેના ઉપર તમે મોહબત બાંધી છે તેના જોડે તમે લગનની ગાંઠથી જલદીથી જોડાશો, અને તમારા જેવું સુખી જોડું બીજું કોઇક જ થશે.

**હાથ ધોવા**–સ્વપ્નામાં એવો દેખાવ જોવો કે તમે જાણે કોઇના હાથ ધુઓ છો તો તે તમારે માટે બહુ અશુભ લેખજો, અને માનજો કે તમારે માટે અનેક સંકટો તૈયાર થઈ રહ્યાં છે.

**હાથ પગ લચકાવો**–સ્વપ્નામાં એવો દેખાવ જોવો કે તમારો કોઈ હાથ પગ મોચવાયો છે તો તેનો ભેદ એવો સમજવો કે ખોટાં બાહાના હેઠળ તમારા પાસેથી નાણું કઢાવવાનો પ્રયત્ન થશે અને તે માંગણીને તાબે થવાથી તમને ઘણોક સંતાપ કરવો પડશે.

**હિસાબ**–કોઈ જુવાન સ્ત્રી સ્વપ્નામાં હિસાબ કે હિસાબના કાગજયાનું બંડલ જોય તો જાણવું કે તેણીનાં જલદીથી લગન થશે; સઘળા હીસાબ ચુકાવી આપે છે એવો દેખાવ દીઠામાં આવે તો સમજવું કે

તેણીનો ભરથાર માથે લીધેલાં કામમાં ફત્તેહમંદ ઉતરશે પણ તે હિસાબ ચુકવવાના છે એમ જણાય તો માનવું કે તેણીની જીંદગી ઘણાંક સંકટોમાંથી પસાર થશે અને કરજના ખાડા વટાવવા પડશે; પણ એક મરદ હિસાબના ચોપડા સ્વપ્નામાં દેખે તો સમજી લેવું કે ધંધામાં તેને ડામાડોળ નસીબ હાથ લાગશે.

**હમેલદાર સ્ત્રીનો** દેખાવ–સ્વપ્નામાં હમેલદાર સ્ત્રીનો દેખાવ જોવો એ બેશક લાભકારક છે.

**હજામને જોવો**–સ્વપ્નામાં આ કારિગરનાં દર્શન થવાં બહુ અશુભ છે. માનવું કે તમોએ મુસીબત વોહોરી લીધી છે અને હેરાનગતી થવાની તૈયારી છે.

**હરણ જોવું**–આ નિર્દોષ પ્રાણીને સ્વપ્નામાં જોવાનો દેખાવ બહુ જ લાભકારક છે. તે અનેક પ્રકારે લાભકારક છે, અને નેક દીકરો પેદા થાય:

**હળ જોવું કે ખેડવું**–સ્વપ્નામાં એવો દેખાવ જોવો એ લાભકારક છે; તે સારો લાભ કરાવે છે અને પાક સારો થવાની વકી છે.

**હેમક (બેવકુફ) ને જોવો**–સ્વમામાં કોઈ બેવકુફ–હેમકને જોવો એ અશુભ છે. તેથી બહુ નુકશાની થવાનો સંભવ રહે છે.





# લોકપ્રિય નજુમ સંગ્રહ

## તિથી ઉપરથી કેટલીક ભવિષ્ય વર્તામણી.

૧–ચાંદરાતનો ચંદ્ર ઉગયા પછી ૨૪ કલાકમાં જે બાળકનો જન્મ થાય તો તે બાળકનું આયુષ્ય ઘણું મોટું થશે અને મોટી ઉમ્મર કહાડશે. તે દિવસે કોઈ સ્વપ્નું જોવામાં આવે તો જોનારને બહુ ખુશનમા અને લાભકારી નીવડશે.

૨–બીજે દિવસે સ્વપ્નું આવે તો માનવું કે કોઈ ખોહવાયલી ચીજ કે છુપાયલું ધન હાથ લાગશે, એ દિવસે જન્મેલું બાળક બહુ સુખીયારૂં નીકળશે.

૩–ત્રીજે દિવસે જન્મેલું બાળક મોટું થતાં બીજા વગદાર માણસોના સમાગમથી ભાગ્યશાળી થશે, અને જે કાંઈ સ્વપ્નું જોયુ હશે તો તે ફળિભૂત થશે.

૪–ચોથો દિવસ બહુ ખરાબ છે; એ દિવસે આજારી થયલો માણુસ ક્વચિતજ સાજો થવા પામશે.

૫–પાંચમો દિવસ કોઇપણ ધારેલું કામ આરંભવા માટે સારો છે; સ્વમા સાચા પડશે; એ દિવસે જન્મેલું બાળક મગરૂર અને ઠગારૂં નીવડશે.

૬–છઠ્ઠો દિવસ જોઇયે તેવો સારો નથી; એ દિવસે જોયલાં સ્વમા કદાચજ ફળિભૂત થવા પામશે, અને એ દિવસે જન્મેલું બાળક ઝાઝો સમય જીવવા પામશે નહિ.

૭–સાતમાં દિવસે તમે જે સ્વમા જોયા હોય તે કોઈ આગળ કહેશો નહિ; જો એ દિવસે માંદગીમાં પડશો તો જલદીથી સારા થવાની વકી રાખવી, એ દિવસે જન્મેલું બાળક લાંબુ આયુષ્ય ભોગવશે, પણ ઘણી મુશ્કેલીમાંથી પસાર થવું પડશે.

૮–આઠમાં દિવસે જે સ્વમા જોશો તે ફળિભૂત થશે; અથવા એ દિવસે જે કામ આરંભવામાં આવશે તે આબાદ પાર પડશે.

૯–ઉપલા દિવસના જેવુંજ એનું ફળ સમજવું; પણ એ દિવસે જન્મેલું બાળક ધન–આબરુ મોટી મેળવશે.

૧૦–દશમો દિવસ નાશકારક નીવડશે; એ દિવસે માંદો પડેલો માણસ કદાચ જ સાજો થશે, એ દિવસે જન્મેલું બાળક લાંબું આયુષ્ય ભોગવશે અને ભારે પ્રવાસી થશે.

૧૧–આ દિવસે જન્મેલું બાળક બહુજ ધર્મધ્યાની થશે અને સદા ધાર્મિક બાબતમાં મશગુલ રહેશે.

૧૨–બારમે દિવસે જોવામાં આવેલા સ્વપ્નના ઠીક ફળિભૂત થશે; અને એ દિવસે જન્મેલું બાળક લાંબું આયુષ્ય ભોગવશે.

૧૩–આ દિવસે જોવામાં આવેલા સ્વપ્ના થોડા જ વખતમાં સત્ય નીવડશે.

૧૪–આ દિવસે જો તમે કોઇની મેહરબાની મેળવવા માંગશો તો તે ઝટ મલી શકશે.

૧૫–પંદરમે દિવસે જે માણસ ઉપર માંદગી હુમલો કરે તેણે પોતાનો અંત પાસે આવેલો માનવો.

૧૬–સોલમે દિવસે જન્મેલું બાળક બહુ જ અસભ્ય અને અભાગ્યું નિવડશે, છતાં પણ વેપારી જણસો વેચવા સાટવા માટે એ દિવસ બહુ જ ભાગ્યશાળી દિવસ છે.

૧૭–૧૭ મા દિવસે જન્મેલું બાળક બહુ મુર્ખ નિકલશે, કાંઇપણ જાતના ધંધારોજગાર માટે એ દિવસ બહુ જ કમભાગ્ય છે, અથવા એ દિવસે લગનનું સાટું કરતાં પણ પરહેજ રહેવાની જરૂર છે.

૧૮–૧૮ માં દિવસે જન્મેલું બાળક બહુ પરાક્રમી નિકળશે, પણ બહુ જ હાડમારીમાંથી પસાર થવું પડશે; બાળક સ્ત્રી હશે તો તે બહુ જ પતિવ્રતા અને ઉદ્યોગી નિકળશે અને મોટી ઉમ્મર સુધી માનપાન ભોગવશે.

૧૯–૧૯ મો દિવસ બહુ ભયંકર છે, કેમકે એ દિવસે પેદા થયલું બાળક બહુ જ ખરાબ અને કપટી સ્વભાવનું નિકળશે.

૨૦–૨૦ મા દિવસે જે બાળક જન્મ પામ્યું હશે તે બહુ જ અપ્રમાણિક નિવડશે પણ એ દિવસે જોયલા સ્વપ્નાઓ સાચા નિવડશે.

૨૧—૨૧ મા દિવસે જન્મેલું બાળક બહુ તનદરોસ્ત અને મજબુત નીકળશે, પણ એકલપેટા સ્વભાવનું અને ઘણું જ ક્રૂર સભાવનું નિકળશે.

૨૨—૨૨ મા દિવસે જન્મેલું બાળક ભાગ્યશાળી નીવડશે; તે છોકરી યા છોકરો હોય, તો તે બહુ જ આનંદી, ધાર્મિક વૃત્તિવાળું અને સામાન્યત પ્રિતિપાત્ર નીકળશે.

૨૩—૨૩ મા દિવસે જન્મેલું બાળક એવા ઉચ્છંખલ સ્વભાવનું નિવડશે કે તે કોઇના કાબુમાં રહી શકશે નહી, વચે આવતાં મિત્રોથી વિયોગી થશે, અને એકલુંજ પરાયા મુલક મુલક ભટકશે, અને આખી છંદગી કંગાલીયતમાં કહાડશે.

૨૪—૨૪ મા દિવસે જન્મેલું બાળક બહુ જ બહાદુરી ભરેલાં કામો કરી બતાવશે, અને તેની અસાધારણ બુદ્ધિથી બહુ જ વખાણપાત્ર નીકળશે.

૨૫—૨૫ મા દિવસે જન્મેલું બાળક બહુજ બદકાર નીકળશે, છોકરો હશે તો ઘણા ભયને વશ થશે, અને તેનું છેવટ પણ તેવું જ કમભાગ્ય આવશે.

૨૬—૨૬ મા દિવસે જન્મેલું બાળક બહુ જ ધનવાન થશે, લોકોમાં માન આબરૂ મેળવશે; એ દિવસે જે સ્વમા જોવામાં આવશે તે ફળિભૂત થશે.

૨૭—૨૭ મા દિવસે જન્મેલું બાળક બહુ જ માયા મોહબત ભરેલું અને મલતાવડા સ્વભાવનું નિકળશે, તેમ જ એ દિવસે જોવામાં આવેલાં સ્વમા પણ ફત્તેહમંદ થશે.

૨૮—૨૮ મા દિવસે જન્મેલું બાળક તેના માતપિતાને બહુ લાડકવાયું થઈ પડશે, પણ તે ઝાઝી ઉમર કહાડવા પામે તેમ નથી.

૨૯—૨૯ મા દિવસે જન્મેલું બાળક બહુજ હાડમારીમાંથી પસાર થશે, પણ પાછળથી તે સઘળું વટાવીને તે સુખી થવા પામશે; એ દિવસે કરેલાં લગન સુખી નીવડશે, અને એ દિવસે કરેલા ધંધારોજગારનો સોદો પણ ફત્તેહમંદ થશે.

૩૦—૩૦ મા દિવસે જન્મેલું બાળક બહુ ભાગ્યશાળી અને સુખી નીકળશે, અને હુન્નર તથા વિદ્યાકળામાં નીપુણ નીવડશે.

---:o:---

# પાસા નાખી ભવિષ્ય જાણવાની કળા.

—:૦:—

પાસા નાખી તેના આંકડા ઉપરથી ભવિષ્ય જાણવાની એક સહેલી કળા નિચે મુજબ છે:—ત્રણ પાસા લેવા તેને એક બાક્ષમાં નાંખી ખુબ હલાવી હેરફેર કરવા, અને તે પછી એક ટેબલ ઉપર એક કુંડાળું પાડી તે કુંડાળાંની અંદર પાસાને ફેંકવા. તે પડ્યા પછી તેના આંકડા બરાબર તપાસવા અને જુદા જુદા આંકડાઓ આવે તેનું નિચે પ્રમાણે જુદું જુદું ભવિષ્ય જાણવું:—

**ત્રણ** આંકડા આવે તો જાણવું કે એક ઓચિંતો ખુશ બનાવ થોડા વખતમાં બનવા પામશે.

**ચાર** આંકડા આવે તો ઉપલાથી તદ્દન જુદો જ નાપસંદ બનાવ બનવા પામશે.

**પાંચ** આંકડા આવે તો માનવું કે એક અજાણ્યો શખ્સ તમોને આવી મળશે, તે તમારો જાનિ મિત્ર થઈ પડશે.

**છ** આંકડા આવે તો નક્કી માનજો કે તમોને માલમિલ્કતની ખુવારીમાં ઉતરવું પડશે.

**સાત** આંકડા આવે તો સમજી લેજો કે તમારી ખોટી નિંદા ઉભી થવા પામશે.

**આઠ** આંકડા આવે તો માની લેજો કે તમોને તમારી વર્તણુંક માટે કોઈ તરફથી યોગ્ય સાશન મલવા પામશે.

**નવનો** આંકડો જોવા પામો તો ખુશી થજો કે જલદીથી શાહાદી શામશનીનો બનાવ બનવા પામશે.

**દશનો** આંકડો આવે તો માનજો કે જલદીથી તમારાં કુટુંબમાં કોઇનો ધર્મ અંગિકાર કરવાનો બનાવ બનશે.

**અગીઆરનો** આંકડો આવે તો દલગીર થજો કેમકે એવું એક મરણ નીપજશે કે જેના જોડે તમને લાગતું વળગતું હશે.

**બાર** આંકડા આવે તો કોઈ તરફથી વકી રાખવામાં આવતો પત્ર જલદીથી મલશે જ.

**તેર** આંકડા આવે તો એવા બનાવ બનવા પામશે, કે તમો હુસકે હુસકે રડવા માંડશો.

**ચૌદ** આંકડા આવે તો ખુબ સાવચેતી રાખજો કે કોઈ ભયંકર કાવતરાં કે મુશ્કેલીમાં તમો આવી નહીં પડો.

**પંદર** આંકડા આવે તો કુદાવા માંડજો કેમકે જે વખત જાય છે તેમાં સુખ, સંપત્તિ અને આબાદિની રેલમછેલા થશે.

**સોલ** આંકડા આવે તો ખાતરી રાખો કે જે વખત જાય છે તેમાં મુસાફરી કરવાના સંજોગો ઉભા થશે.

**સત્તર** આંકડા આવે તો માનજો કે વખત જાય છે તેમાં તમે દરિયામાં સફર કરતા થશો અથવા તેવી કોઈ સફરના સંબંધમાં આવશો કે જે તમારા લાભમાં ઉતરશે.

**અઢાર** આંકડા આવે તો માની લેજો કે ધંધામાં મોટો નફો, છંદગીમાં ઉંચે ચઢવાનો બનાવ અથવા કાંઈ લાભકારક બનાવ જલદીથી બનાવ પામશે.

બે વખત પાસા નાખે અને જો તે બંને વખત એક સરખા આંકડા આવે તો માનજો કે દેશપારથી સારા સમાચાર આવી મલશે. જો પાસા ફેંકતાં તે બોરડ ઉપર પાડેલા કુંડાલાની બાહાર જાય તો માનવું કે તેનું કશું પરિણામ નથી. પણ એટલું તો માનવું કે કોઈ જોડે કજીયો અને ભાંડાભાંડ થશે, પણ જો આગલ વધીને પાસા જમીન ઉપર પડે તો તો મુક્કા બાજીની ખાતરી રાખવી. જો પાસા ફેંકાતાં એક પાસો બીજાની ઉપર આવી જાય તો તે એવા શુકન બતાવે છે કે જે માટે સંભાળ રાખવાની ઘણી જરૂર પડશે.

———

# જુદા જુદા વારે જન્મતાં બાળક સંબંધી કાંઈક ભવિષ્ય.

———:o:———

**રવીવારે** જન્મેલાં બાળક લાંબા આયુષ્યવાન અને દ્રવ્યવાન થશે.

**સોમવારે** જન્મેલાં બાળક બહુ નબળી પ્રકૃતિનાં અને હીચકારા સ્વભાવનાં નિવડશે જે કવચિત જ માનપાન મેળવવા પામશે.

**મંગળવારે** જન્મેલાં બાળક જો કે બહુ પ્રતિકુળ નીવડશે, છતાં તે અતિ બાહાદુર સ્વભાવનાં નીકળશે; અને તેથી જ તે ગમે તેવી ઉલટી મનોકાંક્ષા પણ મેળવી શકશે; છતાં પણ તે કાંઈ જોરજુલમને વશ થઈ મરણ પામશે, તેમ છતાં જો સાવચેતી વાપરશે તો કાંઇક બચવા પામશે.

**બુધવારે** જન્મેલાં બાળક બહુ વિદ્વત્તા મેળવશે અને તેથી સારો લાભ મેળવશે.

**ગુરૂવારે** જન્મેલાં બાળક બહુ માનપાન પામશે.

**શુક્રવારે** જન્મેલાં બાળક બહુ જોરાવર બાંધાનાં નીકળશે.

**શનિવારે** જન્મેલાં બાળક કવચિતજ સારાં નિકળે છે; પણ ઘણું ખરાં બાળકો બહુ મંદા અને ક્રોધ સ્વભાવના નિવડે છે.

**ઝઝકળામાં જન્મેલું બાળક**—દિવસનાં ઝઝકળાં દરમ્યાન જન્મેલું બાળક પુખ્ત વયે પોહોંચતાં ત્રિકાળદર્શિ થાય છે અને પોતાના મિત્ર મંડળમાં હવે પછી કોણ મરણ પામશે તે તે જાણી શકશે.

**કરચલી સાથે જન્મેલું બાળક**—જે બાળકના કપાળ ઉપર જન્મતી વખતે કરચલી હોય તે બાળક બહુ ભાગ્યશાળી નીવડવું જોઇએ.

**બાળકની છીંકની માન્યતા**—એવું માનવામાં આવે છે કે જન્મ લીધા પછી તે બાળક છીંકે નહી તેને પરિયાના ઝપાટામાં આવવાનો ભય રહે છે; પણ છીંક ખાધા પછી તે તેવા ભયમાં રહેતું નથી.

**દુનિયામાં નામ મેળવવાનો એક મંત્ર**—જે બાળક પેહેલવેહેલું માના ખોળામાંથી બહાર પડીને ચાલવા લાગે તેમ માળ ઉપરથી હેઠળ

ઉતરવાને બદલે દાદર ઉપર ચઢાવવું એ એક એવા પ્રકારનો મંત્ર છે કે તેનો ઉપયોગ કર્યાથી બાળક મોટપણમાં નામના મેળવે છે. કેટલી વેળા ઘરોને દાદર હોતા નથી તેવા બનાવમાં એક માંચી અથવા પાટલા ઉપર ખુરશી ગોઠવી બાળકને ખુરશી ઉપર ચઢાવવું અને તે પછી તેને પાછું ઉતારવું પડશે.

## માતાએ પોતાના બાળકમાં થતા ધ્યાન આપવાજોગ ફેરફાર.

નાના બાળકોમાં થતા નીચલા ફેરફારો તથા તેમના સંબંધમાં બનતા બનાવો ઉપર તેમની માતાઓએ ખુબ ધ્યાન આપતા રહેવાની જરૂર છે, કારણ કે તે ફેરફારો તથા બનાવો તે બાળકની ભવિષ્યની ખીલવણીની આગાહી બતાવે છે:–

(૧) ઉંઘમાં કોઈ બાળક હસતું જોવામાં આવે તો માનવું કે તે ફરેસ્તાઓ જોડે વાત કરે છે.

(૨) જે બાળક પોતાનું માથું એક બાજુએ હમેશ નમાવેલું રાખે તે બાળક મોટપણમાં જરૂર દ્રવ્યવાન થશે.

(૩) કોઈ બાળકના મ્હોંમાં સિરસ્તા કરતાં વેહેલા દાંત ઉગે તો માનવું કે કુટુંબમાં બીજું બાળક જલદીથી જન્મ પામશે.

(૪) એક બાળકનો પેહેલો દાંત ઉપલા જડબામાંથી ફુટે તો અમંગળ છે; કારણ કે તે બાળક જલદીથી મરણ પામવાનો ભય રહે છે.

(૫) બાળક બાર માસનું થતાં પેહેલાં તેના આંગળાંના નખ કાપવા નહી કારણ તેમ કરવું અશુભ છે.

(૬) પાલણામાં બાળક નહી હોય છતાં ખાલી પાલણાને ઝુલાવવું અપશુકન ભરેલું છે, અને જો અજાણપણમાં તેમ થઈ ગયું હોય તો માનવું કે તે બાળક જલદીથી મરણ પામવાનો ભય રહેશે.

(૭) જો તમે તમારા પાડોશીના બાળકનું ભલું ઇચ્છતા હોય તો તે બાળક પેહેલવેહેલું તમારે ઘેરે આવે ત્યારે તમારે તેને કેક, થોડું મીઠું અને એક ઇંડુ આપવું એ મંગળમય છે.

# શુભ અશુભ દિવસો—ચોક્કસ કામો કયે દિવસે કરવાં અને કયે દિવસે નહિ, તે વિષે

—:o:—

અઠવાડીઆના અથવા વર્ષના સઘળાજ દિવસો સરખા હોતા નથી; કેટલાક શુભ હોય છે એટલે તેમાં આરંભેલું કોઈ પણ કામ ફત્તેહમંદી સાથે પાર પડે છે; કેટલાક થોડા અમંગળ હોય છે એટલે તેમાં આરંભેલું કામ કેટલાંક વિઘ્નો પછી પાર પડે છે, અને કેટલાક તો એવા અશુભ હોય છે કે તેમાં આરંભેલું કામ પાર પડતું તો રહ્યું, પણ સામી ઠોકર ખાવી પડે છે. ઇંગલંડના છઠ્ઠા હેન્રીના રાજ્યમાં એક બાહોશ જ્યોતિષે તૈયાર કરેલી એક ટીપ ઉપરથી વર્ષના કયા કયા અમુક દિવસો અમંગળ છે અને કયા દિવસો મંગળાચરણ કરાવે છે; તેની કેટલીક હકીકત મળી આવી છે, જે નીચે મુજબ છે:—

| | | | |
|---|---|---|---|
| જાન્યુઆરીની | અમંગળ | તારીખો. | ૧, ૨, ૪, ૫, ૭, ૧૦ અને ૧૫. |
| ફેબ્રુઆરીની | ,, | ,, | ૬, ૭, ૧૮. |
| માર્ચની | ,, | ,, | ૧, ૬, ૮. |
| એપ્રિલની | ,, | ,, | ૬, ૧૧. |
| મેની | ,, | ,, | ૫, ૬, ૭. |
| જુનની | ,, | ,, | ૭, ૧૫. |
| જુલાઇની | ,, | ,, | ૫, ૧૯. |
| આગસ્ટની | ,, | ,, | ૧૫, ૧૯. |
| સપ્ટેમ્બરની | ,, | ,, | ૬, ૭. |
| અક્ટોબરની | ,, | ,, | ૬, |
| નવેમ્બરની | ,, | ,, | ૧૫, ૧૬. |
| ડિસેમ્બરની | ,, | ,, | ૧૬, ૧૬, ૧૭ . |

આ દિવસો એવા અમંગળ છે કે; એ દિવસે માંદા પડેલાને ભારી પીડાકારી ભોગવવી પડે છે; એ દિવસોએ કોઈ પણ શુભ કામ આરંભેલું ખરાબે અથડે છે; મુસાફરી કરવી નહિ; લગ્ન કરવાં નહિ, વગેરે કોઈ પણ શુભ કામ એ દિવસોએ નહિ કરવું એવી ભલામણ છે. આ તો સામાન્ય ગણત્રી છે; પણ ચોક્કસ માણસોને માટે પણ તેમની રાશિ પ્રમાણે કેટલાક દિવસો અમંગળ હોય છે.

મંગળ અને બુધ શુભ છે.

ગુરુવારનો એક કલાક બહુ શુભ છે અને તે સૂર્યોદય થતાં પહેલાનો.

શુક્રવાર અમંગળ છે.

સોમવાર, શનિવાર તથા રવિવાર એવા દિવસો છે કે તેમાં આરંભેલું કામ કોઇવાર સાંગોપાંગ ઉતરે છે અને કોઇવાર ખોરંભે પણ પડે છે.

## અશુભ શુક્રવાર

શુક્રવાર સઘળા જ દેશોમાં અમંગળ મનાયલો છે અને એ દિવસે કોઈ પણ મહત્વનું કાર્ય આરંભવું જોઇતું નથી. મુસાફરી શરૂ કરવા માટે તે અમંગળ છે; કોઈ નવી નોકરી એ દિવસે શરુ કરવી નહિ; અથવા બીજો કોઈ પણ ધંધો રોજગાર કે કાંઈ પણ કામકાજ એ દિવસે આરંભવું નહિ, એટલું જ નહિ પણ પ્યાર બાંધવા માટે પણ એ દિવસ અશુભ છે.

**શુક્રવારના અશુભપણાની એક અચુક સાબિતી**—શુક્રવારના અશુભપણાના અચુકપણાનો એક જાણવાજોગ દાખલો એક લખનાર આપે છે. કનેકટીકટનો એક ધનવાન્ વેપારી આવી જોતિષની આજ્ઞાઓ પ્રત્યે બહુ તિરસ્કારની નજરથી જોતો હતો અને તેથીજ ખાત્રી કરવા તથા બીજા લોકોને ખાત્રી કરી આપવાને ખસુસ શુક્રવારને દિવસેજ એક મહત્વનાં કામનો તેણે આરંભ કીધો. એક મોટું બારકસ બનાવવાનું સાહસ તેણે ઉઠાવ્યું અને તે જાણી જોઇને શુક્રવારે આરંભ્યું; તેને "શુક્રવાર" એવું નામ આપ્યું; શુક્રવારે જ તેણે તેને દરિયામાં ઉતાર્યું; તેણે તેનું કેપ્ટનપણું એવા એક માણસને સોંપ્યું કે; જેનું નામ પણ "ફ્રાઇ ડે" (શુક્રવાર) હતું; શુક્રવારે જ તેને પહેલું સફરે કહાડવામાં આવ્યું. તેના ઉપર બહુ મૂલ્યવાન્ માલ ચઢાવી

તેને ચીનની સફરે મોકલવામાં આવ્યું. પરિણામ શું આવ્યું કે તે સફરે નિકળ્યા પછી ક્યાં ગયું અને તેના ઉપરનાં માણસો ક્યાં ગયાં કે માલ ક્યાં ગયો, તેનું કશું નામ નિશાન પણ જાણવામાં આવ્યું નહિ. એમજ માનવામાં આવ્યું કે, તે દરિયાના પેટામાં ગરક થયું હોવું જોઇએ. આ સઘળા શુક્રવારના અશુભપણાની અચુક સાબિતી.

### નખ ક્યારે કહાડશો?

**રવિવારે નખ કહાડતા ના**—તમારાં આંગળાંના નખ રવિવારે કહાડતા ના. એક વિદ્વાન્ જોતિષ લખી જાય છે કે:—

સોમવારે કહાડેલા નખ તનમનથી આબાદ કરે છે.

મંગળવારે કહાડેલા નખ ધનથી ભરપૂર કરે છે.

બુધવારે કહાડેલા નખ તમને સારા સમાચારની વધાઈ આપે છે.

ગુરુવારે કહાડેલા નખ ભલી ભલાઈ માટે તૈયારી કરી આપે છે.

શુક્રવારે કહાડેલા નખ સુખ દુઃખની ભાગિયણની વધાઈ આપે છે.

શનિવારે કહાડેલા નખ લાંબા આવરદાની ખાત્રી આપે છે.

રવિવારે કહાડેલા નખ બદબખ્તી અને ખાનાખરાબીનો ખાડો ખોદે છે; આખું અઠવાડિયું પલીદીથી પીડાશો.

### છીંકનો દંડ.

**શનિવારે છીંકજો**—છીંક ખાવાના સંબંધમાં ઉપલો જ વિદ્વાન્ જોતિષ કેટલુંક ભવિષ્ય ભાખી જાય છે કે:—

સોમવારે છીંકયા તો મુઆ જાણવા.

મંગળવારે છીંકયા તો અજાણ્યાની મુલાકાત કરશો.

બુધવારે છીંક્યા તો રૂડો મળશે.

ગુરુવારે છીંક્યા તો રૂડા સમાચાર મેળવશો.

શુક્રવારે છીંકયા તો વિપત્તિ વહોરશો.

શનિવારે છીંકયા તો સાદી રામશની કરશો.

### નવાં કપડાં કયે દિવસે શીવાડશો?

જો કોઈ શખ્સ પોતાનાં નવાં કપડાં શીવાડવા માટે રવિવારને દિવસ દરજીને પોતાનું માપ આપે તો તે અશુભ છે. સોમવાર શુભ છે, મંગળ-

વાર હોય તો આગનો અકસમાત્ થવાની વકી રાખવી, બુધવાર હોય તો સુખ સંપજે અને આબાદીનો પાયો નખાશે; ગુરુવાર હોય તો જાણો કે કોઈ તરફથી સફરની માગણી થશે, શુક્રવાર કમબખ્તીનો ગણવો, કારણ કોઈ નજીકનું સગું મરણ પામશે; શનિવાર હોય તો કોઈ ન ધારેલો વારસો મળશે. જે કોઈ સખ્સ રવિવારે નવો પોશાક બદલે તો માનવું કે; સુખ સંપજમાં તે લોટશે; સોમવારે નવો વાગો પહેરે તો જાણવું કે જે ધંધા રોજગારમાં તેણે માથું ખોસ્યું છે, તેમાં તે જરૂર પાર પડશે; બુધવાર હોય તો માનવું કે કોઈ પારકા સખ્સ જોડે તેની મુલાકાત થશે; ગુરુ અથવા શુક્રવાર હોય તો તેણે માઠા સમાચાર સાંભળવાને તૈયાર થવું પડશે; શનિવાર હોય તો માનવું કે ગમે તે કીધાથી તેનો દી ઉઘડનાર નથી.

# માણસના હાથ તથા આંગળાં ઉપરથી તેની ખાસિયત પારખવાની વિદ્યા.

—:o:—

માણસની ખાસિયત પારખવાને અનેક વિદ્યાઓ હસ્તી ધરાવે છે; તેમાં મુખ્ય હસ્તરેખા, ભ્રૃગુટિ રેખા, વગેરે છે. એ ઉપરાંત માણસના હાથ તથા આંગળાં ઉપરથી માણસની ખાસિયતો પારખવાની એક વિદ્યા પણ હસ્તી ધરાવે છે. આ વિદ્યા એક બાહોશ પંડિતે શોધી કહાડી હતી; અને જે વેળા તેણે તે પ્રજા હજુર રજુ કીધી ત્યારે ભારી અજાયબી પેદા થઈ હતી. તેની તે વિદ્યાના આધારે કેટલીક સમજુતી હેઠળ આપવામાં આવી છેઃ—

## હાથ વચ્ચે તફાવત.

સ્ત્રીઓ તથા મરદોના હાથ તેમની ઉમ્મર વગેરેના પ્રમાણમાં હેરફેર હોય છે. સ્ત્રીના હાથ, પછી તે ગમે તે ધંધામાં પડેલી હોય, તો પણ તે મરદના હાથ કરતાં કુદરતી જ નાના, સાંકડા, સુંવાળા, ઓછા વાળવાળા અને નાજુક હોય છે. તેમ જ તેણીનાં આંગળાં પણ ઘણું કરીને ગોળમટોળ હોય છે; પણ કોઈ સ્ત્રીના હાથ તથા આંગળાં આ કુદરતી આકારથી ઉલટાં હોય તો માનવું કે તે સ્ત્રી બહુ જ મક્કમ મનની હોવી જોઇએ.

## ત્રણ જાતના હાથ.

હાથના ત્રણ વર્ગ કરવામાં આવેલા છે.—અણીઆળાં આંગળાંવાળો હાથ એટલે ધાર્મિક, ચોરસ આંગળાંવાળા હાથ એટલે બુદ્ધિવાન્, અને પાવડાની આકૃતિનાં આંગળાંવાળા હાથ એટલે દેહાત્મવાદી.

અણીઆળાં આંગળાંવાળા હાથ ધરાવનાર માણસ કવિ હોય છે, ચઢતા વર્ગના હુનરમાં પ્રવીણતા ધરાવે છે, ધાર્મિક, જવાંમર્દ, તનમનથી ચપળતા ધરાવનાર, અંતરજ્ઞાની, કલ્પના શક્તિવાળો લાગણીવાળો હોય છે.

ચોરસ આંગળાંવાળા હાથ ધરાવનાર માણસ, બુદ્ધિવાન્, વ્યવહારી જ્ઞાનવાળા, કોઇપણ કામમાં હાર ન ખાતાં હિંમતથી મથનારા જીંદગીમાં ફત્તેહમંદ હોય છે.

પાવડાની આકૃતિનાં આંગળાંવાળા હાથ ધરાવનાર માણસ આ દુનિયામાં બહુ કષ્ટ વેઠીને સંકટ સહન કરનારો હોય છે. આ આંગળાં કેવા કેવા પ્રકારનાં હોય છે, તેની કેટલીક સમજુતી આપવાની જરૂર છે. નખની બંને બાજુએ સહેજ માંસ વળગેલું હોય છે અને આંગળાં જાણે કાંઇક તીક્ષ્ણ હથિયારથી છુંદી નાંખ્યાં હોય તેવાં દેખાય છે.

અણીઆળાં આંગળાંવાળા હાથનો માણસ કારીગર થઈ શકતો નથી; કે તે વિદ્વાન્ થઈ શકતો નથી; પણ જે વિદ્વાન્ થાય તેનામાં કવિત્વશક્તિ હસ્તી ધરાવતી હોવી જોઇએ. પાવડાની આકૃતિનાં આંગળાંવાળા હાથનો માણસ કારીગર થઈ શકતો નથી, અને જો તે હુન્નર તેણે લીધો તો કારીગરીનાં નામને તે એબ લગાડશે.

## હાથનું સરાસરી કદ.

હાથનું સરાસરી કદ, માણસના કદનાં પ્રમાણમાં હોવું જોઇએ છે. આંગળાની લંબાઈ હાથની હથેલીની બરાબર હોવી જોઇએ. આંગળાં કરતાં હથેલી જો લાંબી હોય તો તે માણસ મન ઉપર પુષ્કળ કાબુ ધરાવનારો હોવો જોઇએ. આંગળાં હથેલી કરતાં અતિ ઘણાં લાંબાં હોય તો તે માણસ મનનું સમતોલપણું રાખી નહિ શકનારો અને સામાન્ય બુદ્ધિહિન હોવો જોઇએ. હથેલી અને આંગળાં એક સરખાં હોય તો તે માણસ જેટલો ધાર્મિક, તેટલોજ દેહાત્મવાદી હોવો જોઇએ.

## ભેલસેલવાળા હાથ.

ઉપર જે હાથના ત્રણ પ્રકાર કહ્યા, તેમાં કેટલીકવાર ભેલસેલ પણ આવે છે. એકજ હાથમાં કેટલીકવાર ત્રણે પ્રકાર ભેળાયલા હોય છે; કે કોઇવાર બે પ્રકાર હોય છે. કોઈ વેળા અણીઆળા હાથને ચોરસ આંગળાં હોય અથવા પાવડાની આકૃતિનાં આંગળાં હોય. વળી કેટલાક હાથ એવા હોય કે જેનાં આંગળાં ઉપલા કોઈ પણ પ્રકારને મળતાં આવતાં ન હોય. આ જાતના હાથને ભેળસેળવાળા હાથ કહે છે અને તે હાથ જેટલા પ્રકાર ધરાવતો હોય, તે માણસ તેટલા પ્રકારની ભેગી ખુબી ધરાવનારો હોય છે.

## અંગુઠો.

હાથનાં આંગળાંઓમાં અંગુઠો બહુ અગત્યનો ભાગ ધરાવે છે. નાનો, બેડોળ, નબળો અને હેરફેર ઘાટનો અંગુઠો ધરાવનારો માણસ ટચુપચુ

# માણસનાં હાથ તથા આંગળાં ઉપરથી તેની ખાસિયત પારખવાની વિદ્યા.

—:o:—

માણસની ખાસિયત પારખવાને અનેક વિદ્યાઓ હસ્તી ધરાવે છે, તેમાં મુખ્ય હસ્તરેખા, ભૃગુટિ રેખા, વગેરે છે. એ ઉપરાંત માણસના હાથ તથા આંગળાં ઉપરથી માણસની ખાસિયતો પારખવાની એક વિદ્યા પણ હસ્તી ધરાવે છે. આ વિદ્યા એક બાહોશ પંડિતે શોધી કહાડી હતી; અને જે વેળા તેણે તે પ્રજા હજુર રજુ કીધી ત્યારે ભારી અજાયબી પેદા થઈ હતી. તેની તે વિદ્યાના આધારે કેટલીક સમજુતી હેઠળ આપવામાં આવી છે:—

## હાથ વચ્ચે તફાવત.

સ્ત્રીઓ તથા મરદોના હાથ તેમની ઉમ્મર વગેરેના પ્રમાણમાં હેરફેર હોય છે. સ્ત્રીના હાથ, પછી તે ગમે તે ધંધામાં પડેલી હોય, તો પણ તે મરદના હાથ કરતાં કુદરતી જ નાના, સાંકડા, સુંવાળા, ઓછા વાળવાળા અને નાજુક હોય છે. તેમ જ તેણીનાં આંગળાં પણ ઘણું કરીને ગોળમટોળ હોય છે; પણ કોઈ સ્ત્રીના હાથ તથા આંગળાં આ કુદરતી આકારથી ઉલટાં હોય તો માનવું કે તે સ્ત્રી બહુ જ મક્કમ મનની હોવી જોઇએ.

## ત્રણ જાતના હાથ.

હાથના ત્રણ વર્ગ કરવામાં આવેલા છે.—અણીઆળાં આંગળાંવાળો હાથ એટલે ધાર્મિક, ચોરસ આંગળાંવાળા હાથ એટલે બુદ્ધિવાન્, અને પાવડાની આકૃતિનાં આંગળાંવાળા હાથ એટલે દેહાત્મવાદી.

અણીઆળાં આંગળાંવાળા હાથ ધરાવનાર માણસ કવિ હોય છે, ચઢતા વર્ગના હુન્નરમાં પ્રવીણતા ધરાવે છે, ધાર્મિક, જવાંમર્દ, તનમનથી ચપળતા ધરાવનાર, અંતરજ્ઞાની, કલ્પના શક્તિવાળો લાગણીવાળો હોય છે.

ચોરસ આંગળાંવાળા હાથ ધરાવનાર માણસ, બુદ્ધિવાન્, વ્યવહારી જ્ઞાનવાળા, કોઇપણ કામમાં હાર ન ખાતાં હિંમતથી મથનારા જીંદગીમાં ફત્તેહમંદ હોય છે.

પાવડાની આકૃતિનાં આંગળાંવાળા હાથ ધરાવનાર માણસ આ દુનિયામાં બહુ કષ્ટ વેઠીને સંકટ સહન કરનારો હોય છે. આ આંગળાં કેવા કેવા પ્રકારનાં હોય છે, તેની કેટલીક સમજુતી આપવાની જરૂર છે. નખની બંને બાજુએ સહેજ માંસ વળગેલું હોય છે અને આંગળાં જાણે કાંઇક તીક્ષ્ણ હથિયારથી છુંદી નાખ્યાં હોય તેવાં દેખાય છે.

અણીઆળાં આંગળાંવાળા હાથનો માણસ કારીગર થઈ શકતો નથી; કે તે વિદ્વાન થઈ શકતો નથી; પણ જે વિદ્વાન થાય તેનામાં કવિત્વશક્તિ હસ્તી ધરાવતી હોવી જોઇએ. પાવડાની આકૃતિનાં આંગળાં-વાળા હાથનો માણસ કારીગર થઈ શકતો નથી, અને જો તે હુન્નર તેણે લીધો તો કારીગરીનાં નામને તે એબ લગાડશે.

## હાથનું સરાસરી કદ.

હાથનું સરાસરી કદ, માણસના કદનાં પ્રમાણમાં હોવું જોઇએ છે. આંગળાની લંબાઈ હાથની હથેલીની બરાબર હોવી જોઇએ. આંગળાં કરતાં હથેલી જો લાંબી હોય તો તે માણસ મન ઉપર પુષ્કળ કાબુ ધરાવનારો હોવો જોઇએ. આંગળાં હથેલી કરતાં અતિ ઘણાં લાંબાં હોય તો તે માણસ મનનું સમતોલપણું રાખી નહિ શકનારો અને સામાન્ય બુદ્ધિહિન હોવો જોઇએ. હથેલી અને આંગળાં એક સરખાં હોય તો તે માણસ જેટલો ધાર્મિક, તેટલો જ દેહાત્મવાદી હોવો જોઇએ.

## ભેલસેલવાળા હાથ.

ઉપર જે હાથના ત્રણ પ્રકાર કહ્યા, તેમાં કેટલીકવાર ભેલસેલ પણ આવે છે. એક જ હાથમાં કેટલીકવાર ત્રણે પ્રકાર ભેળાયલા હોય છે; કે કોઇવાર બે પ્રકાર હોય છે. કોઈ વેળા અણીઆળા હાથને ચોરસ આંગળાં હોય અથવા પાવડાની આકૃતિનાં આંગળાં હોય. વળી કેટલાક હાથ એવા હોય કે જેનાં આંગળાં ઉપલા કોઈ પણ પ્રકારને મળતાં આવતાં ન હોય. આ જાતના હાથને ભેળસેળવાળા હાથ કહે છે અને તે હાથ જેટલા પ્રકાર ધરાવતો હોય; તે માણસ તેટલા પ્રકારની ભેગી ખુબી ધરાવનારો હોય છે.

## અંગુઠો.

હાથનાં આંગળાંઓમાં અંગુઠો બહુ અગત્યનો ભાગ ધરાવે છે. નાનો, બેડોળ, નબળો અને હેરફેર ઘાટનો અંગુઠો ધરાવનારો માણસ હ્રુષ્ટપુષ્ટ

મનનો હોય છે, નાના અંગુઠાવાળો માણસ પોતાના અંતઃકરણ મુજબ ચાલનારો હોય છે, એકીનદાર માણસનો અંગુઠો મોટો હોય છે; પણ જો તે નાનો હોય તો માનવું કે તે માણસ બીજા ઉપર વિશ્વાસ રાખીને કામ લેનારો અને કુદરતી ફેરફારો પ્રમાણે પોતાના આચરણમાં પણ ફેરફાર કરનારો હોય છે. અંગુઠાનો પહેલો સાંધો લાંબો હોય અને નખ માંસના હોય તો તે માણસ હઠીલો હોવો જોઇએ; પણ પહેલાની સાથે બીજો સાંધો પણ લાંબો હોય તો તે માણસ હઠીલો તો ખરો જ; પણ વિચારપૂર્વક કામ લેનારો હોવો જોઇએ, એટલે તેની હઠીલાઈ શાણપણ ભરેલા મક્કમપણામાં ફરી જશે.

## આંગળાંના નખો ઉપરથી માણસની પરિક્ષા.

માણસના આંગળાંના નખો ઉપરથી પણ માણસની ખાસિયતની પરીક્ષા થઈ શકે છે:—

પહોળા નખવાળું માણસ રાંક, બીકણ, અને શરમાળ હોવું જોઇએ.

નખ જો માંસની અંદરથી અથવા સાંધામાંથી ઉગે તો માનવું કે; તે માણસ મોજમજાહની ઇચ્છા ધરાવનાર હોવું જોઇએ.

નખ ઉપર સફેદ ચિન્હ દુર્દૈવની આગાહી કરે છે.

ફીકા નખવાળું માણસ નબળા સ્વભાવનું અને પાડોશી તથા મિત્રો તરફથી હલાકીથી કંટાળો ખાનાર નિવડશે.

સાંકડા નખવાળું માણસ લોભી અને કજીઆખોર નિવડશે.

ગોળાકાર નખવાળું માણસ જ્ઞાનનું શોખીન અને ઉદાર ચિત્તના માણસો જોડે મિત્રાચારી બાંધવામાં મગ્ન રહેનાર હોવું જોઇએ.

માંસથી ભરેલા નખવાળું માણસ સુસ્ત પ્રકૃતિનું નિવડશે.

નાના નખવાળું માણસ સાંકડા મનનું, હઠીલું અને અભિમાની હોવું જોઇએ.

લાલાશ અને ડાઘાવાળા નખવાળું માણસ સહેલથી ઉશ્કેરાઈ જાય તેવું અને તોફાન જગાડવામાં મોજ માનનાર હોવું જોઇએ.

—:o:—

# શુભ અને અશુભ આંકડો.

—:o:—

સંખ્યાવાચક આંકડાઓ પણ પોતાનામાં શુભાશુભપણું ધરાવે છે અને તેની કેટલીક ખૂબી, ખામી તથા ખાસિયતો એક વિદ્વાન્ નીચે મુજબ જણાવે છેઃ—

**આંકડાની જાતિ**—આંકડાઓને જાતિ આપવામાં આવે છે. ૧ નો આંકડો પુરુષ લિંગ ગણાય છે; કારણ કે તે સઘળા આંકડાના પિતા સમાન છે; ૨ નો આંકડો સ્ત્રીલિંગ ગણાય છે; કારણ કે તે ૧ ના આંકડાની સાથે રહીને આંકડાઓની મોટી ખૂબી દર્શાવે છે.

**૩ નો આંકડો—પવિત્ર અને શુભ**—પહેલ વહેલો શુભ અને પવિત્ર આંકડો ૩ નો ગણાય છે; કારણ કે ૩ ને ૩ ત્રણે ગુણ્યા હોય તો ૩ ને ૩ નો સરવાળો કરતાં જે રકમ આવે તે કરતાં વધારે રકમ આવે છે.

**૬ નો આંકડો અશુભ છે**—૬ નો આંકડો બહુ કમભાગ્ય ગણાય છે અને દરેક કામમાં ૬ ના આંકડાને તર્ક કરવો જોઇએ છે. ૬ નો આંકડો કેટલો દુર્દૈવ ધરાવનારો છે, તેનો એક જાણવાજોગ ઐતિહાસિક દાખલો ઇતિહાસમાં નોંધાયલો છેઃ—ફ્લોરેન્સનો પહેલો ડયુક એલેકઝાન્ડર ૧૫૩૬માં ૬ ઠ્ઠા મહિનાની ૬ ઠ્ઠી તારીખે, રાત પડ્યા પછીના ૬ ઠ્ઠે કલાકે, ૬ જખમની પીડા પામીને ૨૬ વર્ષની વયે પોતાના રાજ અમલનાં ૬ ઠ્ઠા વર્ષમાં મરણ પામ્યો હતો એટલે ૬ છગડાઓ સામટા થયા હતા; જે બન્નેને ગુણતાં ૩૬ નો આંકડો એટલે ૧૬ મી સદીનું છત્રીસમું વર્ષ આવે છે. જે વર્ષમાં તે મરણ પામ્યો. આ કારણથી ૬ ના આંકડાને અભાગિયો લેખવામાં આવે છે.

**૭ નો આંકડો પવિત્ર છે**—૭ નો આંકડો બહુજ ભાગ્યવંત અને અનેક ખુબીવંતો ગયાય છે. તેવોજ તે પવિત્ર પણ મનાય છે. કેટલાક પ્રાચીન ગ્રન્થકારો પ્રમાણે બાળકને ૭ મે મહિને દાંત ફુટે છે; બે સાત વર્ષે યુવાવસ્થાને પહોંચે છે; ત્રણ સાતે માણસ બને છે અને નવ સાતે ઘોરમાં જવાને ગાંસડા પોટલા બાંધે છે. માણસના કેટલાક બદ ગ્રહો વગેરે હોય છે જેનો

અંત પણ ૭ વર્ષે આવે છે. છોકરાંઓના બાબતમાં પણ ૭ નો આંકડો ભાગ્યશાળી છે. એક માણસને ૭ મું બાળક જો પુત્ર હોય તો તે દુનિયામાં નામદારી કહાડશે; ૭ મા છોકરાં માહેલો ૭ મો છોકરો એક વિદ્વાન્ તબીબ થઈ શકે છે; અને તે એવી ચમત્કારિક શક્તિ ધરાવે છે કે, માત્ર શરીરને હાથ અડાડીને દર્દીઓનાં દુઃખ દરદો સાફ કરી શકે.

**૧૦ નો પવિત્ર આંકડો**–૧૦ નો આંકડો પણ પવિત્ર છે; પરમેશ્વરે માણસને હાથનાં તેમજ પગનાં ૧૦ આંગળાંઓ આપેલાં છે, તે આધારે એ આંકડાને પવિત્ર માનેલો છે.

**એકીવાળા આંકડા**–માત્ર "૧૩" સિવાયના બીજા સઘળા એકીવાળા આંકડા ભાગ્યશાળી ગણાય છે. દરદના સઘળા ઉપાયો ૩, ૭ અને ૯ સરખા એકીવાળા આંકડા પ્રમાણેજ અજમાવવા.

**અભાગિયો "૧૩" નો આંકડો**–"૧૩" નો આંકડો બહુ અભાગિયો છે. જો કોઈ ખાણાની ટેબલ ઉપર ૧૩ સખ્સો બિરાજે, કોઈ ઓરડામાં ૧૩ સખ્સો ભેગા મળે, ૧૩ સખ્સો સાથે મળીને કોઈ કામ શરુ કરે તો નક્કી માનવું કે, ૧૩માંનો એક, એક વરસમાં કબરવાસ પામશે.

---

# અક્ષર ઉપરથી માણસની ખાસિયત જાણવાની વિદ્યા.

——:૦:——

સામાન્ય રીતે આ પણ એક જગજાહેર બીના છે કે, એક માણસની મુખ્ય ખાસિયત અથવા તેની ખુબી, ખામી, તેના અક્ષરની વલાણ ઉપરથી પણ જાણી શકાય છે. આ પણ એક એવી વિદ્યા છે કે; જે ઠરેલ મન અને પાકી દૃષ્ટિનો માણસ સહેલથી શીખી શકે છે. આ એક સાધારણ વાત છે કે કોઈ પણ બે માણસના અક્ષર ગમે તેવી મહેનત લઇને એક સરખા લખવાની તજવીજ કીધા છતાં એક સરખા ઉતરતા નથી. એક જ શિક્ષકના હાથથી, એક જ જાતનાં ધોરણથી અક્ષર કહાડવા શીખેલા ઘણા વિદ્યાર્થીઓ પણ એક સરખા અક્ષર લખી શકતા જ નથી. કોઈ એવો ખ્યાલ રાખે કે, આવી રીતે એક જ શિક્ષકની વલાણે લખવા શીખેલા આટલા બધા વિદ્યાર્થીઓમાંથી કોઈ પણ બે વિદ્યાર્થીઓ એક સરખા અક્ષર લખી શકે પણ તેમ બની શકતું નથી અને તેમના અક્ષરોમાં ગમે તેટલું એકમળતાપણું હોય તો પણ બારિક નજરે તપાસતાં તેમાં કાંઈ પણ ફરક હશે ને હશેજ.

### અક્ષરોના તફાવતનું કારણ

અક્ષર વિદ્યાના વિદ્વાનોએ ઘણીક શોધ પછી એમ નક્કી કીધું છે કે; કોઈ પણ બે માણસના અક્ષરો વચ્ચે ફરક રહેવાનું કુદરતી કારણ છે અને તે કારણ તે જૂદા જૂદા માણસના જૂદા જૂદા સ્વભાવનું છે; દાખલા તરીકે ચળકતા લગાર રતાશવાળા બાળ સાથના, બસ્યુ ચકચકિત આંખના, લાલાશ ભરેલા ચહેરાના, પહોળી છાતીના અને માંસથી ભરેલા બદનના અને ચપળ બાંધાના માણસને લખવા બેસાડો. કુદરતીજ તે પોતાના હાથમાં જે કલમ આવશે તે ઝડપથી ઉપાડશે. તેની અણી બરાબર છે કે નહિ, તે તપાસવાની પણ તે કાળજી લેશે નહિ; પાસે પડેલ ખડીઆમાં દપ દેતી કે કલમને બોળી કહાડશે અને ગમે તેવા કાગળ

ઉપર ઝડપથી ચરચર જે કાંઈ લખવાનું હશે તે કશી પણ સફાઈ વગર જ ચીતરી કહાડશે, અને પોતાનાં આંગળાં જેટલી ઝડપ કરે, તે કરતાં પણ તે વધુ ઝડપે લખી નાંખશે. એથી ઉલટું જ એક કાળા ભમર સરખા બાળવાળા, કાળી આંખોવાળા, લગાર તપખીરીઆ રંગના ચહેરાવાળા પાતળા માણસને લખવા બેસાડો; તે ઉપલાથી જૂદીજ ઢપે લખાણ લખશે. પહેલા કાગળ અને કલમને હાથમાં પકડવા આગમજ શું લખવું અને કેમ લખવું, તેનો તે મનમાં વિચાર કરશે; પછી જે પાંચ સાત કલમ તેના હાથમાં આવશે તેમાંથી સોજામાં સોજી લાગતી કલમ જ તે પકડશે; કાગળને બરાબર ગોઠવી ગોઠવીને મૂકશે અને તે પછી ગોખી ગોખીને, વાક્યરચનાનો ભંગ થાય નહિ, તેની સંભાળ લેતો જશે અને લખતો જશે. કુદરતે જેમ દરેકે દરેક માણસને જુદા ચહેરા, જૂદો અવાજ અને જૂદી જૂદી રીતભાત બક્ષેલી છે; તેજ પ્રમાણે તેમના અક્ષરોમાં પણ તફાવત રાખેલો લાગે છે. પ્રજા પ્રજા વચ્ચે પણ અક્ષરોનો તફાવત કુદરતે રાખ્યો છે. એક ફ્રેંચમેન તેના અક્ષરની ઝમક, તેજી અને અસ્થિરપણાથી ઝટ પરખાઈ આવશે કે લખનાર એક ફ્રેંચમેન છે. નાજુકાઈ અને મુલાયમપણાવાળા અક્ષરથી ઝટ માલમ પડશે કે, લખનાર કોઈ ઇટાલિયન છે; જ્યારે ધીમા અને મજબૂત હાથે લખાયલા અક્ષરો ઉપરથી માલમ પડશે કે તે કોઈ જર્મન, ડેન અથવા સ્વિડિશના છે. એક માણસ જ્યારે દિલગીરીમાં ગીરફ્તાર હોય છે તે વખતના તેના અક્ષર, તે ખુશાલીમાં જેવા અક્ષર લખી શકે તેનાથી જૂદા માલમ પડે છે. જૂદા જૂદા પ્રકારના અક્ષરો ઉપરથી માણસ કેવી ખાસિયતવાળો છે, તેનું માન વિદ્વાનોએ ઉપજાવી કહાડ્યું છે, જેની કેટલીક ટુંક નોંધ હેઠળ આપી છેઃ—

### ખુલ્લા અને સ્વચ્છ અક્ષર.

અક્ષર ખુલ્લા અને સ્વચ્છ હોય, અક્ષરોને ઝાઝાં લાંબા પૂછડા કહાડેલાં ન હોય, કાગળમાં ઝાઝી ભેળમભેળા ન હોય તો માનવું કે તે લખનાર, શાંત, નિષ્કપટ, સંતતાવાળો અને ધર્મ ઉપર સુસ્ત આસ્થા ધરાવનારો હોવો જોઇએ.

## સુંદર એક પાછળ એક લપસતા અક્ષરો.

લપસતા અક્ષરોથી લખાયલો એક કાગળ લેવો: તેના અક્ષરો જો લાંબી પુછડીવાળા, છેડેથી વાંકા કરી નાંખેલા હોય તો ખાત્રી રાખજો કે લખનાર ઝનુની અને ગમતી માણસ હોવો જોઇએ, પણ કાગળમાં અક્ષરો જો ભેળમભેળા થયલા હોય તો માનવું કે, ઉપલી બન્ને ખાસિયતો ઉપરાંત લખનાર બહુ સ્વાર્થી અને સાથે લાગો બહુબોલો હોવો જોઇએ.

## ભમરડા સરખા અક્ષરો.

કોઈ માણસ ગમે તેટલા સારા, સોજા અક્ષર લખવાનો પ્રયત્ન કરે છતાં તે અક્ષર ભમરડા સરખા જ લખાય તો માનવું કે; તે લખનાર ભોળો અને ઉદાર વૃત્તિનો હશે. પણ તે સાથે સ્નેહ અને દીલસોજી રહિત પણ હોવો જોઇએ. ભમરડા સરખા અક્ષર પણ એક બીજા જોડે ગુંચવી નાંખેલા હોય તો માનવું કે, ઉપલી સઘળી ખાસિયતો ઉપરાંત તે માણસ બહુ જ ઉતાવળીયા સ્વભાવનો પણ હશે.

## ખડબચડા અક્ષર

ખડબચડા અક્ષર લખનાર માણસ, જાતે ડરેલ અને દ્વિઅર્થી બોલીને કામ લેનારો હશે, છતાં અક્ષરની ઉપરની ટોંચ જો પાતળી અને ભાંગી તુટી નિકળતી હશે તો માનવું કે લખનાર બહુ પોચાં મનનો હશે.

## ખડબચડા પણ અણિયાળા અક્ષર.

ખડબચડા પણ અણિયાળા અક્ષર લખનાર માણસ કરડા સ્વભાવનો, ચપળ, જોઇતી તપાસ કીધા વગર એક તરફી વિચાર બાંધનાર હોવો જોઇએ.

## ઉભા અક્ષરો.

અક્ષરો તદ્દન સીધા અને ઉભા હોય તો માનવું કે; તે લખનાર માણસ અભ્યાસનો શોખીન અને ઉમદા વિચારવાળો હોવો જોઇએ. જો તે અક્ષરોને શોભાયમાન બનાવવાની કશી કાળજી લીધામાં આવેલી નહિ જણાય તો માનવું કે; લખનાર ઉપલી ખાસિયતો ઉપરાંત, એકાંતવાસને ચાહનારો હશે; પણ અક્ષરને શોભાવવાની કાળજી રાખેલી જણાય તો તે માણસ ઉપર કહેલી ખાસિયતો ઉપરાંત, મળતાવડા સ્વભાવનો હશે.

### ઉપર ચડી જતી લીટીવાળા અક્ષર.

જે કોઈ માણસ ગમે તેવી સરખી લીટીએ અક્ષરો લખવાની કાળજી રાખ્યા છતાં લીટી ઉપર લીટી તરફ ઢળી જતા હોય તો લખનાર બેશક લોભી અને તરેહવાર ઉમેદોમાં લીન થયલો રહેશે; પણ લીટી ઉપરની લીટી તરફ ઢળી જવાને બદલે નીચાણ તરફ ઢળી જતી હોય તો માનવું કે, લખનાર નિરાશામાં લોટતો અને ખરાબ તન્દોરસ્તી ભોગવતો હશે.

### ગુચપુચિયા અને સમજાય નહિ તેવા અક્ષરો.

ગુચપુચિયા અને સમજાય નહિ તેવા અક્ષર લખનાર માણસ માટે ખાત્રી રાખવી કે, તે અચોકસ સ્વભાવનો, જરાજરામાં અથવા વગર કારણે ચીડવાઈ જનારો અને કજીઓ કીધા પછી સલાહ કરવાને સદા નારાજીપણું દેખાડનારો હોવો જોઇએ.

### નિયમિત પણ વગર શોભાયમાન અક્ષરો.

કુદરતી વલણ પ્રમાણે નિયમિત એક સરખાં ધોરણથી પણ તેને શોભાવવાની કશી કાળજીની ગેરહાજરીવાળા અક્ષરો લખનાર માણસ બહુ મક્કમ મનનો, સાદી સમજ ધરાવનારો અને યાંત્રિક શોખ ધરાવનારો હોવો જોઇએ.

### પાંખડાંવાળા અને ભેળમભેળા વગરના અક્ષરો.

પુષ્કળ લાંબાં ટુકાં પાંખડાંવાળા પણ વગર ભેળમભેળાવાળા અક્ષર લખનાર માણસ ઠાઠ માઠનો શોખીન અને ઘણીક બાબતમાં ઉતાવળિયા સ્વભાવનો હશે. પાંખડાંવાળા અક્ષર લખનાર માણસની સાધારણ ખાસિયત, સ્વાર્થીપણાની, માખણ લગાડવાના સ્વભાવની અને હલકા શોખની હોય છે; પણ તે ખાસિયત બીજા ગુણો સાથે ભેળાયલી હોય છે; અને તે અક્ષરની ઉપલી વલાણ સાથે બીજી જાતની વલાણની ભેળ ઉપરથી જણાઈ આવે છે.

### પસરાયલા અક્ષર.

પસરાયલા અને વિખરાયલા અક્ષર લખનાર માણસ કદી કંટાળો નહિ ખાનારી ખાસિયત ધરાવનારો હોય છે; તેમ તે કેટલીકવાર ઉડાઉ.

હલકા શોખ ધરાવનાર, પણ ઉંચી ફેશનોનો શોખીન હોય છે; પણ પોશાકનો તેનો શોખ બહુ ઉતરતો હોય છે.

### નાજુક અક્ષર.

એક સરખા, નાજુક અક્ષર લખનાર વખત જોઇને કામ લેનારો, નિયમ પ્રમાણે વર્તનાર અને બાળબચ્ચાંનો શોખીન નિવડશે.

### બેઢંગા અક્ષર.

બેઢંગા અક્ષર લખનાર માણસને માટે માની લેવું કે; પોતાનું પોતાપણું સાચવી નહિ જાણનારો તેમજ વર્તણુંક પણ બેઢંગી ધરાવનારો જ હશે.

### નાના પણ વાંકા ટૂંકા અક્ષર.

લખાણના અક્ષર નાના અને વાંકાચુકા હોય, પણ અક્ષરના છેડા સીધા હોય તો માનવું કે; લખનાર નાણાં સંબંધી બાબતમાં ઘણો જ નીચ, ઠાવકો પણ હઠીલો અને બહુ સાંકડા દિલનો હોવો જોઇએ; એવી જાતના અક્ષરોને છેડે મરોડ વાળેલો હોય તો ઉપલી ખાસિયતો ધરાવવા ઉપરાંત તે લખનાર બહુ ઉતાવળિયા સ્વભાવનો હોવો જોઇએ. એવા અક્ષર કોઈ કોઈ વેળા ભેળાયલા હોય છે. તેમાંના કેટલાંક વાંકા ચુંકા થયલા અને કેટલાક સીધા હોય છે તો તે લખનારની ખાસિયત પણ તરેહવાર હોય છે; કોઈવાર નીચપણું, કોઇવાર ઉદારપણું, કોઇવાર હઠીલાપણું કોઇવાર જલદી નમી જાય તેવો સ્વભાવ ધરાવનારો હોય છે.

### ભેળાયલા અને કજોડીયા અક્ષર.

જો કોઈ આસામી ભેળાયલા અને કજોડિયા અક્ષર કહાડતો હોય એટલે કોઈ મોટા, કોઈ નાના, કોઈ વાંકા ચુંકા, કોઈ સીધા, કોઈ સ્વચ્છ અને ખુલ્લા તો માનવું કે, લખનારમાં ઠરેલપણા અને ખંતીલાપણાની કોતાહી છે. મનનું સમતોલપણું તે જાળવી શકતો ન હશે; તેમજ ઢચુપચુપણે કામ લેનારો હશે. એવા અક્ષર લખનાર માણસ, પોતાના કોઈ સોબતી અથવા મિત્રની સલાહ પછી તે ખરી હોય કે ખોટી—તેથી જલદીથી દોરાઈ જાય તેવા હોય છે; તો જો કે કેટલાક દાખલામાં તેઓ બહુ હઠીલા અને મમતી પણ હોય છે; પોતાના હુંપણાથી પણ જલદીથી દોરાઈ જાય તેવા હોય છે.

તેવી જાતના અક્ષરની વલણ જો મરોડદાર હોય તો લખનાર બહુ ઉડાઉ, જલદીથી ગુસ્સે થઈ જનારો અને નબળાં મનનો, ઝટ નિરાશ થઈ જનારો તો પણ ઘણીકવાર રમુજી સ્વભાવનો હોય છે.

**કેટલાક નામાંકિત માણસોના અક્ષરો.**

પ્રસિદ્ધિને પામી નામ કહાડી ગયલા કેટલાક માણસોના અક્ષરો કેવા હતા તે, આ સાથે બેશક જાણવાજોગ થઈ પડશે, એમ માનીને તે અત્રે આપીએ છીએ:–

**છુટા હાથના પ્રવાહરૂપ અક્ષરો.**

વિલિયમ પીટ, ડેવીડ ગેરીક, માર્કવીસ વેલસ્લી, અર્લ રસલ, અર્લ શાફ્ટસબરી અને રેવરંડ ડા. ગુથ્રી, આ જાતના અક્ષરો લખતા હતા.

**છુટા હાથના પણ કાંઇક ખુણાદાર અને સ્ત્રીને મળતા અક્ષર.**

મહાન્ ડયુક ઓફ વેલિંગટન, અર્લ ઓફ ડર્બી, અર્લ ઓફ ડેલહાઉસીના અક્ષરો, ઉપલી વલાણના હતા.

**છૂટા હાથના પણ ખડબચડી આકૃતિના અક્ષરો.**

આવા અક્ષરો લખનારાઓમાં અર્લ મેકાલે, રેવરંડ રોબર્ટ હોલ, જોન વિલ્સન, એડવર્ડ ઇર્વીંગ, ડીન સ્ટેન્લી તથા રેવરંડ ડાક્ટર નોર્મન મેકલીયડ હતા.

**સ્પષ્ટ ગોળાકાર અક્ષર.**

લોર્ડ ચાન્સેલર એલ્ડન, સર જેમ્સ મેકીન્ટોશ, સર વાલ્ટર સ્કોટ, રીચર્ડ કોબડન, ઠોમસ કાર્લાઇલ, ચાર્લ્સ ડિકન્સ, ડા. વિલબરફોર્સ ઉપલા પ્રકારની વલાણથી લખતા હતા.

**સ્વચ્છ, નાના અને ઉકલી શકે તેવા અક્ષરો.**

ઉપલી જાતના અક્ષર લખવા માટે થીયોડોર હુક, હ્યુ મીલર, રેવરંડ ડા. પુસી, ડા. રાબર્ટ ચેમ્બર્સ, હેરીસન એન્સમર્થ, લોર્ડ ટેનીસન, જોન રસ્કીન, લોર્ડ લીટન, શર્લી બ્રુક્સ, પ્રસિદ્ધ હતા.

**ઘણાજ ચોખા અને નિયમિત પણ કાંઇક કરચલી વળેલા અક્ષર.**

વિલિયમ ઇવર્ટ ગ્લેડસ્ટન, ઓ. ગીઝોટ અને રેવરંડ ડા. કંડેના અક્ષરો ઉપલી વલાણના હતા.

### સારા પણ ભમરડા અક્ષરો.

ડુગાલ્ડ સ્ટુઅર્ટ, પેટ્રીક ફ્રેમર ટાઇલર, લોર્ડ બ્રોહેમ, ઇશાક ટેલર, ડ્યુક ઑફ આર્ગીલ, રેવરંડ ચાર્લ્સ કિંગસલી, અને ડા. લિવિંગસ્ટન ઉપલી જાતના અક્ષરો લખતા હતા.

### સુંદર મરોડના અને સ્વચ્છ અક્ષરો.

ઉપલા પ્રકારના અક્ષર લખવા માટે લે હંટ, ડેવીડ એમ. મોયર અને વિલિયમ થેકરાય પ્રસિદ્ધ હતા.

### સ્વચ્છ પણ અડાણી.

ડાનિયલ ઓકોનેલ તથા જોસેફ હ્યુમના અક્ષરોની વલણ આ જાતની હતી.

### ઘણા સાધારણ પણ ખરાબ આકૃતિના અક્ષરો.

આ જાતના અક્ષર લખવા માટે જેમ્સ હોગ, લોર્ડ બાયરન, વિલિયમ વર્ડસ્વર્થ, લોર્ડ ચાન્સેલર કેમ્બેલ, તેમના સમયમાં પ્રસિદ્ધ થયા હતા.

### વ્યવસ્થિત પણ ઉકલી શકે નહિ તેવા અક્ષર.

રેવરંડ ડા. આર્મર્સના અક્ષર, વ્યવસ્થિત તો ખરા પણ બિલકુલ ઉકલી નહિ શકે તેવા હતા.

અક્ષરોના પ્રકાર ઉપરથી જનસ્વભાવની પરીક્ષા કરવાનાં જે લક્ષણો ઉપર આપ્યાં છે, તે પુરુષ તેમ જ સ્ત્રી બંનેને લાગુ પડી શકે છે.

# શુકન અપશુકનિયા બનાવો.

—:o:—

દુનિયા સંસારનું નાવ ફત્તેહમંદિ સાથે તરી જવાની લાલસા રાખનારાઓને માટે નીચે જણાવેલી કેટલીક નોંધો બહુ ધ્યાનમાં રાખવા જોગ છે:—

## અપશુકનિયા બનાવો.

### ૧—આરસી ભાંગી જવાનો બનાવ.

આરસી એકાએક ભાંગી જવાનો બનાવ બેશક અપશુકનનું સૂચન કરે છે. કેટલાંક શાસ્ત્રો તો એટલી હદ સુધી જણાવે છે કે, એ બનાવ જેના ઘરમાં યા સંબંધમાં બન્યો હોય, તેના તે પછીના ક્રમમાં કમ સાત વરસ જેટલી લાંબી મુદત બહુ દરિદ્રાવસ્થામાં પસાર થાય છે. બીજાં કેટલાંકમાં તો એમ જણાવ્યામાં આવે છે કે, જેના કુટુંબમાં એ બનાવ બનવા પામ્યો હોય તેમાંના કોઇક માણસ જલદીથી મરણ પામે છે.

### ૨—નિમક માટે સંભાળ રાખજો.

જે વાસણમાં નિમક ભરેલું હોય, તે જો એકાએક ઉંધું વળી જાય અને તેમાંનું નિમક જમીન ઉપર વેરાઈ પડે તો તે બનાવ બહુ અશુભ છે, અને કોઈ મિત્ર સાથે કજીઓ થવાની આગાહી બતાવે છે; અથવા તો કોઇને અકસ્માત્ થવાનો કે શરીરનું કોઈ હાડકું ભાંગવાનો બનાવ બનવાની આગમચેતી આપે છે. આ અપશુકનની અસર દૂર કરવા માટે એક ચપટી નિમક લઈ તત્કાળ ખભાં ઉપર નાંખવું.

### ૩—છરી—ચમચા—કાંટા કેમ ગોઠવશો?

ઘરમાંના છરી, ચમચા, કાંટા વિગેરે એવી રીતે ગોઠવી મૂકવા કે, એક બીજા ઉપર આડે આડા આવે નહિ. જો ભૂલેચૂકે તેમ મૂકાઈ ગયા તો સમજવું કે, જલદીથી કાંઈ ભારી ફિટનો ઉભો થશે.

### ૪—ધમણ ટેબલ ઉપર મૂકતા ના.

ફુંકણીનું કામ બજાવવા માટેની ધમણ કોઈ પણ દિવસ ભૂલેચુકે પણ ટેબલ ઉપર મૂકાતા ના.

### ५—એક ભાંગે તો બીજી બે ભાંજજો.

જો તમારાથી ભૂલેચૂકે કે અજાણે કોઈ એક ચીજ ભાંગી જાય તો જ્યાં સૂધી તમે બીજી બે વધુ જીનસોની ભાંજફોડ કરશો નહિ ત્યાં સૂધી તમારાથી કાંઇને કાંઈ અનર્થ થયા જ કરશે. માટે જો કોઈ એકાદ ચીજ ભાંગી ગઈ તો, અનર્થ થતા બચાવવાને તાબડતોબ બે કાંડી લઇને ભાંગી નાંખવી.

### ૬—સૂતેલા કેમ ઉઠશો ?

સહવારના પહોરમાં બિછાનેથી ઉઠતી વેળા પણ કેમ ઉઠવું, તે માટે કેટલીક સંભાળ રાખવાની જરૂર છે. કોઈ પણ દિવસ ઉઠતી વેળા ચતું-પાટ ઉઠવું નહિ, જો તેમ થયું તો ખાત્રી રાખવી કે; તે આખો દિવસ તમારો કઢંગો પસાર થશે.

### ૭—ખાસડાં પહેરતાં સંભાળ રાખજો.

ખાસડાં પહેરતાં પણ કેટલીક સંભાળ રાખવાની આવશ્યકતા છે, ભૂલેચૂકે જમણા પગનું ખાસડું ડાબા પગમાં અને ડાબા પગનું ખાસડું જમણા પગમાં પહેરાઈ ગયું તો નક્કી માનવું કે, કાંઈ કમનસીબ અકસ્માત્ થશે.

### ૮—સ્ટોકિંગ—ઘાઘરા કે જોડા.

સ્ટોકિંગ, ઘાઘરો અથવા ઇજાર તેમ જ જોડા પહેરતાં પણ કેટલીક ખાસ સંભાળ લેવાની છે. હંમેશાં પહેલાં જમણે પગે ઘાલીને પછી જ ડાબે પગે પહેરવું. પણ તેથી ઉલટી રીતે પહેરવું, એ અવદશાની નિશાની સમજી લેવી. તેમ જ એ ત્રણે ચીજો કહાડતી વેળા પણ તેવી જ સંભાળ લેવાની જરૂર છે.

### ૯—હાથ ધોતાં શું સંભાળ લેશો ?

હાથ ધોતાં પણ સંભાળ રાખવાની જરૂર છે. એકનાં એક વાસણમાં એકી વેળાએ બે માણસે હાથ ધોવા નહિ; અથવા એક માણસે વાપરેલા પાણીથી બીજાએ હાથ ધોવા નહિ. જો તેમ થવા પામ્યું તો મહા અવદશા માની લેવી: જરૂર કાંઈ કજીઓ કંકાસ થવાની તે પૂરી અગમચેતી સમજવી.

## ૧૦–દાદર નીચે હાલચાલ કરશો ના.

દાદરના ખાંચામાં હાલચાલ કરવાનું અતિ અશુભ સૂચક છે કેટલાંક શાસ્ત્રો તો એટલી હદ સુધી જણાવે છે કે; તેવી રીતે ચાલનાર કોઈ વેળા ફાંસીને લાકડે લટકવા પામે છે. પણ બીજા શાસ્ત્રકારો તેટલી હદ સુધીના માઠાં પરિણામ એ બનાવથી નિપજવાની ના પાડે છે.

## ૧૧–જમણે પગે બહાર નિકળજો.

મુસાફરીએ નિકળતાં, જે કારણે મુસાફરી કરવાનું ઉપાડવામાં આવ્યું હોય, તે સફળ થવા માટે સંભાળ રાખજો; ઘરમાંથી નિકળતાં પહેલાં જમણો પગ બહાર કહાડજો; પણ ડાબો પગ આગળ કહાડવો નહિ; જો તેમ થયું તો મુસાફરીમાં જરૂર વિઘ્ન પડશે.

## ૧૨–ભુલેલી ચીજ પાછી લેવા જતાં સંભાળજો.

કામે કાજે બહાર પડતાં કે મુસાફરીએ નીકળતાં બીજી એક ચીજ જે અવશ્ય ધ્યામાં રાખવાની છે તે આ છે. ધારો કે તમે બહાર પડ્યા અને ધારેલે ઠેકાણે ગયા નહિ, તેટલાં કોઈ ચીજ ભૂલી આવ્યાની તમને યાદ આવી. તમે દોડતા જ તે લેવા ગયા, પણ તે લઈને પાછા ફરતાં તુરતાતુરત પાછા નીકળતાં નહિં. બેપાંચ મિનિટ થોભીને પછીજ પાછા બહાર પડજો.

## ૧૩–મુડદાંના અપશુકન.

આગળ કહ્યું છે તેમ ઘરમાંથી બહાર પડતાં જ મુડદું જોવામાં આવે તો તે અપશુકન ગણાય છે, પણ તેની અસર નિર્મૂળ કરવાને તમારે તુરત તમારી ટોપી ઉતારી તેને નમન કરવું; આથી મુદડાની આસપાસ ભમતી બુરી શક્તિઓ શાંત થશે.

## ૧૪–કબર આગળ જતાં સંભાળ રાખજો.

કોઈ પણ વેળા તમને કબરસ્તાનમાં જવું પડે ત્યારે ખુબ સંભાળથી પગ ઉપાડજો. ભૂલેચૂકે જો કોઈ કબર આગળ ઠોકર લાગીને પડી ગયા તો તે બહુ અશુભ ચિન્હ સમજજો.

### ૧૫—રસ્તે પડેલી ટાંચણી ઉપાડી લેજો.

વાટે જતાં કોઈ ઠેકાણે તમને કોઈ જાતની ટાંચણી પડેલી માલમ પડે તો તે ઝટ ઉપાડી લેજો. પણ તે નજરે પડ્યા છતાં તેને પડતી મૂકી ચાલ્યા જશો તો તે આખો દિવસ તમારો રડમસ સરખો પસાર થશે.

### ૧૬—બાડી આંખવાળી સ્ત્રીને મળતાં સંભાળ રાખજો.

બાડી આંખવાળી સ્ત્રીને રસ્તે જતાં કદી મળતા નહિ. જો ભૂલેચૂકે તેવી કોઈ સ્ત્રી મળવા પામે તો અખાડા કરીને ચાલી જતા ના. પણ જરૂર તેણીને બોલાવજો, જેમ કીધાથી બાડી આંખમાં રહેલું વશીકરણ તમને લાગુ પડશે નહિ.

### ૧૭—સ્ત્રીઓએ સીસોડી વગાડવી નહિ.

સ્ત્રીઓએ મ્હોડા વાટે સીસોડી વગાડવી નહિ; કેમકે તે બનાવ બહુ અવદશા ભરેલો ગણાય છે.

### ૧૮—દેવતાના શુકન અપશુકન.

ભીતને જડેલી સગડીમાંથી જો કોઈ માણસ ઉપર અચાનક બળતા કોલસાના કે બળતા લાકડાના દેવતા પડે તો તે અપશુકન ગણાય છે. નક્કી માનવું કે તે માણસ કોઈ બીજાના ગુસ્સાનો ભોગ થઈ પડશે.

### ૧૯—ઈંડું કેમ ભાંજશો.

ઈંડું ભાંજવામાં પણ સંભાળ રાખવાની જરૂર છે. તેની નાની ટોચ તોડીને કદીપણ તેને ભાંજવું નહિ, કેમકે તે અનેક પ્રકારના અપશુકનો સુચવે છે.

### ૨૦—રાત્રે ઝાડુ કહાડશો નહિ.

ઘરની સ્ત્રીઓએ આ શિખામણ અવશ્ય લક્ષમાં રાખવા જોગ છે કે કોઈ દિવસે પણ ગમે તેવી જરૂર હોય તો પણ રાતની વેળાએ ઝાડુ કહાડવી અથવા કહડાવવી નહિ; જો ન ચાલતે તેમ કરવાની ફરજ જ પડે તો ઝાડુ કહાડીને કચરો કદી ફેંકી દેવો નહિ; પણ એક ખુણામાં એકઠો કરી મૂકી છાંડવો અને બીજી સવારે જ ફેંકી દેવો; તે સિવાય બીજી કોઈ રીતે કામ લેવું, એ ભારે વિઘ્નસૂચક છે. એના સંબંધમાં બીજી પણ એક

સૂચના શાસ્ત્રો આપે છે. ઘરનો કોઈ માણસ બહાર મુસાફરીએ જવા નીકળ્યા પછી તુરત જ ઘરનો કચરો કહાડવો નહિ; જો ભૂલેચૂકે તેમ કરવામાં આવ્યું તો તે બાપડાનું તમામ ભાગ્ય પણ જાણે ઝાડઝુડ થઈ જાય છે.

## ૨૧–છીંકતાં સંભાળ રાખજો.

કોઈપણ સ્ત્રી કે પુરુષે છીંક આવતાં ડાબી બાજુએ મ્હોડું ફેરવવું નહિ; હમેશાં લક્ષ રાખી જમણી બાજુએ જ મ્હોડું કરીને છીંકવું.

## ૨૨–નાકમાંથી નીકળતુ લોહી.

નાકમાંથી નીકળતું લોહી પણ ઘણીક વેળા શુકન અપશુકન સૂચવે છે. જો કદાચ એક જ ટીપું લોહી નીકળે તો માનવું કે કોઈ જલદીથી મરણશરણ થશે. અગર તેમ નહિ તો ભય ભરેલી માંદગીને બિછાને પડશે. જો ત્રણ ટીપાં નીકળે તો તે બનાવ તેના કરતાં પણ વધુ અવદશા ભરેલો લેખવો.

## ૨૩–ભોણું ખાતાં સંભાળ રાખજો.

ભોણું ખાતી વેળા પણ કેટલીક જરૂરી સંભાળ રાખવાની જરૂર છે. જો અચાનક કોળિયો મ્હોમાં જવાને બદલે છટકીને બહાર પડે તો તે બનાવ બહુ જ અપશુકન દેખાડે છે અને નક્કી માનવું કે કોઈ જલદીથી ભયંકર માંદગીને બિછાને પડશે.

## ૨૪–ઘરમાં દાખલ કેમ થશો?

જે ઘર તમે ભાડે લેવા માગતા હોવો અથવા બીજી રીતે ઉપયોગમાં લેવા ઇચ્છતા હોવો તે ઘરમાં કદીપણ પાછલે દરવાજે પહેલ વહેલા દાખલ થશો ના.

## ૨૫–છોકરાંઓને કામ સોંપતાં સંભાળજો.

કોઇ વેળા જરૂરી પ્રસંગે કાંઈ સંદેશો આપીને કોઈ છોકરાને કામે મોકલો ત્યારે તેને ખૂબ તાકીદ કરવી કે રમતમાં અથવા બીજે કારણે, તે રસ્તામાં પાછલે પગે ચાલે નહિ; જો તેમ થયું તો નક્કી માનવું કે; તે બાળક રડતા સમાચાર લઈ આવશે.

### ૨૬–નાસ્તો સમયે ગાયન ગાશો ના.

નાસ્તાના વખત પહેલાં કદી ગાયન ગાશો ના. જો તેમ થયું તો માની લેવું કે, રાતનાં ખાણા પહેલાં તમેને રડવાનો વખત આવશે.

### ૨૭–આંખ ઉડે તો શું સમજશો?

જ્યારે આંખનાં પોપચાં ઉડ્યા કરે ત્યારે સમજી લેશો કે, જલદીથી જ તમને રડવાનો પ્રસંગ આવશે.

### ૨૮–દીવો લઇને આરસીમાં જોશો ના.

શાસ્ત્રકારો મનાઈ લખી ગયા છે કે, કોઇપણ ગમે તેવા પ્રસંગે દીવાની મદદથી આરસીમાં કોઈ બીજાનો ચહેરો જોવાની નાદાનીયત કરવી નહિ; કેમકે તે પ્રયોગ માઠો છે.

### ૨૯–લગ્નની વીંટી જીવ પેઠે જાળવજો.

લગ્ન પ્રસંગે ધણી તરફથી ધણીઆણીને જો વીંટી પહેરાવ્યામાં આવી હોય તો ધણીઆણીએ તે વીંટી જીવની પેઠે સંભાળવી. જો ભૂલેચૂકે તે ગુમાઈ ગઈ તો સમજી લેવું કે, ધણીનો તેણી ઉપરનો પ્યાર પણ ઓછો થતો જશે.

---

## શુકનિયાળ બનાવો.

### ૧–બિછાનેથી કેમ ઉઠશો?

બિછાનેથી ઉઠતી વેળા સંભાળ રાખવી કે, જમણું પાસુ વાળીને પછી જ ઉઠવું; કેમકે તેવી રીતે ઉઠવું, એ સારા શુકનનાં ચિન્હો છે.

### ૨–રસ્તે જતાં હાથ લાગતી જીનસ.

ઘણીક વેળા આપણને રસ્તેથી જતાં આવતાં કાંઇક જીનસો પડેલી મળી આવે છે, તેમાં કોઇપણ સિક્કો મળી આવે તો તે ઉપાડી લેવો. પછી તે નજીવી રકમનો કાં નહિ હોય કેમકે તે બહુ સારા શુકનની નિશાની છે.

### ૩–ઉંઘતા બાળકના પાસામાં છરી.

વાંચીને આશ્ચર્ય લાગશે કે, એમ તે વળી કાંઈ હોય કે? પણ શાસ્ત્રકારો ખરેખર અનુભવ સિદ્ધ જણાવી ગયા છે કે, એક ઉંઘતા બાળકના પડખામાં છરી મૂકી છાંડવી, તે સારા ભાગ્યની નિશાની છે.

### ૪–છૂટા છૂટા દાંતો ભાગ્યનો ઉદયકર્તા છે.

ઘણાંક માણસોના મ્હોંડામાં આપણે જોઇએ છીએ કે, તેનાં દાંતો એકેકથી બહુ છેટે છેટે હોય છે અને તેથી કેટલીક વેળા તે બાપડાનું મ્હો કાંઇક બેડોળ લાગે છે; પણ તેથી તેણે ડરવું નહિ. કેમકે એવા દાંતવાળો માણસ જલદીથી પોતાનાં ભાગ્યનો ઉદય થયેલો જોશે; એટલું જ નહિ; પણ દુનિયાના મોટા ભાગ ઉપર સફર પણ કરવાને ભાગ્યશાળી થશે.

### ૫–જન્મથીજ ધનવાન.

ઘણાંક બાળકો કુદરતી કોઈ કોઈ ખોડખાપણ સાથે જન્મે છે અને તેમાંની કેટલીક ખોડો તો એવી હોય છે કે, તેના ઉપરથી સહેલથી કહી શકાય કે તે આગળ જતાં બહુ ધનવાન્ થશે. આવી એક ખોડ તે જન્મતી વખતે તેના હાથની ઉપર તથા હેઠે બાળનો ભરાવો ઝાઝો હોવાની છે. આ બાળક જાણે જન્મતી વેળાએ જ ધનના ઢગલામાં આળોટતું જન્મ્યું છે એમ માની લેવું.

### ૬–ભાગ્યવંત સિક્કો.

મરડાઈ મોચડાઈ ગયેલો કોઈ સિક્કો જો ભાગ ચોઘડિયે હાથમાં આવી જાય તો તે બહુ ભાગ્યશાળી ગણાય છે. ઘણાંક ડોસા ડગરાંઓ એ જ કારણે પોતાના પૌત્રો કે દોત્રાંઓને માટે તે જાળવી રાખે છે અને જ્યારે તે સમજદાર થાય છે, ત્યારે શુભ આશીષ તરીકે તેઓ તેમને તે પહેલી ભેટ તરીકે આપે છે. કાણું પાડવામાં આવેલો ત્રાંબાનો સિક્કો પણ એવો જ ભાગ્યશાળી લેખાય છે. જેઓને આ બાબતની ખબર ન હોય, તેઓ તો એવા સિક્કા હાથમાં આવતાં બેધડક ફેંકી દે છે.

### ૭–બાડી આંખનો મરદ.

રસ્તે જતાં કે ઘરમાંથી નીકળતાં કોઈ બાડી આંખવાળા મરદ સાથે મેળાપ થઈ જાય અને તેના જોડે માત્ર એક જ વાર આંખોની પરસ્પર મેળવણી થાય તો તે બનાવ બહુ શુકનભરેલો સમજવામાં આવે છે; પણ જો એકથી વધુ વાર પરસ્પર આંખોની મેળવણી થાય તો તે બનાવ સામો અપશુકન ભરેલો સમજવામાં આવે છે.

### ૮—જુના ખાસડાંના શુકન

જૂનું હિણાતું ખાસડું પણ સબકતું ગણાય છે. કોઈ માણસ કોઈ હાથ ધરેલાં કામમાં ઓપલાવવા માગતો હોય અને આપણે તેના કામમાં ફત્તેહ ઇચ્છતા હોઇએ, તે વેળા જૂનું ખાસડું ફેંકવામાં આવે તો તે બનાવ બહુ શુકન ભરેલો ગણાય છે. આ જ હેતુથી અંગ્રેજોમાં તો એક રીવાજ જ ચાલે છે કે, પરણીને તરતનું સંધાયલું જોડું દેવળમાંથી બહાર નીકળતાં જ એકાદ જરી પુરાણું ખાસડું તેમની પાછળ ઝપાટાબંધ ફેંકવામાં આવે છે.

### ૯—પરોણાઓ તથા દેશાવરથી કાગળ આવવાનાં ચિન્હો.

ઘણાક સાધારણ તરીકે લેખાતા પણ બાતેનમાં ઉંડો મર્મ ધરાવનારા બનાવો આપણા ઘરમાં દરરોજ બનતા રહે છે. પણ તેના અંદરના ભેદોની ખબર ન હોવાથી તેમને સાધારણ તરીકે ગણી કાહાડવામાં આવે છે.

દાખલા તરીકે તમે ધ્યાનમાં ને ધ્યાનમાં કાંઈ કામકાજ કરતા હોવો ને હાથમાં છરી પકડેલી હોય, તે છરી જો અચાનક તમારા હાથમાંથી પડી જાય તો માનવું કે કોઈ બાઈ તમારે ત્યાં જલદીથી આવી ચઢશે. જો કાંટો હોય અને તે પડી જાય તો માનવું કે કોઈ મરદનાં પગલાં વાગે છે, અને ચમચો પડ્યો હોય તો માનવું કે, એકાદ મૂર્ખો તમારે ત્યાં આવી લાગશે.

જો તમારા હાથમાંથી કાતર પડી જાય અને તે ભોંયમાં ઉભીને ચીટકી બેસે તો કોઈ નહિ ધારેલો પરોણો આવી ચઢશે.

જો તમારા ઘરમાં એકાએક બળતું થઈ ભડકો થાય તો માનવું કે, કોઈ અજાણ્યો માણસ આવી લાગશે.

ટીપાટનું ઢાંકણું ન ધારેલી રીતે ઉઘાડું રહી ગયું હોય તો માનવું કે, કોઈ અજાણ્યો તમારે ત્યાં ધામો નાંખવાની તૈયારીમાં છે.

શનિવારની સાંજે દીવો બત્તી સળગાવ્યા પછી તત્કાળમાં ન ધારેલી છીંક આવે તો માનવું કે આગળ કોઇવાર તમને નહિ જણાયલો એવો કોઈ અજાણ્યો પહરોણો આવી લાગશે.

ધૂમાડિયાના જાળિયાના સળિયાની બાજુએ એકાએક મેશ બાઝીને તે લટકતી થઈ ગઈ હોય તો માનવું કે, કોઈ અજાણ્યો પુરુષ તમારે ત્યાં

આવી લાગશે. તે મેશ આગળ તમે બે હાથે જોરમાં તાળી પાડો અને તેમ કરતાં જો મેશ ઉડી પડે તો માનવું કે, તે પરોણો તેજ દિવસે આવી ચઢશે; પણ બે વાર તાળી પડ્યા પછી મેશ ઉડી જાય તો જાણવું કે; પરોણાજી વળતે દિવસે પધારશે.

ચાહાના પ્યાલામાં ઓચિંતું એકાદ ચાહાનું પાંદડું તરતું માલમ પડે તો પણ માનવું કે, કોઈ પરોણો આવી મળશે; જો પાંદડાં વધું હોય તો સમજવું કે વધુ માણસો આવશે. જો પાંદડું કઠન હોય તો માનવું કે; આવનાર માણસ જાતે ગૃહસ્થ હશે; પણ જો પાંદડું નરમ થઈ ગયું હોય તો સમજવું કે, કોઈ બાઈ સાહેબની પધરામણી થશે; પાંદડું કહાડી લઇને ડાબા હાથની હથેલીના ઉપલા ભાગ ઉપર મૂકવું અને તે પછી જમણા હાથની મુઠી વાળી તે મુઠીના હેઠલા ભાગ વડે તે પાંદડાંને તેના ઉપર ચીટકાવવાની તજવીજ કરવી. તેમ કરતાં સોમવાર, મંગળવાર, એમ વારોનાં નામ દેતાં જવું. જે વારનું નામ દેતાં તે ચીટકે તે દિવસે તે પરોણો આંવશે એમ માનવું.

જો તમારા હાથમાંથી સોય જમીન ઉપર પડે અને તે અચાનક ઉભી ભોંયમાં ચીટકી બેસે તો માનવું કે, કોઈ મળતા વિષેકનું કાગળપત્ર આવી લાગશે.

જો કાન ઉપર ખજવાળ આવે તો માનવું કે, કોઇનું કાગળપત્ર આવી મળશે.

———:o:———

# ભાગ્ય પ્રસન્ન ક્યારે થાય ?

—:o:—

જમણા હાથની હથેલી ઉપર ખજવાળ લાગ્યા કરે ત્યારે માનવું કે; તમને કોઈ તરફથી કાંઈ સારી જેવી સોગાદ મળશે. તે ખજવાળ નરમ પડવા માટે હથેલીને લાકડા સાથે ઘસવી પણ જો એથી ઉલટું જ ડાબા હાથની હથેલીમાં વવળાટ થાય તો માનવું કે; તમને કાંઈ ન ધારેલા મોટા ખરચના ખાડામાં ઉતરવાની તૈયારી છે.

તમારા ચૂલામાં બળતા કોયલામાંથી ચિંગારી ઉડી નીકળે તો તે કેવો આકાર ધરાવે છે તે તપાસવું. જો તેનો આકાર ગોળ જણાય તો જાણવું કે; જરૂર કોઈ તરફથી સોનાની થેલી મળશે; પણ જો તે આકાર લંબાચો થાય તો કોઈનું મરણ નિપજશે એમ માનવું.

ચાહા અથવા કાફીના ગરમ કપમાં પરપોટા થાય અને તેમાંનો એકાદ જો તમે ચમચાવડે ઉપાડી પી જવાને શક્તિવાન્ થાઓ તો તમને જરૂર કોઈ તરફથી નાણું આવી મળશે.

તમારે ત્યાંની ચાવી, છરી અથવા એવી જ બીજી સ્ટીલની વસ્તુઓ તમારા તરફની સાવચેતી છતાં જો વારંવાર કટાઈ જયા કરતી હોય તો માનવું કે, કોઈ તમારો ખેરખાહ તમારા માટે નાણું ભેગું કરે છે.

# તમારો ચહેરો આરસી છે !

—:૦:—

મુખ સામુદ્રિક શાસ્ત્ર એટલે માણસના ચહેરા ઉપરથી તેના ગુણ દોષો જાણનારાઓ ઘણીક વેળા આપણા ચહેરાનું બારિક અવલોકન કરી આપણી ખૂબી ખામીઓ ઇત્યાદિ આપણને કહી આપે છે. જેઓને એ વિદ્યાનું કશું જ્ઞાન હોતું નથી તેઓ તે સમજીને આશ્ચર્ય પામે છે અથવા કેટલીક વેળા કાંઈ કાંઈ શક પણ ઉત્પન્ન થવા પામે છે. શક થવાનું મુખ્ય એક કારણ તો એ જ હોય છે કે; તે વિદ્યા જાણનાર, સામા માણસની મુખમુદ્રા, તેના ઉપર થયલા અનેક પ્રકારના ફેરફારોને લીધે સચોટ કલ્પી શકતો નથી; તો પણ આટલું તો બેશક ખરું જ છે કે, મુખમુદ્રાનાં મૂળ અવલોકન તો તે સહેલથી કરે છે અને તે અવલોકનાધારે તે માણસના ગુણ દોષો ઝટ કલ્પી શકે છે. આટલું પણ ખરું છે કે; જીંદગીના ભોગવટા દરમ્યાન આપણને ઘણા માણસો જોડે કામ લેવાનું હોય છે, અને તેમાં લાયક અને નાલાયક કોણ છે, વિશ્વાસપાત્ર અને બિન વિશ્વાસુ કોણ છે, લુચ્ચા અને પ્રમાણિક કોણ છે, ભોળે દિલ અને કપટી દિલના કોણ છે, ડાહ્યા અને મૂર્ખા કોણ છે તે જાણવાની ઘણી જરૂર હોય છે. સામાન્ય રીતે એક માણસ સામા માણસના એવા ગુણ દોષ સહેલથી જાણી શકતો નથી; કેમકે જ્યાં સૂધી એકવાર તેના જોડે કામ પાડવામાં આવે નહિ ત્યાં સૂધી તેમાંનું કશું જણાઈ શકતું નથી; પણ જો તે માણસ સામાન્ય પ્રકારે સામુદ્રિક વિદ્યા જાણતો હોય તો, કામ પાડતાં પહેલાં જ તે માણસના ગુણદોષ ઝટ જાણી જાય છે અને વ્યવહાર કરવામાં બહુ સાવધપણે કામ લે છે. આ વિદ્યાનો પ્રકાર એવો છે કે; ચહેરાનું અને ચહેરાનાં સૂચક ચિન્હોનું બહુ બારિકીથી અવલોકન કરવાની જરૂર છે.

શાસ્ત્રનો એક સામાન્ય કાયદો—એમ સમજો કે એક માણસ એકાએક તમારી હજુર આવી ઉભો છે અને આવીને ઉભો રહે તે જ પળે તે પોતાનાં યથાર્થ સૂચક ચિન્હોમાં પ્રગટ થાય, અથવા તેનામાં તમે એવું કાંઈ જોઇ શકો કે જેથી તમને લેશ પણ સંકોચતા થાય, તેમ તેની હાજરીમાં તમે આનંદી અને મોકળાં મનથી વર્તો તો ચોક્કસ રહેજો કે; તે માણસ હમેશાં;

જ્યાં સુધી બીજો કોઈ વચ્ચે માથું મારી ખલલ કરે નહિ ત્યાં સુધી, તમારા ઉપર લાભ લઈ જશે અને હંમેશાં જ તે તમારા ઉપર ફાવી જશે. જાણે કુદરતે જ તમોને તે પ્રમાણે વર્તવાનો ગુણ આપ્યો હોય. અલબતાં કેટલાક માણસના ચહેરા એવા હોય છે કે જેઓ, જેમ તમે તેમના સમાગમમાં વધુ ને વધુ આવતા જાવો તેમ તેમ લાભ લઈ જશે, પછી પહેલી નજરે તમે તેનાથી આનંદ મેળવ્યો હોય કે નહિ પણ હોય.

### આશ્ચર્યચકિત થયલા માણસને બારિકીથી તપાસજો.

એક માણુસ જ્યારે કોઈ પણ કારણથી આશ્ચર્યચકિત થઈ જાય ત્યારે તેના ચહેરા ઉપર થતા ફેરફારો ખૂબ બારિકીથી તપાસવાની જરૂર છે. આવા સમયે જે માણુસ પોતાનો ચહેરો પ્રૌઢ અને દ્દઢ રાખી શકે, ત્યારે સમજવું કે, તે પોતાની દરેક કસોટી સહેલથી સહન કરવાને શક્તિવાન્ હોવો જોઇએ.

### વગર ફેરફારે રહેતા ચહેરા.

કેટલાંક માણસો એવાં હોય છે કે, તેમના ચહેરામાં જાણવાજોગ કશા ફેરફાર થતા દેખાતા નથી; ત્યારે માનવું કે, તે માણસો ઠરેલ, બહુ ઠંડા મિજાજના કિંવા મંદ હોય છે; પણ ખરેખરા ડહાપણવાળા હોતા નથી; કદિ ગરમ થઈ ઉશ્કેરાતા નથી; અથવા લાગણી રહિત હોય છે. જ્યારે ચહેરા ઉપરનાં ચિન્હો સપ્રમાણમાં, શુદ્ધ મર્યાદાવાળાં હોય તો માનવું કે તે માણસ બહુ જ ઠરેલ પ્રકૃતિનો હોવો જોઇએ. જ્યારે ચહેરા ઉપરની રેખાઓ ચપટી હોય, ઉત્તરોત્તર ક્રમ વગરની હોય તો માનવું કે આપડો બહુ મંદ બુદ્ધિનો છે.

### નિયમ ભંગ ચહેરો.

જ્યારે કોઈ માણસ કુદરતી નિયમભંગ હોય; એટલે તેનું કદ કાંઈ નિયમ વગર વાંકું ચુંકું હોય તેનું મ્હોડું પણ વાંકું ચુંકું હોય, ચાલહાલમાં પણ તે વાંકો ચુંકો હોય, તેના અક્ષર પણ વાંકા ચુંકા હોય તો માનવું કે; તેની વિચાર કરવાની શક્તિ, તેની ચાલચલકત પણ વાંકી, ધોરણ વગરની, એકતરફી, ખોટી, શરમાળ, કપટી, ફાંટાબાજ, એક બીજાથી ઉલટી અને લાગણીમાં કોતાક એવી હોવી જોઇએ.

## કપાળ પરીક્ષા.

એક માણસનાં કમાનદાર કપાળ ઉપર વચ્ચોવચ્ચ, ભવાંઓની વચ્ચે, સહેજ ખુલ્લી આંખે દેખાઈ શકે એવી, ઉભી બે કરચલીઓ હોય; ભવાં પણ નિયમિત સરખાપણામાં હોય ત્યારે તે કપાળ પહેલા વર્ગના મહત્વવાળું ગણાય છે. આવું કપાળ ધરાવનાર આસામી બહુ જ ડહાપણવાળો અને મરદાનગી ભરેલા પાકા ઠરાવવાળો ગણાય છે. જો આવી જ કરચલીઓ એક સ્ત્રીમાં હોય તો તેના જેવી ડાહી, ધૈર્યશીલ, બાદશાહી દબદબાવાળી અને સદ્‌વર્તણુકવાળી બાઈ કવચિત જ મળી શકે.

## મંદ બુદ્ધિ.

જેના કપાળના મધ્ય ભાગમાં અને હેઠલા ભાગમાં ખુલ્લી આંખે પણ કદાચ જ જોઈ શકાય એવી લાંબી બખોલ હોય તે માણસ બાપડો બહુ મંદ બુદ્ધિનો હોવો જોઇએ; પણ જો બખોલ દેખાઈ શકે તેવી હોય તો બધું પરિણામ એથી ઉલટું જ હોય છે.

## કપાળનાં ખોટાં ચિન્હો.

જેના કપાળનો ઘાટ જાણે લંબાયો થતો જેવો હોય, વળી તેના ઉપર કરચલી વગરની ચામડી હોય અને હર્ષ સરખા પ્રસંગે પણ સહેજ કરચલી વળતી ન હોય તેવું કપાળ ધરાવનાર જાતે બહુ ઠંડો, દ્વેષિલો, વહેમવાળો, કડક, આપસ્વાર્થી, નીચ વૃત્તિનો, તરંગી અને મોટે ભાગે કોઇના વાંકની દરગુજર નહિ કરનારા સ્વભાવનો હોવો જોઇએ.

બહાર નીકળી આવેલું કપાળ, કમાનદાર નાક ધરાવનાર માણસ **બુબખ** સરખા વિચારોમાં તલ્લિન રહે છે.

જે કપાળ ઉપલા ભાગ ઉપર જાણે નીકળી આવેલું હોય અને નીચલા ભાગ ઉપર આંખ તરફ જાણે ગરકાવ થતું હોય તે ધરાવનારો માણસ નહિ સાજો થઈ શકે એવી નબળી શરીર શક્તિવાળો હોય છે.

ઓછી બખોલો, કમાનો અને ખાંચખુંચવાળું પણ સુંવાળી સપાટી-વાળું કપાળ ધરાવનાર માણસ, કોઈ પણ વિચાર બાંધવામાં ઠોઠ અને નવી નવી કલ્પનાઓ કરવાને અશક્ય હોય છે. તેને બદલે સુંદર કમાનદાર કપાળનો ધણી બહુ જ વિચાર શક્તિવાળો હોય છે; છતાં કેટલીક વેળા

તે દોઢ ડાહ્યો હોય છે. લંબાયાં કપાળ અને ઉપલા ભાગમાં કાંઈક ગોળાકાર ગાંઠો હોય તો તે ધણી નીચલા ગુણ ધરાવે છે. દરેક ચીજ હદેપણે સમજી જવાની શક્તિ ધરાવે છે, તેમ તેના જોડે સુધરેલા પ્રૌઢ વિચારો પણ ભળેલા હોય છે.

## કપાળ ઉપરની કરચલીઓ.

કપાળ ઉપરની કરચલીઓ પણ અભ્યાસ કરવા લાયક છે:

કપાળમાં વાંકી ચુંકી કરચલી હોય, વળી તે એક બીજાની સામસામે હોય તો તે ધણી બાપડો ગરીબ, બિન ઠરેલ અને વહેમી હોવો જોઈએ.

સમાંતરે આવેલી અને એક સરખી કરચલીઓ જે વળી ઘણી ઉંડી પણ ન હોય તેવો ધણી બહુ જ કાબેલ, ડાહ્યો, છુટાં વિચારનો અને વ્યાજબી રીતે વિચાર કરવાની શક્તિ ધરાવનારો હોવો જોઈએ.

જે ધણીનું કપાળ કરચલીઓથી બે ભાગમાં વહેંચાઈ ગયું હોય, પણ તે કરચલીઓ ખાસ કરીને કમાનદાર હોય, અને નીચલો ભાગ સુંવાળો અને કરચલી વગરનો હોય તે ધણી બુઠો, બેવકુફ અને બેફામ સરખો હોય છે.

જે ધણીના કપાળ ઉપરની કરચલીઓ ચામડીની સહેજ પણ હીલચાલ થતાં હેઠલા ભાગમાં ઉંડી ઉતરી જતી હોય તે ધણી બહુ જ નબળાં મનનો હોવો જોઈએ, પણ જો તે કરચલીઓ ઠરી ઠામ થઈને રહે તો તેવો ધણી નબળા મનનો નહિ હોય પણ કાંઈક લાગણી ધરાવનારો પણ લોભી હોય.

જે ધણીના કપાળ ઉપરની કરચલીઓ એક બીજા જોડે ગુંચવાયલી અને ઉંડી ગયેલી હોય અને તે વળી એક બીજાની સામ સામા આવી ગયલી હોય તો તે માણસનો સ્વભાવ બહુ જ કઠોર, અને વિચારો ગુંચવાયલા હોય છે અને જાતે એટલો પાજી હોય કે તે કોઈના કાબુમાં રહી શકે નહિ.

## આંખો ઉપરથી માણસની ખાસિયતની પરીક્ષા.

માણસની તરેહવાર જાતની આંખો ઉપરથી પણ તેના ગુણદોષની પરીક્ષા કરી શકાય છે.

જે આંખો બહુ મોટી અને સાથે લાગી સદન સ્વચ્છ, ભૂરૂં અને ધારીને જોતાં પારદર્શક જેની હોય તેવો ધણી બહુ બાહોશ અને મોટી શક્તિવાળો હોય છે. તેવી આંખો ધરાવનાર આસામીમાં બીજી ખૂબી એ

હોય છે કે; તે બહુ સમજદાર લાગણીવાળો હોય છે; પણ તે સારા ગુણો જોડે જે ખોડ ધરાવે છે તે પણ મોટી હોય છે. તે પોતાના ઉપર કોઇનો અંકુશ ચાલવા દેતો નથી. જાતે બહુ જ વહેમી અને દ્વેષિલો હોવા સાથે બીજાઓ સામા ઝટ ઉશ્કેરાઈ જાય તેવો હોય છે; છતાં મોજમજાહનો શોખીન અને દરેક બાબતનું જ્ઞાન મેળવવાની જિજ્ઞાસા ધરાવનારો હોય છે.

મજબૂત કાળાં ભવાંઓની અંદર ગોઠવાયલી, નાની, કાળી અને ચકચકતી આંખોવાળો માણસ મશ્કરી મજાકનો બહુ શોખીન હોય છે; છતાં લુચ્ચાઈ અને કાવાદાવાથી ક્વચિત જ મોકળો હોય છે. જો આવી આંખ સાથે તેનું મ્હોડું મશ્કરી મજાકવાળું ન હોય તો તે ઉલટી જ ખાસિયત ધરાવે છે. તેવો માણસ ઉંડેપણે વિચાર કરનારો, સારા ટેસ્ટવાળો, મલાહજા અને દરજ્જાવાળો, સભ્યતાનો બેલી હોય છે; પણ છતાં તેનો સ્વભાવ ઉદારચિત્ત હોવાને બદલે કાંઇક લોભ તરફ ખેંચાયલો હોય છે.

મોટી, ખુલ્લી અને પારદર્શક સરખી આંખો ધરાવનારો માણસ જો બહુ ઝડપી પલકારાથી જોતો હોય તો તેનામાં નિચલા પાંચ ગુણો અવશ્ય હોવા જોઇએ:—

તીવ્ર બુદ્ધિ, ઉંચો ટેસ્ટ, ગુસ્સો, ગર્વ અને છેલ્લો નારી જાતિની મોહબતની જબરી ભુખ.

જે ધણીની આંખો નબળાં અને નાનાં ભવાંઓથી ઢંકાયલી હોય, પોપચાં ઉપર નાના બાળ હોય પણ પોપચાં લાંબાં વલણદાર હોય તેવો આસામી ઘણું કરીને નબળા બાંધાનો અને મનના ઉદાસીનપણાના તથા બળગમના રોગને આધીન સમજવો.

જે માણસની આંખો ઝાઝી ગોળાકાર ન હોય, ઝાઝી ખુલ્લી ન હોય, ઝાઝી અંદર ગયલી ન હોય, અથવા ઝાઝી બહાર નીકળી આવેલી ન હોય, અથવા જેના ખુણિયાં ગોળાકાર ન હોય તેવો માણસ બહુ બળવાન્, ઝડપી નજરા મારનારો તીક્ષ્ણપણે જોઈ શકનારો, થંડા સ્વભાવનો પણ લથડતો, જરાકમાં પીગળી જનારો હોવો જોઇએ.

ઉંડી ગયલી આંખો, જે વળી કદમાં બહુ નાની હોય, જાતે મંદ હોય, રંગ બ્લ્યુ હોયે અને તેવા આસામીનું કપાળ ઉભું અને હાડકાં સરખું હોય,

તેવો આસામી મૂર્ખો નહિ તેમ ડહાપણ ધરાવનારો નહિ અને સામો ગર્વિષ્ઠ, વહેમી, કઠોર અને જડ હૈડાંના સ્વભાવવાળો હોય છે.

ઉપલું પોપચું અથવા તો આંખના ડોળાની નીચેની અથવા ઉપરની ચામડી જેમ વધુ બહાર નીકળી આવેલી હોય; આંખની કીકીઓનું તે જોઇએ તે કરતાં વધુ રક્ષણ કરે તેવી હોય તેવો માણસ જાતે તેજદાર, શુદ્ધ સમજદાર, લગાર સ્ત્રી લંપટી, પણ સાચા શુદ્ધ અંતઃકરણવાળો અને નાજુકાઈ ધરાવનારો હોવો જોઇએ.

જે વસ્તુઓ ખરેખરી પવિત્ર હોઇને માણસ જાતની સ્તુતિને પાત્ર છે તે વસ્તુઓને ધારીને જોતાં જે માણસની આંખો કોઈ જાતની પ્રશંસા કે પૂજ્ય ભક્તિ દેખાડવાથી પછાત રહે અથવા તે વસ્તુ માટે કશું ગાંભીર્ય બતાવે નહિ તેવો માણસ કદિ ખૂબસુરત હોતો નથી; કે નથી હોતી તેનામાં ખરું ખોટું પારખવાની શક્તિ, કે નહિ હોય તેનામાં ધાર્મિક ભક્તિ ભાવ. તેવી આંખોવાળા માણસનો કદિ વિશ્વાસ કરવો નહિ. તેઓ જેમ બીજાને ચાહતા નથી; તેમ તેમને પણ કોઈ ચાહાતું નથી. સચાઈ અને તે સમજવાની શક્તિની પણ તેનામાં મારામાર હોય છે. ઘણું કરીને એવા માણસની આંખો, બહાર નીકળી આવેલી, આમ તેમ ફરફર્યા કરતી હોય છે. તેના હોઠો વાંકાચુંકા હોય છે. કપાળ હાડકા સરખું કઠણ બહાર નીકળી આવેલું હોય છે, અને તેની માથાની ખોપરી તાળકાની ઉત્તરમાં ઢળાવદાર થઈ ગયલી હોય છે.

જે માણસની આંખો એવી હોય કે કીકીઓ આખી દેખાતી હોય, પણ કીકીની ઉપર તથા હેઠળના ડોળાનો સફેદ ભાગ કાંઇક ગુપચુપ હાલતમાં અથવા કાંઇક અકુદરતી પ્રકારનો જણાય અને તે જ્યારે તે માણસ બહુ ઉશ્કેરાયલો હોય અથવા બેચેન હોય ત્યારેજ દેખી શકાતું હોય તો તેવો માણસ ખરાં ખોટાંનો પરીક્ષક, પાકા ઠરાવથી કામ લેનારો, નિરોગી અને દૃઢ સમજણ શક્તિ ધરાવનારો હોવો જોઇએ.

ચોકસ રીતે ઠરેલી, ખોલી અને બહાર નીકળી આવેલી આંખો જો કોઈ તદ્દન અરસિક માણસ ધરાવતો હોય તો માની લેવું કે; કોઈ પણ જાતના મક્કમપણા વગર બહુ હઠીલો, જાતે ઠોઠ અને મૂર્ખ છતાં ડહાપણનું

ઢીંગલું હોવાનો ઢોંગ કરનારો, જાતે ઠંડો છતાં બહારથી ગરમ મિજાજી હોય એવો દેખાવ કરનારો અને ક્વચિત જ પણ વગર કારણે ઉશ્કેરાઈ જાય તેવો હોવો જોઇએ.

### આંખોનો રંગ શું કહે છે?

આંખોના તરેહવાર જાતના રંગો પણ માણસ જાતની અનેક ખુબી ખામીઓનું દર્શન કરાવે છે.

કાળી આંખો સહન કરવાની શરીર શક્તિ દેખાડે છે, છતાં તેવો માણસ હંમેશ તો નહિ જ પણ અનેક વેળા દગો ફટકો કરનારું લક્ષણ ધરાવે છે.

કાબરચીત્રી આંખો બતાવે છે કે, તે માણસ બહુ તેજી સ્વભાવનો હોય છે; છતાં ભયની વખતે ઠંડેપણે કામ લેનારો અને નવી નવી નવાઇઓનો શોખીન હોય છે. એવા રંગની આંખોવાળા માણસો સામાન્ય રીતે બહુ તીવ્ર, ઉદ્યોગી અને ખુલ્લી નજરે ઠંડા સ્વભાવના હોય છે; પણ ખોડ એટલી જ કે, જો તેની તરફથી દિલસોજીની ઉમેદ રાખી તો હાર મુઆ સમજવું.

ખુલ્લા ભુરા રંગની આંખોવાળો માણસ, પક્કો અને મિત્રો જોડે વાતના તડાકા મારવામાં મજાહ લેનારો હોય છે.

ઠંડી ભ્રુરુ રંગની આંખો ધરાવનારો માણસ સારું માઠું ઝટ સમજી શકનારો હોય છે; જ્યારે ભ્રુરુ રંગની આંખો ધરાવનારો માણસ ફેરફાર અને સુધારા ધરાવનારો શોખીન હોય છે.

### પોપચાં અને ભવાં.

આંખનું ઉપરનું પોપચું ઝુલાઈ પડેલું હોય તે સારું ચિન્હ સમજવું નહિ; કેમકે તે હલકા અને લુચ્ચા સ્વભાવવાળા માણસોમાં જ સાધારણ રીતે જોવામાં આવે છે; એટલું જ નહિ પણ પોતાનું દરેક કામકાજ અને હીલચાલ કોઇની જાણમાં આવવા દેતો નથી.

સ્વચ્છ, જાડાં, છાપરાના આકારનાં અને ઢાંકણુ મીસાલનાં ભવાં જેના ઉપર ઝાઝા વાળ ન હોય તેવો માણસ શુદ્ધો, હિંમતવાન્, પાકટ સમજદાર, સ્થિર, નાજુકાઈ અને ધાર્મિક સ્વભાવનો હોય છે, એવાં ભવાં-

વાળો માણસ જાતે રાજસભામાં બિરાજનારો, નવા નવા પ્લાનો ઘડી કહાડનારો, સલાહકાર, નવા નવા અખ્તરાઓ કરનારો હોય છે; પણ બહુ ઉંચા પ્રકારનું સાહસિક મન ધરાવનારો હોતો નથી.

બરાબર સપાટ આકૃતિનાં ભવાં, દેખાવમાં ઝમકદાર અને સ્વચ્છ ધરાવનાર માણસ હંમેશાં સમજદાર, ઠંડા અંત-કરણવાળો અને નવી નવી યુક્તિઓ રચવાની કુશળતા ધરાવનારો હોય છે. જ્યારે ચીથરાં પીથરાં સરખાં ભવાંદાર માણસ કદી પણ નરમાશ, પારકાની અક્કલ ઝટ મનમાં ઉતારી લે તેવો હોતો નથી.

જે આસામીનાં ભવાં આંખો ઉપર ઉછાળા કરતાં હોય, ટુંકાં પણ જાડાં હોય, ગુંચપુચીયાં હોય અને નહિ લાંબા કે નહિ પહોળા એવાં હોય તે માણસ બહોળી યાદદાસ્ત ધરાવનારો, કળાબાજ, વાળેલો વળી જાય તેવો નરમ અને સારા સ્વભાવનો હોય છે.

જાડાં, કાળાં અને મજબુત ભવાં જે નીચાણ તરફ ઢળતાં હોય અને જાણે આંખની ઉપર આવી પડતાં હોય, સાથે આંખો મોટી અને ઉંડી હોય તેમ જ ગાલો ઉપર તીણી, વગર ખાંચખુંચવાળી કરચલી હોય તેવો માણસ જરા જરામાં સામા તરફ ધિક્કાર અને તિરસ્કાર બતાવવામાં આગેવાન હોવો જોઇએ; જો કોઇના ઉપર વેર વાળવું હોય તો તે કેમ વાળવું તેની સમજ પડતી ન હોય તો તે તેના રસ્તા બતાવવાની શક્તિ ધરાવે છે; તે સિવાય બીજી રીતે તેનો સ્વભાવ ઝટ નમી જાય તેવો હોય છે; તો જો કે પોતાનું તે નમન છુપાવવાનો તે બહુ પ્રયત્ન કરે છે.

જે માણસનાં ભવાં બહુ જડ હોય તે માણસનો સ્વભાવ બહુ કડક હોય, પણ જેનાં ભવાં આછાં હોય તે માણસનો સ્વભાવ બહુ નબળો અને વાક્ચાતુર્ય હોય.

જો ભવાં સીધાં અને ચોરસ હોય તો તે માણસ સત્ય લાક્ષિક અને સીધેસીધું વર્તન ચલાવનારો હોવો જોઇએ.

જે માણસનાં ભવાં આરકાં રૂપી હોય પણ માંહે ખામી હોય તો તે માણસ સ્વભાવે પણ કચુપચુ હોય.

જે માણસનાં ભવાં સરખાં કમાનદાર હોય અને છેડેથી પાતળાં હોય તે માણસનો સ્વભાવ વિચારવંત અને સુશીલ હોય.

જે આસામીનાં ભવાં છેડેથી ઉપર વળેલાં હોય તે માણસ સ્વભાવે ચટપટીઓ અને દરેક બાબતની ખબર અંતર જાણવાને કાળજીમંદ હોય છે.

જે આસામીનાં ભવાંઓ ઝુલતાં રહેતાં હોય તે સ્વભાવે ચંકાસેલો અને દરિદ્ર હોવો જોઇએ. પહોળાં, સુવાળાં, ભવાં ધરાવનારો આસામી બહુ વિચારવંત હોવો જોઇએ, અને જો તેવાં જ ભવાંમાં વચ્ચોવચ્ચ લગાર ટેકરો જેવો હોય તો તે રમુજી સ્વભાવ ધરાવતો હોવો જોઇએ.

## નાક ઉપરથી માણસની પરીક્ષા.

જે માણસનું નાક છેડેથી બહુ વળેલું હોય તે માણસ સારો હોતો નથી; તે જોઇએ તેવો આનંદી રહેતો નથી; તેમ તેનો સ્વભાવ પણ ઉમદા હોતો નથી, તે લાગણી રહિત, કપટી અને ઉદાસીન હોય છે. જો આવી જાતનું નાક વળી ઉપલા ભાગ ઉપરથી કમાનદાર હોય તો તે માણસ પૂરેપૂરો ધાસ્તી ભરેલો અને વિલાસી હોય છે.

જે માણસનું નાક છેડેથી સહે જ ઉંચું હોય અને સાથે કપાળ ઢળતું હોય તે માણસ મોજીલો, ગમતી પણ દ્વેષિલો અને હઠીલો હોવો જોઇએ. પણ સાથે તે સારો સમજદાર, બોલીદરાજ, પરોપકારી અને બુદ્ધિશાળી હોવો જોઇએ.

જે માણસના નાક ઉપર બેઉ બાજુએ ચીરા અથવા લીટીઓ હોય અને જે સહે જ પણ હીલચાલ થતાં ખુલ્લાં દેખાઈ આવતાં હોય, તે માણસનાં લક્ષણ બહુ ખરાબ હોવાં જોઇએ. પારકાં ઉપર ત્રાસ વર્તાવનારો અને દ્વેષિલો હોવો જોઇએ.

જે માણસનાં નાક ઉપર જરા જરામાં કરચલી આવી જતી હોય તે માણસ કદી પણ સારો કહેવાશે નહિ; જે માણસનું નાક સહેલથી કરચલી વળતું નથી પણ સામાન્ય રીતે નાક ઉપર કરચલીઓ અસ્તી ધરાવતી હશે તે માણસ હશે તો સારો; પણ અર્ધો મૂર્ખો હોવો જોઇએ.

ચપટાં નાકવાળા માણસો બહુ ડહાપણ ધરાવનાર અને ઘણાક પ્રકારની બાહોશી ધરાવનારા હશે; પણ જો નાક નાનું હોય તેમ ઉપલો હોઠ પણ કદરૂપો હોય તો તે માણસ બહુ સાધારણ ગણાશે.

લાંબા નાકવાળો માણસ બહુ જ દૃઢ સ્વભાવનો હોવો જોઇએ.

લાંબું અને મોટું નાક ધરાવનાર માણસ બહુ જ તીવ્ર, સાહસિક વૃત્તિનો મગરૂર થવા લાયક, દંબદબીત, અધીરો, આગેવાની લેવાની ઇચ્છા ધરાવનારો અને ઘણીકવાર ત્રાસ ભરેલો હોય છે. એવાં લાંબાં નાકવાળો માણસ બારિક પ્રસંગે ગભરાટ અકળાટ કીધા વગર, દૃઢ મનનો અને ડહાપણ તથા કુનેહથી પોતાનો માર્ગ લેનારો હોય છે; પણ નાક, તેના સામાન્ય કદ કરતાં લાંબું હોય તો માનવું કે તે માણસ, ડાહ્યો, સાવચેત, પણ હીચકારો અને વિચારવંત હોવો જોઇએ.

નાનું, નીચું પડતું નાક, જે માણસ ધરાવતો હોય તે સ્વભાવે બહુ જ નબળો અને પોતાની ઉપર કાબુ ચલાવવાને અશક્ત હોય છે.

## મ્હોંડાનો ઘાટ શું કહે છે?

મ્હોંડાના ઘાટ ઘટમ ઉપરથી પણ માણસોના ઘણાક ગુણદોષ માલમ પડી આવે છે. જે માણસના ઉપલા તથા નીચલા હોઠ સમપ્રમાણ ન હોય તે બહુ મૂર્ખો અને પાપી હોવો જોઇએ, પણ એથી ઉલટું જ જેમના બંને હોઠ સરખા પ્રમાણમાં હોય તેઓ બહુ શાણા અને ઉંચી વૃત્તિના હોય છે. સમપ્રમાણ છતાં બહુ મોટા હોઠો ધરાવનારો માણસ નીચ, વિષયી, ખરચ-ચટો અને ઘણીક વાર બેવકુફી ભરેલો અને પાપી હોય છે.

જે માણસના હોઠો ઉપર તિરસ્કાર પ્રવૃત્ત થયલો હોય તે માણસનાં અંતઃકરણમાં કદી પણ પ્યાર હોતો નથી.

જે માણસનો નીચલો હોઠ મોટો હોઇને ઉપલા કરતાં વધુ બહાર નીકળી આવેલો હોય તે માણસના હોઠો ઉપર તિરસ્કાર હોય છે અને તેના અંતઃકરણમાં પ્યાર તો હોતો જ નથી.

જે માણસ આગળ કોઈ ગરીબ માણસની વિપત્તિની કે કોઈ મોટાં માણસની પડતીની વાતો કરવામાં આવે છતાં તે જો હસે અથવા હસવાનું છુપાવે તેવો માણસ અચુક રીતે નીચ અને કપટી સ્વભાવનો હોવો જોઇએ.

નાનું સાંકડું મ્હોંડું, નાનાં નસકોરાં, ગોળ કમાનદાર કપાળવાળો માણસ સહેલથી બ્હી જાય છે, ધાસ્તી ખાય છે અને બહુ નબળો હોય છે; પણ જો તે જોડે મોટી અને મંદ આંખો હોય, લાંબી અને નીકળી

આવેલી ભરેલી હડપચી હોય તો તેવો માણસ પુરુષત્વ ધરાવતો હોતો નથી; પણ તે કરકસરિયો, ઉદ્યોગી અને શાણો હોય છે.

**માથાના બાળ ઉપરથી પરીક્ષા.**

લાંબા વાળવાળો માણસ સામાન્ય રીતે નબળો પણ ઝનુની હોય છે; પણ આછાં ઝુલફાં સાથનો માણસ ફિલસુફી લક્ષણો ધરાવે છે. કોઈ વેળા તેવો માણસ લડવૈયો અથવા રાજદ્વારી થાય છે.

જથાબંધ બાળ ધરાવનાર માણસ શરીરે કે બુદ્ધિએ પણ પુષ્ટ હોતો નથી.

મુછના વાળ જેમ કાળા ભ્રમર સરખા હોય તેમ તે માણસ હિંમતવાન્ હોય છે. બ્રાઉન રંગની મુછોવાળો માણસ ગરમ મિજાજનો પણ સારા સ્વભાવનો હોય છે; લાલ રંગની મુછોવાળો માણસ જાતે કપટી, પણ ઉમદા ખવાસનો હોય છે, સફેદ મુછોવાળો માણસ મીઠા વગરનો પણ ઝનુની હોય છે. જાડી મુછોવાળો માણસ હિંમતવાન્ હોય છે અને આછી મુછવાળો માણસ કમજોર અને સુસ્ત હોય છે.

**કાનોની પરીક્ષા.**

એક ફિલસુફના મત પ્રમાણે મોટા કાનવાળો માણસ નપુંસક હોય છે; જ્યારે ઘણા નાના કાનવાળો દીવાનાના ચિન્હો બતાવે છે. ચપટા કાનવાળો માણસ જંગલી અને હેવાનિયત જેવો હોય છે; પણ મજબૂત અને મધ્યમ કદના કાનવાળો માણસ બધી રીતે સારો હોય છે. જેના કાનના ચાપકાં ચોરસ હોય તે બહુ સુખી હોય છે; અને એવા કાન તે ખરેખર પવિત્ર જીંદગી અને આત્માની બુલંદી બતાવે છે.

**બીજા કેટલાંક લક્ષણો ઉપરથી માણસની પરીક્ષા.**

કાંઈ પણ કારણ વગર વાંકા ટીકા હોઠોથી જે માણસ હસે છે અથવા તો જે માણસ કાંઈ પણ ઠરાવ કે વલણ વગર એકલો ઉભો રહે છે અથવા તો સલામ કરતી વેળા આખું શરીર જડ માફક ઉભું રાખી માત્ર ડોકું ધૂણાવે છે તે માણસ મૂર્ખ જાણવો.

નાની, નબળી અને અપ્રમાણ આંખો, સીસાના રંગનો ચહેરો, સુંવાળા પણ ટુંકા કાળા વાળ, વળેલું નાક, હેઠલો હોઠ બહાર નીકળી આવેલો હોય તેવો માણસ લુચ્ચો, બેશરમ, હઠીલો, વહેમીલો, સ્વાર્થ, સાધુ, નીચ હોય છે.

ઉચું કપાળ અને તેના હેઠળ નાનો ચહેરો, ઉંડી ગળી ગયલી આંખો, કપાળ અને એક વચ્ચેનો અપ્રમાણ ખાડો, બીડાયલું મ્હોંડું, પહોળી હડપચી એવો માણસ બહુ જ હઠીલો અને કડક હોય છે.

## એક સાવચેતી.

જે માણસ નરમાશ અને કોમળતાથી બોલતો હોય, પણ લખવામાં બહુ કડક હોય, જે બોલતો થોડું હોય પણ લખતો ઝાઝું હોય, જે થોડું બોલતો હોય પણ ઝાઝું હસતો હોય અને જેનું હસવાનું ધિક્કાર ભરેલું હોય તેવાં માણસોથી સાવચેત રહેવું. આવાં લક્ષણો ઘણું કરીને ટુંકું કપાળ, ચપટાયલું નાક, નાના પણ બહાર નીકળી આવેલા હોઠ, મોટી આંખ, પોહોળાં કઠણ જડબાં, બહાર નીકળી આવેલી હડપચી, એવા અવયવો ધરાવનારા માણસોમાં સામાન્ય રીતે જોવામાં આવે છે.



# તલ અથવા લાંછન ઉપરથી ભવીષ્ય વર્તામણી.

—:૦:—

કેટલાંક માણસોને શરીરના જૂદા જૂદા ભાગો ઉપર, જૂદા જૂદા રંગ રૂપના નાના સરખા ડાઘા હોય છે, જેને શાસ્ત્ર, તલ અથવા લાંછન એવાં નામથી ઓળખે છે. આવી જાતના તલ જે જૂદી જૂદી જગાએ હોય છે તે જગા પ્રમાણે માણસનું સારું માઠું નસીબ નિર્માણ થયલું શાસ્ત્રવેત્તાઓ માને છે અને તેનો કેટલોક જાણવાજોગ સાર આ ઠેકાણે આપવામાં આવે છેઃ—

કપાળની જમણી બાજુએ અથવા જમણા લમણા તરફ જે માણસને તલ હોય તે માણસ એકાએક ધન અને માન પ્રતિષ્ઠા મેળવવાને ભાગ્યશાળી થશે. જો તે તલનો રંગ લાલ હોય તો જાણવું કે તે માણસ પોતાની ૩૦ વર્ષની વય પછી બહુ આબાદ અને સુખવાસી થશે. જો તલનો રંગ ભુરા અથવા કાળો હોય તો જાણવું કે ૪૦ વર્ષની ઉમરે તેને ધનપ્રાપ્તિ થશે.

જમણાં ભવાં ઉપર જે માણસને ગોળાકાર લીલાશ પડતા રંગનો તલ હશે તે માણસની શેહાદી ભરજુવાનીમાં થશે, અને તેની સ્ત્રી ઘણી સકળ ગુણસંપન્ન અને ધનવાન્ હશે. એ ત્રણમાંની કોઇપણ જગાની ડાબી બાજુ ઉપર જો આવો તલ હોય તો નક્કી માનવું કે તે માણસ પોતાની દરેક ધારણાઓ પાર ઉતારવામાં નિષ્ફળ અને નામુરાદ રહેશે.

કોઇપણ આંખના બહારના ખુણા ઉપર જે માણસને જાંબુઆ રંગનો તલ હશે તે માણસ જાતે શાણો, મક્કમ વિચારનો અને ગંભીર હશે, પણ નક્કી માનવું કે તે ઓચિંતો અને ભયંકર મોતે મરણ પામશે.

જે કોઈ માણસને કોઇપણ ગાલ ઉપર તલ હશે તે માણસ ગમે તેટલા પ્રયત્ને પણ સાધારણ સ્થિતિમાંથી ઉંચી સ્થતિએ પહોંચનાર નથી; પણ એટલું તો ખરું કે તે તદ્દન નિર્ધન તો બનશેજ નહિ.

જે માણસને નાક ઉપર તલ હોય તે માણસ જે કાંઈ કામ માથે ઉઠાવશે તેમાં અવશ્ય ફત્તેહ મેળવશે.

જે માણસને હેઠલા કે ઉપલા કોઇપણ હોઠ ઉપર તલ હશે તે માણસ નાજુક શોભાની ચીજોનો બહુ શોખીન નીકળશે; મોજમજાહમાં તલ્લીન રહેનારો હશે, અને તેમાં તે ફત્તેહ મેળવતો રહેશે.

જે માણસને હડપચી ઉપર તલ હશે તે બહુ આબાદ રહેશે અને જાહેરની માન પ્રતિષ્ઠા પામશે.

જે માણસને ગરદન ઉપર તલ હશે, તે માણસ એક વાર ગુંગળાઈ મરવાની મહા આફતમાંથી બચવા પામશે; પણ તે બનાવ બની ગયા પછી તે ઓચિંતા મળતા મોટા વારસા હિસ્સાની નવાજેશ પામશે.

જે માણસને ગળા ઉપર તલ હશે તે શાદીથી ધનવાન બનવા પામશે; પણ જેને જમણી છાતી ઉપર તલ હશે; તે ન ધારેલા અકસ્માતોથી સુખ સંપતિમાંથી નીકળી જઈ ઓચિંતો દુર્દશા ભોગવવા પામશે અને તેને પેટે ઘણીક કન્યાઓ પેદા પડશે, પણ તેથી ઉલટુંજ જે માણસને ડાબી છાતી ઉપર તલ હશે તે સર્વ ધારેલા કામમાં પાર પડશે.

જે માણસને છાતીની વચ્ચોવચ્ચ તલ હશે તે જેમ ભાગ્યવાન્ તેમ જ ધનવાન્ થવાને સરજેલો છે.

જે માણસને ડાબી છાતી ઉપર હૃદયની ઉપર તલ હશે તે માણસને માટે નક્કી માનવું કે, તે બહુ આકળા મિજાજનો હોવો જોઇએ, પણ સાથે બહુ ઢસુપચુ મનનો, ભટકવાનો શોખ ધરાવનારો અને ઉપર ઉપરથી કામ લેનારો હોવો જોઇએ.

કોણીના કોઇપણ ભાગ ઉપર જમણી બાજુએ જેને એક અથવા અનેક તલ હશે તે માણસ બહુજ મંદ બુદ્ધિનો અને મુશ્કેલી વખતે સારાં નરશાનો વિચાર કરવાની શક્તિનો કોતાહ હોવો જોઇએ.

પેઢુ ઉપર જે માણસને તલ હોય તેને માટે નક્કી માનવું કે તે બહુ ધીરો હશે, પણ બહુ ખાધરો, બહુ જ આપમતલબીઓ અને ઝીંથરો પીથરો હશે.

જે માણસને જમણી જાંગ ઉપર નાનો પણ લાલાશ પડતો તલ હશે; તે માણસ મશ્કરી અને કુનેહ કળામાં પૂરો માલમ પડશે, તે બહુ ધન ભેગું કરશે અને રાજ રજવાડાઓના મોટા મેળાવડામાંથી કોઈ ખૂબસુરત અને બાહોશ બાઇનું અંતઃકરણ જીતી જવા પામશે.

પણ એથી ઉલટું જ જે માણસને ડાબી જાંગ ઉપર તલ હશે તે બહુ જ દરિદ્ર નીકળશે; તેના કોઈ મિત્રો થશે નહિ, અને બીજાઓની અદેખાઈ અને અન્યાયનો પણ ભાગ થઈ પડશે.

જે માણસનાં જમણાં ગુંઠણ ઉપર તલ હશે તે માણસ પોતાની પરણેતર મેળવવામાં બહુ ભાગ્યશાળી નીવડવો જોઇએ; અને મરણ પર્યંત કોઈ પણ હાથ ધરેલા કામમાં નાઉમેદ થવા પામશે નહિ.

પણ તેથી ઉલટું જ જે માણસને ડાબા ગુંઠણ ઉપર તલ હશે તે જાતે ઉછાંછળો, અવિચારી અને આકળો હશે.

જે માણસને જમણા ખભા ઉપર તલ હોય તે જાતે શાણો, ડાહ્યો, અને વિચારશીલ અને ભેદ ભરમ જાળવનાર હોવો જોઇએ; પણ તેથી ઉલટું જ જેના ડાબા ખભા ઉપર તલ હોય તે માણસ ટંટાખોર, અને ક્રોધના કાબુમાં રહી નહિ શકે એવા સ્વભાવનો હોવો જોઇએ.

જે માણસની જમણી બાજુની બગલમાં સુંદર તલ હોય તે માણસ બહાદુર, હિંમતવાન્ અને કશાથી ડરે નહિ તેવો હોવો જોઇએ.

જેની ડાબી બગલમાં તલ હોય તે માણસ બહુ જ મક્કમ વિચારનો અને લડાઇમાં સદા ફત્તેહ મેળવનારો હોવો જોઇએ.

જે માણસના હાથનાં ગુંઠણ નજદીક તલ હોય તે માણસ હંમેશાં બેચેન, ભમતા વિચારનો અને ડગમગતા મનનો અને સાથે અસંતોષી પણ હોવો જોઇએ.

હાથનાં ગુંઠણ અને પહોંચાના વચલા ભાગમાં જે માંણસને તલ હોય તે માણસ જેમ જેમ ઉમરે વધતો જાય તેમ તેમ ધન દોલત અને માનપાન મેળવતો જાય; પણ તેમ થવા પહેલાં તેણે અનેક કષ્ટો અને વિઘ્નો ખમવાને તૈયાર રહેવું જોઇએ.

જે માણસના હાથના પહોંચા ઉપર અગર આંગળાંને છેડે તલ હોય તે માણસ ઉદ્યોગી હોવા જોઇએ અને પોતાના સોબતીઓ તથા મિત્રો તરફ વહાલ ધરાવતો હોવો જોઇએ.

ખભાંથી તે કમર સુધીના ભાગમાં કોઈ પણ ઠેકાણે નાનો અથવા મોટો તલ હોય તે માણસે ખાત્રી રાખવી કે તેના પાસેની દોલત, તેનું માન અને તેની તન્દુરસ્તી ધીમે ધીમે અને અણદીઠ રીતે લથડતી જશે.

જે માણસને હૃદયની સામા તલ હોય તેને માણસ બહુ જ તોફાની હોવો જોઇએ.

જે માણસને હોજરીવાળા ભાગ ઉપર તલ હોય તેને માટે જાણવું કે; તે બહુ જ ખાધરો હોવો જોઇએ, તેમ હોજરીવાળા ભાગની નીચે તલ હોય તો જાણવું કે તે માણસ બહુ જ નબળો હોવો જોઇએ.

જે માણસનાં ગુંઠણ ઉપર તલ હોય તેણે ખુશી થવું કે; તેને એક બહુ ધનવાન્ ધણીઆણી મળશે.

જે માણસના નાક ઉપર તલ હોય તેની સુજતમાં આખી દુનિયામાં મુસાફરી ફરવાનું સાહસ ચોંટેલું છે. જે માણસના ગળા ઉપર તલ હોય તેણે ધીરજ રાખવી કે તે વખત જતાં ધન મેળવવા પામશે જ.

જો કોઈ માણસનાં કપાળના વચલા ભાગમાં બાળની કિનારી નજદીક તલ જોવામાં આવે તો જાણવું કે; તે મિત્રતાને લાયક નથી. જાતે કઠણ હૈયાનો, અને વાતચીતમાં પણ અવિવેકી હોવો જોઇએ; પણ જો તે તલ લાલ રંગનો હોય તો માનવું કે; તે માણસને–સર્વ કોઈ ચહાશે. પણ જો તલનો રંગ કીરમજી જેવો હોય તો માનવું કે; તે બહુ તીખા અને ઝનુની સ્વભાવનો હોવો જોઇએ; જો કાળા રંગનો હોય તો માનવું કે તે માણસ તદ્દન બે બદામનો અને ઠેગધડા વગરનો હોવો જોઇએ, પણ જો તે તલ મસાની માફક ઉભો થયલો હોય તો તે બહુ ભાગ્યશાળી જન્મેલો છે.

જે માણસને કપાળમાં જમણી બાજુએ તલ હોય તે માણસ, જાતે ધનવાન્ અને મિત્રોથી પુષ્કળ લાભ મેળવશે; બીજાઓ ઉપર હુકમ ચલાવશે, જાહેરનું માનપાન મેળવશે; જો તે તલ લાલ રંગનો હોય તો તે ગુરુજી તરીકે પૂજાશે; પણ કાળો હશે તો મોટાં માણસોની ઇતરાજીમાં આવી પડશે, પણ જો મસા માફક ઉપસેલો હોય તો તે સારો નસીબવાન થવાને સરજેલો છે એમ માનવું.

જો કપાળની ડાબી બાજુ ઉપર બાળની નજદીકમાં તલ હોય તો તે માણસે નક્કી માનવું કે; તેની જ પંક્તિના બીજા માણસો તરફથી તેના ઉપર ભારી સીતમ ગુજરશે, જો તલનો રંગ લાલ હોય તો માનવું કે ભારી અફસોસ પછી તે કાંઇક આરામ મેળવશે; પણ જો તે કાળા રંગનો અને ઉપસેલો હોય તો માનવું કે તે જે કાંઈ પ્રયત્ન કરશે તેમાં તે નિષ્ફળ જશે.

પણ એથી ઉલટું જ જે માણસને ડાબી જાંગ ઉપર તલ હશે તે બહુ જ દરિદ્ર નીકળશે; તેના કોઈ મિત્રો થશે નહિ, અને બીજાઓની અદેખાઈ અને અન્યાયનો પણ ભાગ થઈ પડશે.

જે માણસનાં જમણાં ગુંઠણ ઉપર તલ હશે તે માણસ પોતાની પરણેતર મેળવવામાં બહુ ભાગ્યશાળી નીવડવો જોઇએ; અને મરણ પર્યંત કોઈ પણ હાથ ધરેલા કામમાં નાઉમેદ થવા પામશે નહિ.

પણ તેથી ઉલટું જ જે માણસને ડાબા ગુંઠણ ઉપર તલ હશે તે જાતે ઉછાંછળો, અવિચારી અને આકળો હશે.

જે માણસને જમણા ખભા ઉપર તલ હોય તે જાતે શાણો, ડાહ્યો, અને વિચારશીલ અને ભેદ ભરમ જાળવનાર હોવો જોઇએ; પણ તેથી ઉલટું જ જેના ડાબા ખભા ઉપર તલ હોય તે માણસ ટંટાખોર, અને કોઇના કાબુમાં રહી નહિ શકે એવા સ્વભાવનો હોવો જોઇએ.

જે માણસની જમણી બાજુની બગલમાં સુંદર તલ હોય તે માણસ બહાદુર, હિંમતવાન્ અને કશાથી ડરે નહિ તેવો હોવો જોઇએ.

જેની ડાબી બગલમાં તલ હોય તે માણસ બહુ જ મક્કમ વિચારનો અને લડાઇમાં સદા ફત્તેહ મેળવનારો હોવો જોઇએ.

જે માણસના હાથનાં ગુંઠણ નજદીક તલ હોય તે માણસ હંમેશાં બેચેન, ભમતા વિચારનો અને ડગમગતા મનનો અને સાથે અસંતોષી પણ હોવો જોઇએ.

હાથનાં ગુંઠણ અને પહોંચાના વચલા ભાગમાં જે માંણસને તલ હોય તે માણસ જેમ જેમ ઉમરે વધતો જાય તેમ તેમ ધન દોલત અને માનપાન મેળવતો જાય; પણ તેમ થવા પહેલાં તેણે અનેક કષ્ટો અને વિઘ્નો ખમવાને તૈયાર રહેવું જોઇએ.

જે માણસના હાથના પહોંચા ઉપર અગર આંગળાંને છેડે તલ હોય તે માણસ ઉદ્યોગી હોવા જોઇએ અને પોતાના સોબતીઓ તથા મિત્રો તરફ વહાલ ધરાવતો હોવો જોઇએ.

ખભાંથી તે કમર સુધીના ભાગમાં કોઈ પણ ઠેકાણે નાનો અથવા મોટો તલ હોય તે માણસે ખાત્રી રાખવી કે તેના પાસેની દોલત, તેનું માન અને તેની તન્દુરસ્તી ધીમે ધીમે અને અણદીઠ રીતે લથડતી જશે.

જે માણસને હૃદયની સામા તલ હોય તેને માણસ બહુ જ તોફાની હોવો જોઇએ.

જે માણસને હોજરીવાળા ભાગ ઉપર તલ હોય તેને માટે જાણવું કે; તે બહુ જ ખાધરો હોવો જોઇએ, તેમ હોજરીવાળા ભાગની નીચે તલ હોય તો જાણવું કે તે માણસ બહુ જ નબળો હોવો જોઇએ.

જે માણસનાં ગુંઠણ ઉપર તલ હોય તેણે ખુશી થવું કે; તેને એક બહુ ધનવાન્ ધણીઆણી મળશે.

જે માણસના નાક ઉપર તલ હોય તેની સૂજતમાં આખી દુનિયામાં મુસાફરી કરવાનું સાહસ ચોંટેલું છે. જે માણસના ગળા ઉપર તલ હોય તેણે ધીરજ રાખવી કે તે વખત જતાં ધન મેળવવા પામશે જ.

જો કોઈ માણસનાં કપાળના વચલા ભાગમાં બાળની કિનારી નજદીક તલ જોવામાં આવે તો જાણવું કે; તે મિત્રતાને લાયક નથી. જાતે કઠણ હૈયાનો, અને વાતચીતમાં પણ અવિવેકી હોવો જોઇએ; પણ જો તે તલ લાલ રંગનો હોય તો માનવું કે; તે માણસને–સર્વ કોઈ ચહાશે. પણ જો તલનો રંગ કીરમજી જેવો હોય તો માનવું કે; તે બહુ તીખા અને ઝનુની સ્વભાવનો હોવો જોઇએ; જો કાળા રંગનો હોય તો માનવું કે તે માણસ તદ્દન બે બદામનો અને ઠંગધડા વગરનો હોવો જોઇએ, પણ જો તે તલ મસાની માફક ઉભો થયલો હોય તો તે બહુ ભાગ્યશાળી જન્મેલો છે.

જે માણસને કપાળમાં જમણી બાજુએ તલ હોય તે માણસ, જાતે ધનવાન્ અને મિત્રોથી પુષ્કળ લાભ મેળવશે; બીજાઓ ઉપર હુકમ ચલાવશે, જાહેરનું માનપાન મેળવશે; જો તે તલ લાલ રંગનો હોય તો તે ગુરૂજી તરીકે પૂજાશે; પણ કાળો હશે તો મોટાં માણસોની ઇતરાજીમાં આવી પડશે, પણ જો મસા માફક ઉપસેલો હોય તો તે સારો નસીબવાન થવાને સરજેલો છે એમ માનવું.

જો કપાળની ડાબી બાજુ ઉપર બાળની નજદીકમાં તલ હોય તો તે માણસે નક્કી માનવું કે; તેની જ પંક્તિના બીજા માણસો તરફથી તેના ઉપર ભારી સીતમ ગુજરશે, જો તલનો રંગ લાલ હોય તો માનવું કે ભારી અફસોસ પછી તે કાંઇક આરામ મેળવશે; પણ જો તે કાળા રંગનો અને ઉપસેલો હોય તો માનવું કે તે જે કાંઈ પ્રયત્ન કરશે તેમાં તે નિષ્ફળ જશે.

# જુદી જુદી તિથિઓ ઉપર સારાં નરસાંનો આધાર.

ઘણાક શાસ્ત્રકારો મજબૂતી સાથે જણાવી ગયા છે કે; માણસોના સારાં નરસાં ભવિષ્યનો મોટો આધાર જૂદા જૂદા ગ્રહો ઉપર રહેલો છે; અને તેમાં ચન્દ્રનો ગ્રહ જે અસર કરે છે તે બેશક જાણવા જોગ છે:—

એમ જણાવ્યામાં આવે છે કે ચાંદરાતનો ચન્દ્ર ઉગ્યા પછી ૨૧ કલાકની અંદર જે બાળકનો જન્મ થયો હોય તે બહુ ભાગ્યશાળી નીવડે છે; એટલું જ નહિ પણ તે લાંબું આયુષ્ય પણ ભોગવે છે. જો કોઈ માણસ એ દિવસે સ્વપ્ન જુએ તો તે ફળિભૂત થાય છે એટલું જ નહિં, પણ તે સારું જ પરિણામ લાવે છે. ઘણાંક નવાં કામો જે એ દિવસે આરંભવામાં આવ્યાં હોય તે પણ અવશ્ય કરીને ફત્તેહમંદ ઉતરે છે.

બીજે દિવસે એટલે બીજને દિવસે જો કોઈ વસ્તુ ગુમાઈ હોય તો તે ઝટ પાછી મળી આવશે. છુપાયલું ધન મેળવવા માટે પણ એ દિવસ ભાગ્યશાળી છે; અને એ દિવસે જન્મેલાં બાળક આબાદ નીવડશે, પણ એ દિવસે જોયલાં સ્વપ્ન ઉપર આધાર રાખી શકાય નહિ.

ત્રીજનો દિવસ પણ સારો ગણાય છે, અને એ દિવસે જન્મેલું બાળક પણ બીજા બળવાન્ માણસની રાહબરી હેઠળ નસીબવાન્ નીવડે છે. અને એ દિવસે જોયલાં સ્વપ્ન પણ ખરાં પડે છે.

ચોથનો દિવસ અમંગળ છે. એ દિવસે જે માણસ માંદું પડે તે ક્વચિત્ જ સાજું થવા પામે છે; અને એ દિવસે જોયલાં સ્વપ્નાઓ પણ ફોકટ છે.

પાંચમનો દિવસ ઠીક ગણાય છે, એ દિવસે આરંભેલાં કામો વિજયી નિવડે છે, અને એ દિવસે જોયલાં સ્વપ્ન પણ ઘણે ભાગે ખરાં પડે છે; પણ એ દિવસે જન્મેલું બાળક મગરૂર અને ઠગબાજીથી ભરપૂર નિવડે છે.

છઠનો દિવસ તો અશુભ ગણાય છે. એ દિવસે જન્મેલું બાળક લાંબો વખત જીવવા પામતું નથી અને એ દિવસે જોયલાં સ્વપ્ના પણ મિથ્યા જ છે.

સાતમનો દિવસ એટલો અમંગળ લેખ્યો નથી. જણાવ્યામાં આવે છે કે, એ દિવસે જોયલા સ્વપ્ના ઉઘાડાં પાડવાં નહિ; કેમકે તે છુપા રાખવામાં જ લાભ છે. જો એ દિવસે કોઈ આજારી થયું હોય તો તે ઝટ સાજું થવા પામે છે; પણ એ દિવસે જન્મેલું બાળક લાંબી જીંદગી કહાડવા પામતું નથી.

આઠમનો દિવસ બહુ સારો છે; અને એ દિવસે જોયલાં સ્વપ્ના ખરાં પડે છે. એ દિવસે આરંભેલું કોઈપણ કામ પાર પડે છે અને ગયલું પાછું મળે છે.

નોમ આઠમથી કેટલોક ફેરફાર ધરાવે છે. એ દિવસે જોયલાં સ્વપ્ના ખરાં અને અસરકારક નિવડે છે, અને એ દિવસે જન્મેલું બાળક સારી દોલત અને માન મરતબો મેળવવા ભાગ્યશાળી થાય છે.

દશમનો દિવસ અશુભ ગણ્યો છે. એ દિવસ જો કોઈ માંદું પડ્યું હોય તો તે ભાગ્યેજ સાજું થવા પામે છે. પણ એ દિવસે જન્મેલું બાળક લાંબું આયુષ્ય ભોગવે છે; ઘણાંક પવિત્ર તીર્થોની મુલાકાત લેવા અને ઘણીક મોટી નદીઓમાં સ્નાન કરવા ભાગ્યશાળી થાય છે.

એકાદશીનો દિવસ બહુ પવિત્ર માન્યો છે. એ દિવસે જન્મેલું બાળક ધર્મ શ્રદ્ધાળુ નીકળે છે. મુસાફરી માટે એ દિવસને શુભ લેખ્યો છે અને લગ્ન તથા બીજાં ઘણાંક કામો આરંભવા માટે પણ શુભ ગણાય છે.

બારસનો દિવસ કાંઇક મંગળમય લેખ્યો છે, અને એ દિવસે જોયલાં સ્વપ્ના ખરાં પડે છે. અને એ દિવસે જન્મેલા બાળક લાંબા આયુષ્યવાન અને ડાહ્યા નીવડે છે; પણ એ દિવસે માંદગીને બિછાને પટકાયલું માણસ ક્વચિત જ સાજું થવા પામે છે,

તેરસનો દિવસ આનંદ ભરેલો ગણ્યો છે. એ દિવસે જોયલાં સ્વપ્નાની અસર ઝટ માલમ પડે છે અને એ દિવસે જન્મેલાં બાળકો ઓચિંતાં દોલત મેળવવા પામે છે.

ચૌદશનો દિવસ બહુ અનુકૂળ ગણ્યો છે. એ દિવસે આરંભેલાં કામો કદિ નિષ્ફળ થતાં નથી; અને એ દિવસે જો કોઇની મહેરબાની માંગવામાં આવી હોય તો તે પણ તત્કાળ મળે છે. એ દિવસે જન્મેલું બાળક બહુ જ ઉદાર ભોજ રાજા જેવું નીવડે છે,

પુનમનો દિવસ આશક માશુકો માટે બહુ જ લાભકારક લેખ્યો છે. ઈશ્વર પૂજન માટે આ દિવસ બહુ અનુકૂળ પડતો ગણાય છે. ઘણાકો એ દિવસે અપવાસ પાળે છે. એ દિવસે જોયલાં સ્વપ્ન ખરાં પડે છે અને આગલે દિવસે ગુમાયલી ચીજ આજે જરૂર હાથ લાગે છે; પણ એ દિવસે આજારી પડનાર કવચિત જ પાછું ઉઠવા પામે છે.

વદ બીજનો દિવસ અશુભ છે કેમકે એ દિવસે જન્મેલું બાળક કમનસીબ અને અવિવેકી નીવડશે; પણ વેચાણ તથા લેવાણ માટે એ દિવસ બહુ સારો છે.

વદ ત્રીજનો દિવસ ઉપલા દિવસ કરતાં પણ ખરાબ છે. એ દિવસે જન્મેલું બાળક તદ્દન કમઅક્કલ નીવડશે, લગ્ન માટે તથા બીજા કોઈ પણ જાતના કામકાજ માટે અમંગળ ગણ્યો છે. એ દિવસે જોવામાં આવેલાં સ્વપ્ન પણ પાર પડતાં નથી.

વદ ચોથનો દિવસ બહુ ફત્તેહમંદ ગણ્યો છે. એ દિવસે હાથમાં આરંભેલાં કામકાજ આયંદે ફત્તેહમંદ થશે. એ દિવસે જન્મેલું બાળક બહુ જ બહાદુર નીવડશે; પણ ઘણાંક સંકટોમાંથી પસાર થવું પડશે; પણ જીંદગી ઘણી લાંબી ભોગવશે. એ દિવસે જોયલાં સ્વપ્ન ફત્તેહમંદ થશે.

વદ પાંચમનો દિવસ બહુ જ ધાસ્તી ભરેલો ગણ્યો છે. એ દિવસે જન્મેલું બાળક કઢંગા સ્વભાવનું અને કપટી નીકળશે. એ દિવસે જોવામાં આવેલાં સ્વપ્નાં પણ સારું પરિણામ નીપજાવશે નહિ.

વદ છઠનો દિવસ સાધારણ ગણ્યો છે. એ દિવસે જોવામાં આવેલાં સ્વપ્ન ખરાં પડશે, અને મનમાં કોઈ ધારેલો શખ્સ અથવા શખ્સો સહીસલામત આવી પહોંચશે; પણ એ દિવસે જન્મેલું બાળક અપ્રમાણિક નીવડશે.

વદ સાતમનો દિવસ સારો ગણ્યો નથી. એ દિવસે જોવામાં આવેલાં સ્વપ્ન તદ્દન ખોટાં નીવડશે. પણ એ દિવસે જન્મેલું બાળક તન્દુરસ્ત અને મજબૂત બાંધાનું થશે; પણ બહુ જ આપસ્વાર્થી અને બદમાશ નીવડશે.

વદ આઠમનો દિવસ બહુ શુભ છે. એ દિવસના સ્વપ્ન ફત્તેહમંદ નીવડશે અને એ જ શુભ દિવસે હાથ ધરેલાં કામકાજ નફાકારક નીવડશે, અને

એ દિવસે જન્મેલું બાળક પણ બહુ જ નામાંકિત તથા ડહાપણ અને હિંમતવાન થશે; અને તેનો ચહેરો સદા હસતો જ રહેશે.

વદ નવમીનો દિવસ આગલા દિવસના જેટલો શુભ નથી. એ દિવસે જન્મેલું બાળક બહુ જ હઠીલું, કોઇને તાબેદાર નહિ રહે એવા સ્વભાવનું, પોતાના મિત્રોની દરકાર નહિ રાખનારું નીવડશે. વળી તે પરદેશમાં એકાંત રહેવાનું બહુ પસંદ કરશે; પણ એ દિવસ સાદી રામશની માટે બહુ જ શુભ છે અને એ દિવસે જે પણ કાંઈ કામ ધંધો હાથમાં લીધો હશે તે ફત્તેહમંદ અને નફાકારક નીવડશે.

વદ દશમનો દિવસ બહુ જ શુભ ગણાય છે. એ દિવસનાં સ્વપ્ન બહુ જ આનંદ આપનારાં થઈ પડશે. તે સઘળાં ખરાં અને ફત્તેહમંદ નીવડશે. એ દિવસે જન્મેલું બાળક ઘણી બહાદુરી ભરેલાં કામો કરવાને સરજાયલું છે અને તેની એવી બાહોશી માટે સઘળી તરફથી તેની વખાણ થશે.

વદ એકાદશીનો દિવસ અશુભ છે; એટલું જ નહિ પણ સર્વથી ખરાબ છે. એ દિવસનાં સ્વપ્ન તદ્દન રદ બાતલ નીવડશે. એ દિવસે જન્મેલું બાળક બહુ જ દુષ્ટ નીવડશે. જીન્દગીમાં ઘણાંક સંકટોને આધીન થશે. જો એ દિવસે કોઈ પણ માંદું પડશે તો તે પાછું સાજું થવા પામશે નહિ.

વદ બારસનો દિવસ બહુ જ શુભ છે. એ દિવસનાં સ્વપ્ન સારું પરિણામ નીપજાવશે. એ દિવસે જન્મેલું બાળક જન્મથી જ ધનવાન થવાને સરજાયલું છે અને તે ઘણાંક ભલાં કામો માટે સર્વની વખાણને પાત્ર થશે.

વદ તેરસનો દિવસ બહુ આનંદમય છે. એ દિવસનાં સ્વપ્ન સારું પરિણામ નીપજાવશે. તેમ જ એ દિવસે જન્મેલાં બાળક ઘણાં સોહામણાં, મીઠા સ્વભાવનાં ને મળતાવડાં નીવડશે.

વદ ચૌદશનો દિવસ ઘણો ખરાબ ગણ્યો છે. એ દિવસે જોયલાં સ્વપ્ન પરિણામમાં માંદગી નીપજાવશે અને એ દિવસે જેને માંદગી લાગુ પડી હશે તેને મોતના ફરેસ્તાની ધમકી મળશે; પણ આખરે સાજો થશે. એ દિવસે જન્મેલું બાળક તેના માતપિતાની ખુશાલીમાં ઉમેરો કરશે, પણ તે ઝાઝી ઉમર કહાડવા પામશે નહિ. એ દિવસે હાથ ધરેલાં કામકાજ શરૂઆતમાં નિષ્ફળ થશે, પણ આખરે તે લાભકારક થશે.

વદ અમાસનો દિવસ ઘણો જ ભાગ્યશાળી ગણાયો છે. એ દિવસે જોયલાં સ્વપ્ન સારું પરિણામ લાવશે અને એ દિવસે જન્મેલાં બાળક શરુઆતમાં ઘણાં કષ્ટ ભોગવી આખરે સુખી થશે. સાદી રામશની માટે એ દિવસ બહુ જ શુભ છે. કંઈ પણ કામકાજની શરુઆત કરવા માટે એ દિવસ ઘણો ભાગ્યશાળી છે.

ઉપર આપેલી લંબાણ સમજુતી ઉપરાંત નિચે આપેલો સારાંશ પણ જાણવાજોગ થઇ પડશે:—

## પુરુષોના સંબંધમાં.

જમણાં અંગ ઉપર તલ, મસા, લાખા હોય અને તે જો અખંડિત શોભાયમાન હોય તો સારું નામ હાંસલ કરે.

**મસ્તક** ઉપર તલ હોય તો તે સર્વ જગા ઉપર માનપાન મેળવે.

**કપાલ** ઉપર તલ હોય તો તે દેશાવરમાં સારો લાભ પામે.

**આંખ** ઉપર તલ હોય તો તે નાયક પદ્વી પામે.

**મુખ** ઉપર તલ હોય તો તે ઘણી જ દોલત મેળવે.

**ગાલ** ઉપર તલ હોય તો તે ખુબસુરત સ્ત્રી મેળવવા ભાગ્યશાળી થાય.

**નાક** ઉપર તલ હોય તો તેને સુવાસ લેવાનો બહુ લોભ હોય અને તે લોભ તે પુરા પાડે.

**હોઠ** ઉપર તલ હોય તો તેની કહેલી વાત સર્વને માન્ય રહે.

**હોઠ** નીચલા ઉપર તલ હોય તો તે માણુસ બહુ કંજુસ હોય.

**કાન** ઉપર તલ હોય તો તે આભુષણ બહુ મેળવવા પામે.

**ડાક** ઉપર તલ હોય તો તે એશઆરામમાં રહેવાની બહુ લાલચ રાખે અને તેમ તે મેળવે પણ ખરો.

**છાતી** ઉપર તલ હોય તો તે એક સારી સ્ત્રી મેળવવા પામે અને તેનાથી તે અત્યંત સુખ પામે.

**હાથ** ઉપર તલ હોય તો તે પોતાની હાથની કમાઈ ઉપરજ આધાર રાખે અને તેનો તે આરામથી ભોગવટો કરે, તેમ દુશ્મનો ઉપર હંમેશાં ફત્તેહ મેળવે.

**હથેલી** અથવા **પંજામાં** તલ હોય તો તે માણસ બહુજ ખરચાળ અને મોટા ખરચ રાખનારો નીકળે.

**જાંગ** ઉપર તલ હોય તો તે ગાંડી ઘોડે ફરહર કરે.

**પગ** ઉપર તલ હોય તો તે દેશાવરોમાં મુસાફરીઓ કરે.

## સ્ત્રીઓના સંબંધમાં.

**ડાબું આંગ** ઉપર તલ, મસા, લાખા, હોય અને તે અખંડિત અને શોભાયમાન હોય તો તે સ્ત્રી બહુ સારું ફળ મેળવવા પામે.

**મસ્તક** ઉપર તલ હોય તો તે રાજાની રાણી થવાનો સંભવ છે, અથવા તેના સરખું સુખ ભોગવે.

**કપાળ** ઉપર તલ હોય તો તે મોટા માણસની ધણીયાણી થવા પામે.

**આંખ** ઉપર તલ હોય તો તે સ્ત્રી પોતાના પતિને અતિ વહાલી હોય.

**ગાલ** ઉપર તલ હોય તો તે એશ આરામમાં રહેવાને સરજાન સમજવી.

**નાક** ઉપર તલ હોય તો તે ફુલો સુંઘવાની બહુ તલપ રાખનારી હોય.

**કાને** ઉપર તલ હોય તો તે ઝવેરાત બહુ પેહરવા પામે.

**ગળાં** ઉપર તલ હોય તો તે દાગીનામાં સદા હેરો કરનારી હોય.

**સ્તને** ઉપર તલ હોય તો તે સ્ત્રી પુત્રવંતી નીવડે.

**સ્તનના** મુખ લાલ હોય તો તે સ્ત્રી પાસે પૈસો ઘણો રહે.

**હાથ** ઉપર તલ હોય તો તે તેવી સ્ત્રી પોતાના પતિને બહુ પ્રિય હોય.

**જાંગ** ઉપર તલ હોય તો તે સ્ત્રી દાસ દાસીઓ અનેક મેળવવા પામે.

**પગ** ઉપર તલ હોય તો તે દેશાવરમાં બહુ ફરહરે કરે.

**જમણાં** આંગ ઉપર તલ હોય તો તે બહુજ થોડાં ફળ પામે. પણ ડાબાં આંગ ઉપર હોય તો તો વિશેષ ફળ મળે.

# સારી નરસી સ્ત્રીઓની પરીક્ષા.

——:૦:——

સ્ત્રીઓના રૂપ રંગ આંગળી નાક વિગેરે અવયવો ઉપરથી કઈ જાતની સ્ત્રી સારી અને કઈ જાતની સ્ત્રી નરસી નીવડે તેની કેટલીક સમજણ શાસ્ત્રોમાં આપેલી જોવામાં આવે છે, જેમાંની કેટલીક ઉપયોગી પરિક્ષા હેઠલ આપી છે:—

**સારી સ્ત્રીઓ**—જે સ્ત્રીનાં પગનાં તળીયાંઓ લાલ રંગના હોય તેને ઉત્તમ અને પતિવ્રતા જાણવી—જે સ્ત્રીના પગની આંગળીઓ એક બીજી જોડે મળી ગયલી હોય તે પુત્રવંતી થાય છે. જે સ્ત્રીના પગની અંગુઠાની પાસેની આંગળી બીજી આંગળીઓ કરતાં લાંબી હોય તે સસરા, સાસુ અને પતિને ઘણી વાહાલી થઈ પડે છે. જે સ્ત્રીના પગની છેલ્લી આંગળી સર્વથી મોટી હોય તે પોતાના લાગતાવળગતાઓથી અત્યંત માન પામે છે. જે સ્ત્રીના પગની વચલી આંગળી સર્વથી નાની હોય તે સ્ત્રી મરતાં સુધી પરપુરુષનો સંઘ કરે નહી. જે સ્ત્રીના વાળ સીધા, ઝીણા અને ચીકાશદાર હોય તો તે સ્ત્રી પતિવ્રતા, મહાસતી અને પતિ ઉપર પ્રેમ રાખનારી હોય છે. જે સ્ત્રીનું કપાળ મોટું અને અર્ધ ચંદ્ર સરખા આકારનું હોય તે ઘર અત્યંત સુખદાયી થાય અને તેવી સ્ત્રી પોતાના પતિ ઉપર બહુ પ્રેમ ધરાવે છે. જે સ્ત્રીના કપાળ ઉપર તેજસ્વી પ્રકાશ ચમકતો હોય તો તે સ્ત્રી રાજાની રાણી થાય: જે સ્ત્રીનું કપાળ સીધું અને સરલ હોય તે અત્યંત સુખ આપનારી હોય છે. જે સ્ત્રીનાં ભવાં અત્યંત કાળા રંગનાં હોય તે અત્યંત સુખ દેનારી થાય છે. જે સ્ત્રીનાં ભવાં ધનુષ્ય સરખાં આકારનાં હોય તે બહુ ભાગ્યશાળી થાય. જે સ્ત્રીનાં ભવાં અત્યંત નમી ગયલાં ન હોય તે ધન્ય ધાન્ય તથા પુત્રોની વૃદ્ધિ કરનારી જાણવી. જે સ્ત્રીની આંખો લાંબી હોય તેણીને ઉત્તમ જાણવી; તે સ્ત્રી ઉપર પતિનો અત્યંત પ્યાર હોય તથા તેણી ઘણું માનપાન મેળવે. જે સ્ત્રીનું તાળવું લાલ રંગનું હોય તે પોતાની વર્તણુકથી ભરથારને વશ કરી શકે છે; તથા તેનું કાયમી જગાએ માન વધે છે અને તે બહુ જ પરોપકારી થાય છે.

જે સ્ત્રીને ૩૦ દાંતો હોય તે મહાભાગ્યશાળી હોઇને પતિને અતિઘણી પ્રિય હોય છે, તેમ જ જે સ્ત્રીના દાંતો છુટાછુટા હોય તેણી ઉપર તેના પતિનો પ્રેમ હોય છે. જે સ્ત્રીનાં દાંતો દાડમની કળી જેવા સરખા હોય તે સ્ત્રી પતિવ્રત પાળનારી હોય છે. જે સ્ત્રીના દાંતોની ઉપલી હાર નીચલી હારથી ઉપર આવતી હોય તે સ્ત્રી સૌભાગ્યવંતી રહે છે. જે સ્ત્રીના બત્રીસે દાંતો એક સરખા લાંબા હોય તે રાજાની રાણી થઇને પતિનો પ્રેમ સંપાદન કરે છે. જે સ્ત્રીનો ગમે તેવાં નીચ ઘરમાં અવતાર થયો હોય પણ જેણીના દાંતો સ્વભાવથી જ ગુલાબી રંગની ઝાંખ મારતા હોય તે અત્યંત ગુણવાળી અને ધનને વધારનારી હોય છે. જે સ્ત્રીની જીભ લાલ રંગની હોય તે સ્ત્રીપુત્રોને ઉત્પન્ન કરનારી તથા સદા સોવાસન રહે છે. જે સ્ત્રીની જીભ સરલ અને અણીદાર હોય તે સ્ત્રીને વેરીનો નાશ કરનારી તથા કીર્તિ મેળવનારી જાણવી. જે સ્ત્રીનું નાક સીધું અને દીવાની જોતની અણી જેવું હોય તે સ્ત્રી ધનની વૃદ્ધિ કરનારી નીવડે છે. જે સ્ત્રીના ગળા ગુલાબના ગોટાની પેઠે રતાશ મારતા હોય તથા જરા ઉપસેલા હોય તે સ્ત્રી પતિનો અત્યંત પ્યાર મેળવે છે. જે સ્ત્રીના ગાલો કાચના સરખાં તેજદાર પાર કાંતીવાળા હોય તે સ્ત્રી ઘરની લક્ષ્મી વધારે છે અને પુત્ર-પરિવારને સુખ આપે છે. જે સ્ત્રીના હોઠ લાલ રંગના હોય તથા ધનુષ્ય સરખા અર્ધ ગોળાકાર હોય તે સ્ત્રી સુખ સંપત્તિ વધારે છે, તથા પતિને પણ ઘણું સુખ આપે છે. જે સ્ત્રીના કંઠમાં ત્રણ રેખાઓ હોય તેને ઉત્તમ ભાગ્યશાળી જાણવી પણ જે રેખાઓ વચેથી તુટેલી હોય તો તેણીને નુકસાન કરનારી જાણવી.

**કુલક્ષણી સ્ત્રીઓ**—જે સ્ત્રીની હાથની અંગોઠાની પાસેની આંગળી કરતાં તેના પગની મધ્ય આંગળી લાંબી હોય તો સ્ત્રી બહુ અહંકારી નીવડે છે. જે સ્ત્રીના પગની સર્વે આંગળીઓ નાની હોય તે મર્યાદામાં રહી શકતી નથી. જે સ્ત્રીના પગની અંગુઠાની પાસેની આંગળી સર્વેથી નાની હોય તે સ્ત્રીને પરણવામાં લાભ નથી. જે સ્ત્રીના હાથ લાંબા હોય તે દરિદ્ર હોય, તેમ જે સ્ત્રીના હાથ ટુંકા હોય તે સારા ગુણોથી હીન હોય છે. જે સ્ત્રીના હોઠ કાળા હોય તે પતિ ગુમાવી બેસે છે. જે સ્ત્રીના ગાલ કુવા

માફક ઉંડા હોય તે સ્ત્રી બહુ ગુસ્સાવાળી હોય છે તેમજ તે પરપુરુષનો જ ખ્યાલ રાખ્યા કરે છે. જે સ્ત્રીના ગાળ ઉંચા અને જાડા હોય તે સ્ત્રી દગાથી પતિનો નાશ કરે છે અને તેમાં તેનો હેતુ પરપુરુષ જોડે પ્રેમમાં પડવાનો હોય છે. જે સ્ત્રીના દાંત હોઠની બાહાર નીકળેલા હોય તે સ્ત્રી વિધવા થાય છે. જે સ્ત્રીનું નાક વાંકું હોય તે સ્ત્રી તેના ભરથારને બીલકુલ ગમતી નથી. જે સ્ત્રીનું નાક નાનું અને ચપટું હોય તે સ્ત્રી પરણ્યા પછી થોડા જ વખતમાં વિધવા થાય છે. જે સ્ત્રીની જીભ શામળા રંગની હોય તે બહુ હલકી નીતિની હોય છે અને જેણીની જીભ ધોળી હોય તે બાપડી દાસી થવાને સરજાયલી હોય છે, જે સ્ત્રીનું તાળવું કાળું હોય તે સ્ત્રી ભરથારને કષ્ટ આપતી રહે છે. જે સ્ત્રીની આંખો પીળાશ ઉપર હોય તે માહા દુર્ગુણી નીવડે છે. જે સ્ત્રી શરીરે તદ્દન પાતળી અને કુદરતી તવાયલી હોય તે પતિને દુઃખ આપનારી નીવડે છે; એટલુંજ નહીં પણ તેને પતિ જોડે બનાવ રહે છે. જે સ્ત્રીનાં ભવાં સીધાં હોય તે સ્ત્રી પતિ ઉપર પ્રેમ રાખી શકતી નથી. જે સ્ત્રીના કાનો નાના હોય તે સ્ત્રી જાતે દુર્ભાગીણી અને ધનનો નાશ કરનારી નીકળે છે. અતિ નાનાં કપાળવાળી સ્ત્રીને બહુ જ અપશુકનવાળી જાણવી. જે સ્ત્રીનું માથું બહુ જ નાનું હોય તે દુર્ભાગીણી હોય છે અને જેનું માથું અતિઘણું મોટું હોય તે મૂર્ખ નીકળે છે. જે સ્ત્રીના બાલ ભુરા રંગના કઠોર જાડા અને ટુકા હોય તે સ્ત્રી અનીતિમાન તથા પરિવારનો નાશ કરનારી નીવડે છે અને તે પતિને પણ દુઃખ આપે છે. કાબરચિત્રા બાલવાલી સ્ત્રી દુરાચરણી નીકળે છે. જે સ્ત્રીના બાલ લગાર રતાશ ઉપર હોય અને જાડા હોય તે પરણ્યા પછી લાંબો કાળ પતિનું સુખ જોવા પામતી નથી. જે સ્ત્રીના બાલ છુટા છુટા હોય તે પણ કમનસીબ હોય છે. ધન, ધાન્યનો તે નાશ કરનારી નીવડે છે. જે સ્ત્રીને મરદની માફક મુછની જગાએ વાળ ઉગેલા હોય તેને વાંઝણી જાણવી. જે સ્ત્રીનું તાળવું સદા લુખું રહ્યા કરતું હોય તે સંતાનો ઉત્પન્ન કરે છે ખરી પણ તે બાપડાં તદ્દન દુબળાં જ જન્મે છે. જે સ્ત્રીનાં દાંતો ઉંચા તથા એક બીજા જોડે બહુ જ બીડાયલા રહેતા હોય તે સ્ત્રી બીહકણ અને સાથે બુદ્ધિ વગરની હોય છે. જે સ્ત્રીને દાઢીની જગાએ

વાળ ઉગેલા હોય તે સ્ત્રી ઘરમાં રહેતી લક્ષ્મીનો પણ નાશ કરે છે, શત્રુઓથી હાર ખાય છે અને લોકોમાં અપમાન પામે છે. જે સ્ત્રીના ગાલ ઉંડા હોય તે પરપુરુષનું ધ્યાન ધર્યા કરે છે અને પતિને સુખ આપનાર નીવડતી નથી. જે સ્ત્રીના ગાલની ચામડી કર્કશ અને બહુ જ જાડી હોય તે જેમ ધનનો તેમ જ કુટુંબનો પણ નાશ કરનારી નીવડે છે; તેવી સ્ત્રીને જાણીજોઇને પરણવું નહિ અને પરણ્યા હોય તો તેને ઘરમાંથી દુર જ રાખવી બેહતર છે. જે સ્ત્રીના હોઠ જાડા તથા થોડા ખુલ્લા રહેતા હોય તે સ્ત્રી આયંદે કુટુંબને દુઃખદાયક નીવડે છે. જે સ્ત્રીના ડાબા સ્તનપર તલ અથવા મસા હોય તો તેણીને સદા કંકાશ કરનારી અને સાથે દુર્ભાગીણી જાણવી. જે સ્ત્રીનું પેટ ઘડા સરખું ઉંચું તથા સ્તનોની અને પેટની ઉંચાઈ સરખી હોય તે દુર્ભાગિણી હોય છે. જે સ્ત્રીને પેટ ઉપર ઘણા જ વાળ ઉગેલા હોય તેને રાક્ષણી સમાન જાણવી. જે કુટુંબનો નાશ કરી વ્યભીચારીણી નીકળે છે.

# મુહુરતો.

—:o:—

**કાર્ય સફળ કરવા માટે ઉત્તમ મુહુરત**–સોમ, મંગળ, બુધ અને શુક્રવાર, ૧–૫–૬–૧૧ એ તીથી, અશ્વની, રોહણી, પુનર્વસુ, મઘા, હસ્ત, વીશાખા, મુલ, શ્રવણ, પૂર્વાભાદ્રપદ એ નક્ષત્રો હોય, એ ત્રણેનો યોગ મળે તે વખતે જે કામની શરુઆત કરો તે સફળ થાય છે.

રવી, મંગળ, બુધ અને શુક્રવાર, ૨–૩–૭–૧૨–૧૫ એ તીથી અને ભરણી, મૃગસર, પુષ્પ, પૂર્વાફાલ્ગુણી, ચિત્રા, અનુરાધા, પૂર્વાભાદ્રપદ એ નક્ષત્ર હોય અને એ ત્રણનો યોગ થાય તેમાં જે કામની શરૂઆત કરવામાં આવે તે કામ તમારા મોહોડામાંથી હોકમ નીકળતાં સાથે સફળ થાય.

જે નક્ષત્ર પર સૂર્ય હોય તેથી દૈનીક નક્ષત્ર ૪–૬–૯–૧૦–૧૩–૨૦ મું નક્ષેત્ર હોય તે વખતમાં જે કામનું મંગળ કરવામાં આવે તે ફળ આપે.

**દુકાન ખોલવાનું ઉત્તમ મુહુરત**–અશ્વની, રોહણી, મૃગસર, પુષ્પ ઉતરાફાલ્ગુણી, હસ્ત, ચિત્રા, અનુરાધા, ઉતરાભાદ્રપદ, અભીજીત, રેવતી એ નક્ષેત્ર હોય, ૪–૯–૧૪ એ તીથી શીવાયની બીજી હરકોઈ તીથી હોય વળી તે વેળાએ ડાબી બાજુનાં નસ્કોરાંમાંથી પવન ચાલતો હોય તે વખતે નવી દુકાન ખોલેલી ઉત્તમ છે. એ મુહુરત કરવા માટે ગાદી બીછાવવી અને કાંઇક ધર્મનું શુભ કાર્ય પણ કરવું. એવી રીતે દુકાન ખોલવાથી ઇજત, આબરુ અને લક્ષ્મીની આબાદી થાય.

**અધિકારપર ચઢવાનું ઉત્તમ મુહુરત**–જે દીવસે અશ્વની, મૃગસર પુષ્પ, હસ્ત, ચીત્રા, અનુરાધા, અભીજીત, રેવતી એ નક્ષત્રો હોય, બુધ, ગુરૂ, શુક્ર, રવી એ વાર હોય અને એ રોજ આપણા ડાબા નસ્કોરામાંથી સ્વર ચાલતા હોય તે દીવસે નોકરી અથવા અધિકાર ઉપર ચઢવાનું ફળદાયી છે, અને ઇનામો પણ મળતાં રહે છે.

**દેશાવર જવા માટે ઉત્તમ ખોરાક અને ઉત્તમ તીલક**–દેશાવર જનારાઓએ પણ કેટલાક જોગો સમાલવાની જરૂર છે. જો રવિવારને દિવસે જવું હોય તો નાગરવેલનું પાન ખાઈ ચંદનનું તીલક કરીને જવું.

જો સોમવારને દીવસે જવું હોય તો આરસીમાં મોઢું જોઈ દહીંનું તીલક કરીને જવું. મંગળવારને દિવસે જવું હોય તો ધાણા મોહમાં નાખી માટીનું તીલક કરીને જવું. બુધવારને દિવસે જવું હોય તો ગોળ ખાઈ ઘીનું તીલક કરીને જવું. ગુરૂવારને દિવસે જવું હોય તો રાઈના દાણા મોહોમાં રાખી તેલનું તીલક કરીને જવું. શુક્રવારને દિવસે જવું હોય તો દહી ખાઈ તેલનું તીલક કરીને જવું. શનીવારને દિવસે જવું હોય તો વાવડીંગના દાણા ખાંડી ખડનું તીલક કરી જવું. એ સર્વ કાયદા ધ્યાનમાં રાખી વર્તવાથી લાભ થાય છે.

**પરદેશ સીધારવાના નક્ષેત્રનું ફળ**—પરદેશ જવા માટે કેટલાંક નક્ષેત્રોનો પણ જોગ સાચવ્યો હોય તો આયદો લાભ થાય છે.

અશ્વની નક્ષેત્ર હોય તો સુખસંપત્તિ મળે.

ભરણી નક્ષેત્ર હોય તો ફેરો નિષ્ફળ થાય.

કૃત્તિકા નક્ષેત્ર હોય તો સૌભાગ્ય પ્રાપ્ત થાય.

રોહણી નક્ષેત્ર હોય તો ક્લેશ થાય.

મૃગસર નક્ષેત્ર હોય તો અન્તે લાભ થાય પણ એ વેળાએ પૂર્વ દીશાએ જવું નહી.

આર્દ્રાએ નીકળે તો મરણ, રોગ, કે સંતાપ થાય.

પુનર્વસુએ નીકળે તો કાર્યસિદ્ધિ થાય.

અશલેશા નક્ષેત્ર હોય તો મરણ નીપજે યા તેટલી હદ સુધીનું દુઃખ થાય. પણ ૧—૬—૧૧ તીથી હોય તો કાર્યસિદ્ધ થવાનો જોગ છે. પુષ્પ નક્ષેત્ર હોય તો અન્નનો લાભ થાય.

પૂર્વાફાલ્ગુણી નક્ષેત્ર હોય તો વિરોધ નીપજે.

ઉતરાફાલ્ગુણી નક્ષેત્ર હોય તો ક્લેશ થાય પણ ૨—૭—૧૨ તીથી હોય તો કાર્ય સિદ્ધિનો જોગ છે. હસ્ત નક્ષેત્ર હોય તો અન્નનો લાભ થાય, પણ ઉત્તર દીશાએ જવું નહી.

ચીત્રા નક્ષેત્ર હોય તો બહાર નીકળવાનું સારૂં નથી. તેમ દક્ષિણ દીશાએ તો જવું જ નહી. ૩—૮—૧૩ ને મંગળવાર હોય તો હરકત નહી.

સ્વાતી નક્ષેત્ર હોય તો પરદેશ જનાર કુશળ ઘેર આવે.

વીશાખા નક્ષેત્ર હોય તો કારજ સિદ્ધિ થાય. ૫-૧૦-૧૫ ગુરૂવાર હોય તો કાર્ય સિદ્ધ કરીને જ આવે.

અનુરાધા નક્ષેત્રનો અમલ હોય તો મરણ નીપજવાનો ભય રહે છે, અગર તેટલી હદ સુધી દુઃખ થાય છે.

જેષ્ટા નક્ષેત્રનું ફળ પણ ઉપર પ્રમાણે જ થાય છે.

મૂળ નક્ષેત્રનો અમલ હોય તો કામ થતાં વિલંબ લાગે.

પૂર્વાષાધા નક્ષત્રનો અમલ હોય તો વેપારમાં લાભ થાય.

ઉત્તરાષાધા નક્ષેત્રનો અમલ હોય તો સઘળા કાર્ય સિદ્ધ થાય.

શ્રવણ નક્ષેત્રનો અમલ ચાલતો હોય તો દક્ષિણ દિશા તજવી. તેમ કરે તો જ કાર્ય સફળ થાય.

ધનેષ્ટા નક્ષેત્રનો અમલ હોય તો તેનું ફળ ઉપર પ્રમાણે જ મળે છે.

સતતારા નક્ષેત્ર હોય તો તે સારું છે: પણ દક્ષિણ દિશાએ જવું નહી.

પૂર્વાભાદ્રપદ નક્ષેત્રનો અમલ હોય તો વઢવાઢ થવા વગર રહે નહી.

ઉત્તરાભાદ્રપદ નક્ષેત્રનો અમલ ચાલતો હોય તો બળતો જાય ને બળતો આવે.

રેવતી નક્ષેત્રનો અમલ હોય તો ધારેલું કામ સફળ થાય.

**ચોક્કસ દીશા તરફ જવાના ઉત્તમ નક્ષેત્રો**—ચોક્કસ દીશાઓમાં જવું હોય તો ચોક્કસ નક્ષેત્રોને શાસ્ત્રકારો ઉતમ જણાવી ગયા છે. જેવાં કે—

ઉત્તર દીશા તરફ જવું હોય તો ધનીષ્ટા, સતતારા, પૂર્વાભાદ્રપદ, ઉત્તરાભાદ્રપદ, રેવતી, અશ્વણી, ભરણી ઉત્તમ છે.

પૂર્વા દીશા તરફ જવું હોય તો કૃત્તિકા, મૃગસર, આર્દા, પુનર્વસુ, અશ્લેશા નક્ષેત્રો ઉત્તમ છે.

દક્ષિણ દીશા તરફ જવું હોય તો મધા, પુર્વાફાલ્ગુણી, ઉત્તરાફાલ્ગુણી, હસ્ત, ચત્રિા, સ્વાતિ, વીશાખા નક્ષેત્ર ઉત્તમ કહ્યા છે.

પશ્ચિમ દીશા તરફ જવું હોય તો અનુરાધા, જેષ્ટા, મૂળ, પૂર્વાષાધા, ઉત્તરાષાધા, અભીજીત, શ્રવણ એ નક્ષેત્રો ઉત્તમ છે.

**શુભ ફળ આપનારો અમૃત સિદ્ધિ માર્ગ**—રવીવારે હસ્ત, સોમવારે મૃગસર, મંગળવારે અશ્વની, બુધવારે અનુરાધા, ગુરૂવારે પુષ્પ,

શુક્રવારે રેવતી, શનિવારે રોહણી એ પ્રમાણે વારને નક્ષત્રનો જોગ હોય તો અમૃતસિદ્ધિ યોગ થાય છે, અને તેમાં પરદેશ ગમન વગેરે કાર્ય કરવાથી શુભ ફળ મળે છે.

## રાશીઓના ચંદ્રનાં કેટલાંક ફળો.

ચોક્કસ રાશીઓના ચંદ્રમાં કયી કયી અમુક દીશાએ મુસાફરી કરવી લાભકારક છે તે વિષે શાસ્ત્રકારો નીચે મુજબ જણાવી ગયા છેઃ—

મેષના ચંદ્રમા સમયે રાત્રીના પૂર્વ દીશા તરફ જવું સારૂં છે, તથા લાભકારી છે.

વૃષ્ભના ચંદ્રમા સમયે રાત્રીના દક્ષિણ દીશા તરફ જવું લાભકારી છે.

મીથુનના ચંદ્રમાના દીવસોમાં દીવસે પશ્ચિમ દીશા તરફ જવું લાભકારક છે.

કર્કના ચંદ્રમાના દીવસોમાં રાત્રી સમયે ઉત્તરદીશા તરફ પ્રયાણ કરવું લાભકારી છેઃ

સિંહ રાશીના ચંદ્રમાના દીવસોમાં પૂર્વ દીશા તરફ જવું લાભકારી છે.

કન્યા રાશીના ચંદ્રમાના દીવસોમાં દીવસના સમયે દક્ષિણ દીશા તરફ પ્રયાણ કરવું ફળદાયી છે.

તુલા રાશીના ચંદ્રમાના દીવસોમાં દીવસે પશ્ચિમ દીશા તરફ હેર્યું લેવાનું લાભકારક છે.

વૃશ્ચિક રાશીના ચંદ્રમાના દીવસોમાં દીવસે ઉત્તર દીશા તરફ પ્રયાણ કરવું ફળદાયી છે.

ધન રાશીના ચંદ્રમાના દીવસોમાં રાતને સમયે પૂર્વ દીશા તરફ પ્રયાણ કરવું લાભદાયી છે.

મકર રાશીના ચંદ્રમાના દીવસોમાં રાતની સમયે દક્ષિણ દીશા તરફ પ્રયાણ કરવું ફળદાયી છે.

કુંભ રાશીના ચંદ્રમાના દીવસોમાં દીવસના સમયે પશ્ચિમ દીશા તરફ જવું સારૂં છે.

મીન રાશીના ચંદ્રમાના દીવસોમાં દીવસ તેમજ રાત્રીએ ઉત્તર દીશા તરફ પ્રયાણ કરવું ફળદાયી છે.

જે દીશામાં જવું હોય તે દીશામાં ચંદ્ર સામો હોય તો પૈસો મળે, જતાં દક્ષિણ ભાગમાં ચંદ્ર હોય તો સુખસંપત્તિ મળે. પાછલા ભાગમાં હોય તો મરણનો ભય રહે છે, ડાબા ભાગમાં હોય તો લક્ષ્મીનો નાશ કરે છે.

**સારા નરસા શુકનો**—એક કરતાં વધારે બ્રાહ્મણો, ગાય, ફળ, દુધ, ફુલ, મોતી, માણેક, વિગેરેના શુકન સારા છે. રત્ન, વેશિયા, દહીં, હાથી, ઘોડો, છત્ર, ધુમાડા વગરનો દેવતા, માંસ, માછલાં, દારૂ, તલવાર, ઢાલ, બંદુક, કટાર, કુંવારીકા, હરણ, નોલીયો, ચાસ, મોર, પાણીનું બેડું કે ઘડા ભરી આવતી સ્ત્રી, સારી શુભ વાણી, વાજીંત્ર, અગર ધોયલાં કપડાંનો ગાંસડો લઇને આવતો ધોબી એટલા પદાર્થો સામા આવતા હોય તે અગર દુરથી દેખાય તો જે કામે જતા હોય તે કામ સિદ્ધ થાય.

રોગીને માટે વૈદ કે ડાકટરને બોલાવા જનાર માણસને થંડા, શીતળ વસ્તુના શુકન નઠારા જાણવા, અને ગરમ વસ્તુના શુકન શુભ હોય છે. કોઈ દર્દીને જોવા નીકળતાં વૈદ કે ડાકટરને ગરમ વસ્તુના શુકન શુભ અને શીતળ વસ્તુના શુકન નઠારા ગણાય છે. પુત્રવંતી કે બાળક કેડમાં હોય તેવી સ્ત્રી, ગળામાં માળા ધારણ કરેલી હોય એવી કુંવારીકા, ધુંમાડા રહીતનો અગ્નિ, શંખ, મૃદંગ વગેરે વાજીંત્રોના શબ્દો સામા નજરે પડતા હોય, ઘડામાં દહી, માટી, ફળ, દારુ, માસ, માછલાં, કેસર સરખા સુગંધી પદાર્થો, તથા હાથી, ઘોડા, રથ, પાનબીડાં, નાગરવેલનાં પાન, ચમ્મર, સોભાગ્યની વસ્તુઓ, સારા શબ્દો, વગેરેના શુકન ડાકટર કે વૈદને મળે તો તે જે દર્દીને તપાસવા જતો હોય તે દર્દી નિશ્ચે જીવે ને નીરોગી થાય ને તે ડાકટર કે વૈદ જે હોય તેને પણ જશ મળે.

---

# હસ્ત રેખા.

## *હાથોની રેખાઓ ઉપરથી ભવિષ્ય જાણવાની વિદ્યા.



* આ વિદ્યાના સંબંધમાં, એ શાસ્ત્રનો કર્તા, ખુલ્લે ખુલ્લું કહી ગયો છે કે, કોઈ પણ ભળતા માણસે, એ રેખાઓ સંબંધી આપેલાં જ્ઞાનની અજમાયશ કરવી નહીં, કેમકે રેખાઓ ઓળખવાનું, તેમ પીછાણવાનું, અનેક પ્રકારનાં ચિન્હોની આકૃતિ કલ્પવાનું કામ ઘણાજ અનુભવ અને પાકટ બુદ્ધિવાળાનું છે. આ હસ્તરેખા જાણવા માટે રેખાઓ વિગેરે સાથના હાથનાં પોહોંચાનું ચિત્ર ઉપર આપવામાં આવ્યું છે.

## રેખાઓની સમજણ

હસ્ત રેખા યાને હાથો ઉપરની નિશાનીથી લક્ષણો યાને ભવિષ્ય વગેરે પારખવાની રીતિઓ જો કે ચાલુ સમય કરતાં આગળના કાળમાં અતિ સંપૂર્ણ હતી અને હાથો ઉપરની રેખાથી કરીને અનુભવીઓ ભવિષ્યના સુખ–દુઃખોનો હેવાલ કહી શુભ યા તો અશુભ બનાવો વગેરેનો હેવાલ જણાવતા હતા. જો કે હિંદમાં આજકાલ આવી વિદ્યાનો પ્રસાર ઘટી ગયો છે પણ હજુ ઘણાક અનુભવીઓ એ વિદ્યામાં પ્રવીણ હસ્તી ધરાવે છે. આમાં જે જોવાનું છે તે કુદરતી રીતે હાથો ઉપરનાં ચિન્હ અને તે કેવા પ્રકારનાં છે તે છે. પુરુષોના બંને હાથોની રેખાથી પરીક્ષા થાય છે; ત્યારે સ્ત્રીઓનો માત્ર ડાબો જ હાથ જોવાથી ભવિષ્યનું સુખ દુઃખ, પૈસા, જીંદગી વગેરે ચોક્કસ નિશાનીથી પરખાય છે. આ વિદ્યાથી એક સાધારણ આદમી પણ પોતે પોતાનું સુખ દુઃખ પિછાની લેશે. એ બાબતની કેટલીક સમજણ નિચે આપી છે:—

જેઓના હાથના પહોંચાની વચ્ચે માછલીના આકારના જેવું કાંઈ પણ જણાય તો તે રેખાવાળો માણસ દુનિયામાં જે જે વેપારો કરશે તેમાં સારો નફો કરશે; ધનવાન્ થશે; ઘણો પુત્રવાન્ થશે ને સુખી થઈ દુનિયામાં મોટું માન મેળવશે.

જેઓના હાથ મધે કમળના જેવું ચિન્હ હોય અથવા કામઠું (ધનુષ્ય) તથા તરવાર જેવું ચિન્હ હોય યા તો અષ્ટકોણ (આઠખુણાઓ) જેવું કાંઈ હોય તે પુરુષ ધનવાન થાય છે. જો આવી નિશાનીઓ સ્ત્રીઓના હાથમાં હોય તો તે સ્ત્રી રાણી થશે. પુરુષના હાથમાં જો ધનુષ્ય જેવું ચિન્હ ખુલ્લું જણાય તો તે બળવાન્ નીવડશે. અષ્ટકોણ જેવું ચિન્હ દેખાય તો તે રાજા જેવો થશે, ને સર્વ સુખ ભોગવશે.

હાથની આંગળીના તમામ કાપાઓ ગણી તેને ત્રણે ભાગતાં ભાગાકાર જો ૧૫ આવે તો તે માણસ એક મોટો ચોર થશે; ને ૧૬ નો આંક આવે તો જાણવું કે ધૂતારો, ઠગ ને અનેક પાપી જ કામો કરનારો નીવડશે. જો આંક ૧૭ આવે તો જ્યાં સુધી જીવશે ત્યાંસુધી એવાં જ કામો કરીને

લોકનો અપજશ મેળવશે. જો ૧૮ આવે તો તે માણસ નાનાં સુખો ભોગવશે, ધર્મિષ્ટ થશે, માન, ચાંદને ભાગ્યશાળી થઈ લોક માન પણ મેળવશે.

જો કદાચ દશે આંગળીના તમામ કાપા ગણીને તેને ત્રણે ભાગતાં ભાગાકાર તેર આવે તો તે માણસ કજીયાવાળો—દુઃખી, રોગી ને ધનહીન નીવડી ઘણાંક દુઃખો ભોગવશે.

જેઓને હાથની મધ્ય રેખાની વચ્ચે ત્રાજું (કાંટો)ના જેવું ચિન્હ હોય, યા તો કાંઈ હથિયાર કે ગામ શહેરની આકૃતિ જેવા ચાર ખુણા હોય અને એ ત્રણે ચિન્હો એક હાથમાં હોય યા તો કોઈ રેખામાં હોય એવાં માણસો જે જે વેપારો કરશે તેમાં પુષ્કળ પૈસો મેળવશે ને જીવે ત્યાંસુધી સુખો ભોગવશે ને હમેશાં આનંદમાં જ રહેશે. જો કોઈ સ્ત્રી યા તો પુરૂષના હાથો વચ્ચે કોઈ ઠેકાણે બરછી યાને ભાલાના જેવું ચિન્હ હોય, યા તો તરવારના જેવું યા તો વહાણ જેવું ચિન્હ જણાય તો એ ત્રણે આકૃતિના જોરે મોટી (રાજ્ય પદવી) મળશે. જો સઘળામાંથી એક જણાય તો કારભારી (સેક્રેટરી); બે ચિન્હો હોય તો નાનું જેવું રાજ્ય મળે ને જીવે ત્યાં સુધી સુખ ને ધન—જ્ઞાન વગેરે મળે છે.

કોઈ પણ માણસ જો પોતાના હાથોના દશે આંગળાંના વેઢા યાને કાપાઓ બરાબર ગણીને તેને ત્રણે ભાગતાં ભાગાકાર ૧૧ કે ૧૨ આવે તો તેઓએ જાણવું કે તેઓ ધનવાન તથા ગુણોથી ભરેલા ને જન્મ સુધી સુખી રહેશે એમ ખુલ્લું જણાય છે. કોઈ માણસની મોટી રેખાંઓની વચ્ચે ઘણીક નાની રેખાઓ જણાય તો જાણવું કે તે માણસ ગરીબ જ રહેશે યા તો મોટી રેખાની વચ્ચે નાની નાની રેખાઓ (કે જેને સુનયો કહે છે) તે હોય તો જાણવું કે તેઓ દરિદ્ર છે; યા તો મોટી રેખાની વચ્ચે જાડી જાડી બીજી રેખાઓ હોય યા તો ત્રિકોણ યા તો અષ્ટકોણ યાતો ચક્ર કે ત્રિશળ જેવું ચિન્હ હોય તો તે ઘણો આબરૂવાળો બુદ્ધિવાન ને સુખી નીવડશે. જેના હાથ મધે ચક્ર યાને પૈંડા જેવું ચિન્હ હોય તે પંડિત યાને શાસ્ત્રી થશે.

જેઓના હાથ મધે શંખ જેવું ચિન્હ હોય તો પંડિત થશે; જો ધજા જેવું કાંઇક જણાય તો ધર્મની ફીલસુફી જાણનાર થશે; જો માછલી જેવું હોય તો તેઓ વિદ્યાંમાં હુશિયાર થશે.

જે માણસોના હાથની વચલી આંગળીની પાસેની આંગળીનાં મૂળ નીચેથી એક જવના જેટલી રેખા હથેલી તરફ ઉતરતી હોય તો તે માણસની આવરદા ૩૦ વરસ સુધીનો જાણવો ને બે જવ જેટલી હોય તો ૬૩ વરસની જીંદગી જાણવી.

જે માણસોના હાથમાં નાની (અલ્પ રેખા) રેખાઓ હોય તો તેવાઓએ પોતાની જીંદગી ટુંકી જાણવી, જરા વધારે મોટી હોય તો આવરદા મોટી જાણવી; જો એ રેખા કાળી હોય તો જાણવું કે થોડાં વરસો દુઃખમાં ને થોડાં વરસો સુખમાં પસાર કરી જીંદગીની મુદ્દત પૂરી કરશે.

સ્ત્રીના કે પુરુષના હાથો મધે કાંઇક ત્રિશૂળ જેવું ચિન્હ હોય તો રાજા યા તો રાણી થાય, જો બરાબર ત્રિશૂળ જેવું જણાય તો જરૂર થશે જ પણ જો કદાચ સંદેશ હોય તો રાજાના આશ્રય નીચે રાજ્યપદવી ભોગવશે, ધર્માત્મા, સખી અને અનેકોની સેવા કરનાર થશે. તે વળી ધનવાન—ગુણવાન સુખી થઇને આબરુ વગેરેથી દુનિયામાં પ્રસિદ્ધ થાય છે.

જે માણસના હાથના પહોંચાના થડમાંથી એક રેખા નીકલી વચલી આંગળીની બાજુમાની આંગળીનાં મૂળને સાંધે તો તે માણસ વેપાર યા તો મહેનત કરીને થોડુંક દ્રવ્ય એકઠું કરી પોતાની જીંદગી સુખી દુઃખી રીતોથી પસાર કરશે. આવાં માણસો એકદમ દ્રવ્યવાન્ ન થશે તેમ જ એકદમ ગરીબ પણ ન થશે; પણ સાધારણ માણસ તરિકે જીવે ત્યાં સુધી સાધારણ રીતે પોતાનું ગુજરાન ચલાવશે.

જે માણસના હાથમાં ઉપરેખા વચલી આંગળીના થડમાં ખુલ્લી જણાતી હોય તેવા માણસો પોતાના કુટુંબોમાં સર્વે કરતાં ભાગ્યશાળી થાય છે, તેને પુત્રો બહુ થાય છે, ધનવાન્ પણ થાય છે, ને સ્ત્રી (ખુબસુરત) સાથે જન્મ સૂધી કંકાસ વિના રહેશે, તરેહવાર પ્રકારનાં સુખો ભોગવશે, લોકોમાં આબરુ મેળવશે ને જીવશે ત્યાં સૂધી આનંદમાં રહેશે.

જે માણસના હાથમાં પર્વત જેવું યા તો નેત્ર જેવું યા તો માણસનાં મોં જેવું યા તો કળશના જેવું ચિન્હ હોય તે માણસ વડો પ્રધાન થાય છે, આવાં ત્રણે ચિન્હો ભેગાં હોય તો રાજમંત્રી થાય છે.

જે માણસના હાથના અંગુઠાની ઉપર મધ્ય રેખાની વચ્ચે કદી જવના જેવું ચિન્હ હોય તો તે માણસ વિદ્વાન, ધનવાન, જ્ઞાની ને ગુણવાન થાય છે ને જીવે ત્યાં સુધી અનેક સુખો ભોગવે છે. જેઓના હાથોમાં મધ્યે સુરજના જેવું ચિન્હ હોય યા તો ચંદ્ર જેવું કશું હોય યા તો ઝાડની ડાળ જેવું હોય યા તો આંખ જેવું હોય, અષ્ટકોણ યા ત્રિકોણ ઘર યા તો હાથી જેવું યા ઘોડાના જેવું ચિન્હ જણાય તો તેવા પુરુષો પૈસાવાળા થાય છે ને જીવે છે ત્યાં સુધી સુખી રહે છે.

જે માણસોની વચલી આંગળીના મૂળ નીચેની રેખાની મધ્યે જવના દાણા જેવું ચિન્હ ખુલ્લું જણાય તો તે દ્રવ્યવાન ને સુખી થાય છે. જે અંગુઠાની જોડની આંગળીના મૂળ નીચે રેખાની વચ્ચે જવના જેવું ચિન્હ ખુલ્લું દેખાય તો તેઓ દ્રવ્યવાન, ગુણવાન ને સુખી થાય છે, ને આબરુવાળો થઇને ભાગ્યશાળી સુંદર સ્ત્રી પામે છે, તથા ઘણાક પુત્રો મેળવે છે. જીવે ત્યાં સુધી આનંદમાં રહે છે.

જે કોઈ માણસની વચલી આંગળીના થડમાંથી એક રેખા નીકળીને છેલ્લી આંગળી તરફ થઇને બીજી આંગળીને મળે છે, ને પછી તે રેખા વચેથી છુટી પડી તુટી ગઈ હોય યા તો વાંક લીધો હોય તો તે માણસો પાણીમાં ડુબે છે; યાને જળઘાત કરે છે. જો આયુષ્ય રેખાએ વચ્ચેથી ઉંચે ચઢીને વાંક લીધો હોય તો તેવાં માણસો ઉંચી જગ્યાએથી (ઝાડો, ડુંગરો, ઘરો, કોટ) પડીનેજ મરણ પામે છે.

જે માણસોની આયુષ્ય રેખા આખી વચલી આંગલીનાં થડમાંથી નીકળીને અંગુઠાની પાસેની આંગળીને મળે છે તે માણસ ૧૨૦ વરસ સુધી જીવે છે. જેઓના હાથોના અંગુઠાઓ ઉપર "ઉર્ધ્વ" નામના જેવું ચિન્હ હોય તેવા માણસોના બાપદાદાઓ યાને વડવાઓ બહુ મોટા પુરુષો હોવા જોઇએ ને તે માણસ પણ એક મોટો પુરુષ થઈ દુનિયામાં છત્રપતિ થાય, ને એવાઓની ઉમર ૫૦ થી ૬૦ સુધીની હોય છે.

જેઓની હાથની વચલી આંગળીના થડમાંથી રેખા નીકળીને છેલ્લી આંગળી તરફ રહે તેઓ બહુ કરીને ૩૮ વરસ સુધી જ જીવી શકે છે.

જેઓના હાથની વચલી આંગળીના મૂળ તળે ત્રણ રેખાઓ હોય તો અર્થ-કામ-ને ધર્મ એ ત્રણ પદાર્થ ભોગવે છે, જો એક જ રેખા હોય તે ધનવાન્ નીવડે છે. જો બે રેખાઓ હોય તો તે માણસો ધર્માત્મા થાય છે. જે ત્રણ હોય તો બરાબર વિચારવાળા થાય છે, જો ચાર હોય તો તે પુરુષ અનેક સ્ત્રીઓ પરણશે, જો પાંચ રેખાઓ હોય તો તેઓ જ્ઞાનવાળા, બુદ્ધિવાળા ને આબરૂવાળા થાય છે. જે સ્ત્રીઓના ડાબા હાથની વચલી આંગળીના થડમાં રેખા હોય તો તે સ્ત્રીઓની ચાલ ઘણી ખરાબ હોય છે.

માણસોનું ભવિષ્ય મુખ્ય કરીને હાથની વચલી આંગળીના થડમાં જેટલા કાપાઓ હોય છે તે ઉપરથી પરખાય છે. એથી જીંદગીનું સુખ-દુઃખ, જન્મ-મરણ, પૈસા, છોકરાં, સ્ત્રીઓ વગેરેનું સુખ માલમ પડે છે. જો વચલી આંગળીના થડમાંથી એક રેખા નીકળીને અંગુઠાની જોડના આંગળાને જઈ મળી હોય તો તેની જીંદગી ૧૦૦ વરસની થાય છે. જો કદી એ રેખા વચલી આંગળીના મૂળને મળેલી હોય તો ૭૫ વરસની જીંદગી જાણવી. જો વચલી આંગળીના થડમાં એક કાપો હોય તો તે ધર્મિષ્ટ હોય છે. બે રેખાવાળો સુખી ને પરોપકારી, ને ત્રણ રેખાવાળો, જ્ઞાનવાન્, ચારવાળો મોજીલો ને રાજ્ય સુખવાળો, પાંચવાળો વિદ્વાન્, જ્ઞાનવાળો, લાયકીવાળો થાય છે, છ રેખાવાળાને અધિકાર મળે છે ને માન પણ મળે છે-સાત રેખાવાળો દરિદ્ર ને અપમાન મેળવે છે. જો વચલી આંગળીના મૂળ તળે ઉર્ધ્વ રેખા પ્રત્યક્ષ દેખાતી હોય તો તેઓની જીંદગી પણ ૧૦૦ વરસની કહેવાય છે. એવાંઓને ખાસ કરીને પરદેશ ભોગવવું પડે છે.

આ વિદ્યામાં બીજી અનેક રેખાઓથી બીજી પુષ્કળ સમજણ મળે છે, પોતાનો સંસાર, નોકરી, માબાપ, બચ્ચાં, સ્ત્રી, કુટુંબ વગેરેનું સુખ-દુઃખ, સંપ અને તેઓની જીંદગી પણ આપણા હાથ ઉપરની આકૃતિઓ ઉપરથી માલમ પડે છે. પણ માણસોનું નસીબ શરીરના બીજા ભાગો જેવા કે નાક, આંખો, કાન, મ્હોં, કપાળ, હાથો, વાળો, આંગળાંઓ, અંગુઠાઓ તથા તે ઉપરની રેખાઓ, તલો, મસાઓ ને શરીરના અનેક ભાગો ઉપરથી પણ ભવિષ્ય પરખાય છે.

# રમળ શુકનાવળી.

—:o:—

આ પુસ્તકમાં આ શુકનાવળી અંગ્રેજી શાસ્ત્રને આધારે આપવામાં આવી છે. એ શુકનાવળી ફ્રાન્સના ધર્તિ ધ્રુજાવનાર શેહેનશાહ નેપોલિયન બોનાપાર્ટના પુસ્તક સંગ્રહમાંથી મળી આવેલી જણાવ્યામાં આવે છે. તે જો કે બાહુ વિસ્તીર્ણ છે, પણ તેમાંથી અગત્ય જોગા જ પ્રશ્નો તારવી કહાડી તેની શુકનાવળી આ જગે આપવામાં આવી છેઃ—

નીચે લખેલા દિવસો પૈકીના એક પણ દિવસે આ પ્રશ્નોમાંનો કોઈ પણ પ્રશ્ન જોવો નહિ અથવા કામ આરંભવું નહિઃ

| નામ. | | | | તારીખો. |
|---|---|---|---|---|
| જાનેવારી | ... | ... | ... | ૧—૨—૪—૬—૧૦—૨૦—૨૨. |
| ફેબ્રુઆરી | ... | ... | ... | ૬—૧૭—૨૮. |
| માર્ચ ... | ... | ... | ... | ૨૪—૨૬. |
| એપ્રીલ | ... | ... | ... | ૧૦—૨૭—૨૮. |
| મે ... | ... | ... | ... | ૭—૮. |
| જુન ... | ... | ... | ... | ૨૭. |
| જુલાઈ | ... | ... | ... | ૧૭—૨૧ |
| ઑગષ્ટ | ... | ... | ... | ૨૦—૨૨ |
| સપટેમ્બર | ... | ... | ... | ૫—૩૦ |
| અકટોબર | ... | ... | ... | ૬. |
| નવેમ્બર | ... | ... | ... | ૩—૨૯. |
| ડીસેમ્બર | ... | ... | ... | ૬—૧૦—૧૫. |

## પ્રશ્ન જોવાની રીત.

પ્રથમ એક સલેટ ઉપર અથવા કાગળ ઉપર તમારા ધ્યાનમાં આવે તેટલાં મીડાં ૦ અથવા શૂન્યની ચાર હાર નીચે મુજબ માંડવીઃ-

| | |
|---|---|
| ૦૦૦૦૦૦<br>૦૦૦૦૦<br>૦૦૦૦<br>૦૦૦૦૦ | દરેક મીડાંની હાર ગણી જુઓ અને એકી હોય તો એક માંડો. અને બેકી હોય તો બે માંડવા જોઇએ. |

નીચે પ્રમાણેઃ—

| | |
|---|---|
| ૦૦<br>૦<br>૦૦<br>૦ | જુઓ ઉપરની રીત મુજબ ગણો. |

ઉપર મુજબ જ્યારે નક્કી તમારાં લખેલાં મીડાં આવે અને તૈયાર થાય પછી પ્રશ્ન જોવાની રીત નીચે મુજબ છેઃ—

ઉપર બતાવ્યા મુજબ પ્રશ્ન જોવા માટે શૂન્યની માળા તૈયાર થઈ એટલે પ્રશ્નના કોઠાના માથાં ઉપર જે માળાઓ છે તેમાં પોતે તૈયાર કરેલી માળા શોધી મેળવવી; પછી કોઠાની ડાબી બાજુએ જે અંકો છે તેમાં પોતાના પ્રશ્નનો અંક જોવો. પછી પોતાની શોધેલી માળા સામે તે પ્રશ્નની લીટી ઉપર જે અક્ષર આવશે તે અક્ષરનાં પાનાંમાં શૂન્યોની માળા સામે પ્રશ્નનો જવાબ મળશે.

નીચેના પ્રશ્નો પૈકીનો કોઇ પણ તમારા ધ્યાનમાં આવે તે પ્રશ્ન ધારો.

| | |
|---|---|
| મારી ઇચ્છા પૂરી થશે કે નહિ? | ૧ |
| મને મારા કામમાં જશ મળશે કે નહિ? | ૨ |
| મને મારા ધંધામાં લાભ થશે કે નહિ? | ૩ |
| મને પરદેશમાં રહેવું પડશે કે નહિ? | ૪ |
| ગામ ગએલો પાછો આવશે કે નહિ? | ૫ |
| મારી ચોરાયલી મીલકત પાછી મળશે કે નહિ? | ૬ |
| મારો મિત્ર મારી સાથે પ્રમાણિકપણે ચાલે છે કે નહિ? | ૭ |
| મને મુસાફરી કરવી પડશે કે નહિ? | ૮ |
| તે માણસ મને ચાહે છે અથવા માને છે કે નહિ? | ૯ |
| આ લગન સફળ થશે કે નહિ? | ૧૦ |
| મને કયા પ્રકારની સ્ત્રી અથવા વર મળશે? | ૧૧ |
| તે બાઇડીને છોકરો થશે કે છોકરી? | ૧૨ |
| તે રોગી સારો થશે કે નહિ? | ૧૩ |
| તે કેદમાંથી છુટશે કે નહિ? | ૧૪ |
| આજને દહાડે મને લાભ થશે કે નહિ? | ૧૫ |
| મારું સ્વપ્નું શું બતાવે છે? | ૧૬ |

| | | | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| અંકો | o | oo | o | oo | oo | oo | oo | oo | o | o | oo | o | o | o | o | oo |
| | o | o | oo | o | oo | oo | o | oo | o | o | o | oo | oo | o | oo | oo |
| | o | oo | o | o | oo | o | o | o | oo | o | oo | oo | oo | oo | o | oo |
| | o | o | o | oo | o | oo | o | o | oo | oo | oo | oo | o | o | oo | oo |
| ૧ | ક | ખ | ગ | ઘ | ઙ | ચ | છ | જ | ઝ | ઞ | ટ | ઠ | ડ | ઢ | ણ | [illegible] |
| ૨ | ખ | ગ | ઘ | ઙ | ચ | છ | જ | ઝ | ઞ | ટ | ઠ | ડ | ઢ | ણ | ત | ક |
| ૩ | ગ | ઘ | ઙ | ચ | છ | જ | ઝ | ઞ | ટ | ઠ | ડ | ઢ | ણ | ત | ક | ખ |
| ૪ | ઘ | ઙ | ચ | છ | જ | ઝ | ઞ | ટ | ઠ | ડ | ઢ | ણ | ત | ક | ખ | ગ |
| ૫ | ઙ | ચ | છ | જ | ઝ | ઞ | ટ | ઠ | ડ | ઢ | ણ | ત | ક | ખ | ગ | ઘ |
| ૬ | ચ | છ | જ | ઝ | ઞ | ટ | ઠ | ડ | ઢ | ણ | ત | ક | ખ | ગ | ઘ | ઙ |
| ૭ | છ | જ | ઝ | ઞ | ટ | ઠ | ડ | ઢ | ણ | ત | ક | ખ | ગ | ઘ | ઙ | ચ |
| ૮ | જ | ઝ | ઞ | ટ | ઠ | ડ | ઢ | ણ | ત | ક | ખ | ગ | ઘ | ઙ | ચ | છ |
| ૯ | ઝ | ઞ | ટ | ઠ | ડ | ઢ | ણ | ત | ક | ખ | ગ | ઘ | ઙ | ચ | છ | જ |
| ૧૦ | ઞ | ટ | ઠ | ડ | ઢ | ણ | ત | ક | ખ | ગ | ઘ | ઙ | ચ | છ | જ | ઝ |
| ૧૧ | ટ | ઠ | ડ | ઢ | ણ | ત | ક | ખ | ગ | ઘ | ઙ | ચ | છ | જ | ઝ | ઞ |
| ૧૨ | ઠ | ડ | ઢ | ણ | ત | ક | ખ | ગ | ઘ | ઙ | ચ | છ | જ | ઝ | ઞ | ટ |
| ૧૩ | ડ | ઢ | ણ | ત | ક | ખ | ગ | ઘ | ઙ | ચ | છ | જ | ઝ | ઞ | ટ | ઠ |
| ૧૪ | ઢ | ણ | ત | ક | ખ | ગ | ઘ | ઙ | ચ | છ | જ | ઝ | ઞ | ટ | ઠ | ડ |
| ૧૫ | ણ | ત | ક | ખ | ગ | ઘ | ઙ | ચ | છ | જ | ઝ | ઞ | ટ | ઠ | ડ | ઢ |
| ૧૬ | ત | ક | ખ | ગ | ઘ | ઙ | ચ | છ | જ | ઝ | ઞ | ટ | ઠ | ડ | ઢ | ણ |

આ ઉપરના પ્રશ્નોના કોઠા ઉપરથી બરોબર જવાબ મળશે.

જે તું ઇચ્છે છે તે તને જલદીથી મળશે.

દુઃખ તથા સંકટ છે.

જે તું કાંઈ આંજ કરે છે તે ઊપર સાવધ રહે; નહિ તો તારા ઊપર સંકટ પડશે.

તે કેદી મરશે અને તે બાબત તેના મિત્રને ઘણી ધાસ્તી લાગે છે.

તે હાલ જીવશે, પણ તેને મરવાનો ભય છે.

એક સારી રૂપવાળી પણ કલેશ કરનારી છોકરી થશે.

તને એક ધર્માત્મા તથા સારા ગુણવાળી સ્ત્રી મળશે.

જો તું આ સ્ત્રી સાથે લગન કરીશ તો ઓચિંતે ઠેકાણેથી શત્રું પેદા થશે.

જો તું આ પ્રીતિ છોડીશ તો સારું છે કેમકે તે હંમેશની ખરી નથી.

તું મુસાફરી કરવી છોડી દે, તેથી તારો સ્વાર્થ થવાનો નથી.

તમો બંનેમાં કપટ વગરની મિત્રાઈ છે.

તમારી ચોરાઈ ગયલી મીલકત પાછી મળવાની નથી.

ગામ ગયલો પાછો આનંદથી આવશે.

હમણાં જે ઠેકાણે તું છે ત્યાંથી તું ખસવાનો નથી.

સારા કામમાં પરમેશ્વર તુંને સારો આશ્રય આપશે.

તું હીણ ભાગ્યવાન છે તેથી સહાય થવાને તું પરમેશ્વર પાસે આજીજી કર.

## ખ—ख

જે લાભ તારા નસીબમાં છે, તે લેવાને બીજા એકને લોભ પેદા થયો છે.

જે કાંઈ તારી આશાઓ છે તે તું હમણાં છોડી દે.

કોઈ એક પુરુષથી તારા ઊપર કૃપા તથા મહેરબાની થશે એમ દેખાય છે.

તારા કેટલાએક શત્રુઓ છે તે તને ફાંસામાં નાંખીને દુઃખ દેશે.

મોટી મહેનતથી તને ફરીથી માફી અથવા રજા મળશે.

તે રોગી છે; તે બચવાનો નથી.

તે બાયડીને છોકરો થશે; તે ભણેલો તથા શાણો થશે.

તેને એક માતબર વર અથવા સ્ત્રી મળશે.

આ લગનથી તને મોટું ભાગ્ય તથા દોલત મળશે.

આ પ્રીત એક પ્રામાણિક તથા નિષ્કપટી માણસથી છે.

મુસાફરીમાં પરમેશ્વર તારી સંગાથે રહેશે તથા તારું કલ્યાણ કરશે.

જે ખોટા તથા ઠગ મિત્ર છે તેથી હુશીયાર રહે.

તારી ચીજ તને એકાએક મળશે.

સ્નેહભાવ માટે તારાથી ઘેર પાછું અવાતું નથી.

તારું રહેવાનું અહીંયાં નથી માટે જગા બદલવાની તૈયારીમાં રહેજે.

તને લાભ થવાનો નથી માટે ડાહ્યો થઈને હુશીયાર રહે.

**ગ—ગ**

પરમેશ્વરના આશીર્વાદથી તને મોટો લાભ થશે.

ખરેખરો તું ભાગ્યહીન છે. પરમેશ્વરની સહાયતા સારુ તેની પ્રાર્થના કર.

તારી ઇચ્છાઓ જો નિર્મલ હશે તો પૂરી પડશે.

તારા મિત્રોમાં શાંતિ તથા વૃદ્ધિ છે એમ દેખાય છે.

આજ સારી પેઠે હુશિયાર રહે, નહિ તો તારાપર સંકટ પડશે.

તે કેદીઓને માફી અથવા છુટ મળવી ઘણી મુશ્કેલ પડશે.

તે રોગી સાજો થઇને આગળ શરીર સંપત્તિ તથા દ્રવ્ય સંપત્તિ ભોગવશે.

તે સ્ત્રીને છોકરી થશે અને દુઃખ પડશે.

તે માણસ પાસે ઘણું ધન નથી, તે મધ્યમ અવસ્થાનો છે.

આ લગન કરીશ નહિ, કરશે તો દુઃખી થઇશ.

લગનને માટે સ્ત્રીની ખુશામત કરવી છોડી દે, તેથી તારો નાશ થશે.

તારું મુસાફરી જવું મિથ્યા છે. ઘેર રહીશ તો સારું છે.

ખરી તથા નિષ્કપટી મિત્રાઈ ઊપર વિશ્વાસ રાખ.

જે તેં ખોયું છે તે ફરી મળવાનું નથી.

ગામ ગયેલો માણસ આજારી છે માટે તને મળવાનો નથી.

જ્યાં છે ત્યાં જ રહેવું હાલ ઘટારત છે.

## ધ—ઘ

બીજા દેશમાં તને પુષ્કળ ધનદોલત મળશે.

પ્રમાણિકપણે જો તું રહેશે તો તને બમણું મળશે.

પરમેશ્વર તારા નઠારા ભાગ્યને બદલીને તને જશ તથા સુખ આપશે.

તું પોતાની કલ્પના ફેરવ, નહિ તો દુઃખી તથા દિલગીર થઇશ.

તારા ઉદ્યોગમાં ઘણાં વિઘ્ન આડાં આવશે એમ દેખાય છે.

જે કાંઈ વાસનાઓ આજ તારા મનમાં હોય તે કાઢી નાંખ.

આ વખત પણ તે કેદીઓનો બંધ ફરીથી ખલાસ થશે.

રોગીનું દુઃખ ઘણા દિવસનું તથા સંદેહવાળું થશે.

તે સ્ત્રીને એક સ્વરૂપવાન્ તથા આગળ પડનારો એવો છોકરો થશે.

તે પુરુષ હલકી પદવીનો છે પણ પ્રમાણિક મનનો છે.

એ લગન તારા કલ્યાણની તથા સંપત્તિની વૃદ્ધિ કરશે.

તારું સારું બોલતો નથી એવા એક પુરુષ ઉપર પ્રીતિ કરે છે.

આગળ પાછળ વિચાર જોઇને તું ચાલશે તો તારી મુસાફરી સફળ થશે.

તે જે બોલે છે તેવું તેના મનમાં નથી: કેમકે તે ખોટા મનનો છે.

કાંઈ પૈસા ખરચ કર્યાથી તથા શરમથી તારી વસ્તુ તને ફરી મળશે.

ગામ ગયેલાને ફરીથી જોવાની આશા રાખીશ નહિ.

ઉ—ક

પરદેશ ગયેલો પાછો આવશે પણ જેમ તું તેની રાહ જોય છે તે પ્રમાણે તે વહેલો આવવાનો નથી.

તું પોતાના મિત્રોમાં રહે તેથી કરીને તારૂં સારૂં થશે.

જે તું બોલે છે તે તને આગળ મળશે.

તું ભાગ્યહીન છે માટે પરમેશ્વરની પ્રાર્થના કર તથા પ્રમાણિકપણે રહે.

એક મિત્રથી તારી આશા પૂરી થશે.

તારૂં સ્વપ્નું એમ કહે છે કે, તારા શત્રુઓ છે તે તારો નાશ કરવા તથા દુઃખ દેવાનો ઉદ્યોગ કરે છે.

સંભાળ, એક વેરી તારી સાથે કજીઓ કરીને તને દુઃખમાં નાખવાનો ઉદ્યોગ કરે છે.

કેદીને ચિંતા તથા દુઃખ મોહું છે અને તેનો છુટકો થવાનો સંભવ નથી.

રોગી જલદીથી સારો થશે અને હવે તેને ભય નથી.

તે સ્ત્રીને છોકરી થશે, તે આબરુ તથા માનવાળી થશે.

તને દારુડી સ્ત્રી અથવા વર મળશે તે, તે વ્યસનથી હલકી પદવીનો થશે.

આ લગનથી તને મુશ્કલ્સી પેદા થશે માટે ડહાપણ ધર.

તેની પ્રિત તારા ઉપર ખોટી છે તથા બીજા ઉપર ખરી છે.

હવે તું મુસાફરી કરીશ નહિ તેથી તને સંકટ પેદા થશે.

આ માણસ ભલો તથા વગર કપટનો તથા સારૂં માન આપવા લાયકનો છે.

તારી ખોવાયલી જણસ મળવાની નથી.

## ચ—च

ઉતાવળ નહિ કરીશ તો તારી જણસ તને પાછી મળશે.

ગામ ગયેલા માણસનું પાછું આવવું તેના હાથમાં નથી.

પરદેશમાં તને લાભ થશે તથા જશ મળશે.

ધીરજ ધરીને રહે, નસીબમાં મોટો લાભ થવાનો છે.

હમણાં તારું કામ થવાને મોટી અડચણ છે.

તારા ઉપર સંકટ તથા દુઃખ પડશે એમ દેખાય છે.

આ દહાડા નઠારા છે માટે તું તારી ધારણા ફેરવ.

હમણાં તારી ઇચ્છાઓ નીષ્ફળ છે.

તે કેદીનો બંધ છુટો થઇને છુટી જશે.

તે રોગી સારો થશે, તે વિશે સંદેહ છે.

તે સ્ત્રીને સારો શોભીતો છોકરો થશે.

તને એક ગમતા સ્વભાવનો વર અથવા સ્ત્રી મળશે.

તારી ધારણાઓ તારી શાન્તિ તથા સમાધાનીનો નાશ કરશે.

આ પ્રિતિ હંમેશની તથા ખરી છે માટે છોડીશ નહિ.

તું મુસાફરી કરવાનો આરંભ કર તેથી તને દુઃખ થવાનું નથી.

જો તું આ મિત્ર ઉપર વિશ્વાસ રાખીશ તો તને દુઃખ પેદા થશે.

## છ—ઙ

આ મિત્ર બીજા સઘળા કરતાં સઘળી વાતે સારો છે.

તારે આ તોટો ધીરજથી સોસવો જોઇએ.

ગામ ગયેલો માણસ એકાએક પાછો આવશે.

તું પોતાનાં સગાં વહાલામાં રહે, તેથી તારા ઉપરની આફત મટશે.

તારા ધંધામાં તને લાભ થનાર નથી.

તારા ઉપર પરમેશ્વર કૃપા કરશે.

નહિ બને.

તું તારા પોતાના શત્રુના હાથમાંથી વહેલો છુટીશ.

તારા ઉપર આફત આવે છે તેમાં તને કષ્ટ પડશે.

તે કેદી મુવા વગર છુટવાનો નથી.

પરમેશ્વરની કૃપાથી તે રોગી સારો થશે.

તે બાઇડીને એક છોકરી થશે પણ તેનું શરીર રોગી રહેશે.

તને એક જુવાન ફાંકડી સ્ત્રી અથવા પુરૂષ મળશે.

આ લગન રહેવા દેવાથી તને સુખ થવાનું નથી.

આ પ્રીતિ તું છોડી દે.

કોઈ વખત તને બહાર મુસાફરી કરવી પડશે પણ કંઇક અચાનક કારણથી પાછું તારે ઘેર આવવું પડશે.

## જ—ज

તું પરદેશ જવા નીકળ, તેથી તારા મનમાં છે તેવું થશે.

તારો ઢોંગી મિત્ર તારા ઊપર વેર રાખે છે.

તારી ખોવાયલી મીલકત પાછી મળવાની આશા ફોકટ છે.

કોઈ એક કામ માટે તેનાથી પાછું અવાતું નથી.

પરદેશમાં તારું ભાગ્ય મોટું છે.

આ ધંધો તું મૂકી દે એટલે તારું સારું થશે.

જે તું ઇચ્છે છે તે તને મળશે.

આજ તારું નશીબ ઊઘડશે એમ દેખાય છે.

ઉદ્યોગી જીવને ધીરજ આપ, તારું જલદીથી નશીબ ઉઘડશે.

હાલ તારી આશા ફોકટ છે તારું કામ થવાનું નથી.

ઘણા દિવસ પછી તે કેદમાંથી છુટો થશે.

તે રોગી સારો થશે.

તે સ્ત્રીને એક નીરોગી છોકરી થશે.

થોડા દહાડામાં જ તું પોતાની બરોબરીના સાથે લગન કરીશ.

જો તું સુખી થવા ચાહતો હોય તો, આ પુરુષ અથવા સ્ત્રી સાથે લગન કરીશ.

તે માણસની તારા ઉપર પ્રીતિ છે તથા છેવટ સુધી એમજ રહેશે.



## ઝ—સ

| | |
|---|---|
| પ્રીતિ ઘણી છે પણ લોક તેની અદેખાઇ કરશે. | o / o / o / o |
| મુસાફરી કરવાથી કાંઇ તને મળવાનું નથી. | o o / o / o o / o |
| તારો મિત્ર તારા જેવો હોય એમ તું ઇચ્છે છે તેવોજ તે પ્રમાણિક છે. | o / o o / o / o |
| એક ધુતારા માણસથી તારી ચોરાયલી જણસ મળશે. | o o / o / o / o o |
| ગામ ગયલું માણસ ખુશીથી વહેલું પાછું આવશે. | o o / o o / o o / o |
| પરદેશમાં તારું સારું થનાર નથી. | o o / o o / o / o o |
| તારું નશીબ વહેલુંજ નઠારું થવા માટે ફરશે. | o o / o / o / o |
| તારા ધાર્યા પ્રમાણે કામ સિદ્ધ થશે. | o o / o o / o / o |
| તારાપર સંકટ આવશે એવી જે તને બીક છે તે દૂર થશે એમ દેખાય છે. | o / o / o o / o o |
| જે તારા વેરીઓ તારું નઠારું ઇચ્છે છે તે વિશે તું હુશિયાર રહે. | o / o / o / o o |
| થોડા દીવસ પછી તે કેદી વિશેની તારી ચિંતા મટશે. | o o / o / o o / o o |
| પરમેશ્વર ઉપર ભરૂસો રાખ. | o / o o / o o / o o |
| પરમેશ્વર તે રોગીને ફરીથી તંદરોસ્તી તથા શક્તિ આપશે. | o / o o / o o / o |
| જે થકી તુને સુખ થવાનું નથી તેની સ્ત્રી સાથે તારાં લગન થશે. | o / o / o o / o |
| તે સ્ત્રીને એક સારી શોભીતી છોકરી થશે. | o / o o / o / o o |
| એ લગન તારી મરજી પ્રમાણે થનાર નથી. | o o / o o / o o / o o |

અ—અ

લગનમાં ઘણી વિપત્તિ ભોગવવા પછી સુખી થઇશ.

તે પ્રમાણિક માણસથી આખરી પ્રીતિ છે.

મુસાફરીમાં તારી આબાદી થશે.

તું આ માણસની દોસ્તી ઉપર વિશ્વાસ રાખીશ નહિ.

તારી જણસ ચોરાઈ ગઈ પણ તેના ચોરને સજા મળશે.

તું મુસાફરીથી કેટલાએક દહાડા સુધી આવવાનો નથી.

પરદેશમાં તને દ્રવ્ય તથા સુખ મળશે.

હમણાં તારાં કામની સિદ્ધિ થવાની નથી.

તારું કામ સિદ્ધ થશે.

તું પોતાની ધારણા ફેરવ એટલે તારું સારું થશે.

તારા પાસે ઘણા ઠગો છે એમ દેખાય છે.

તું સંપથી રહેશે તો કામ વેહેલું થશે.

તે કેદી છુટશે.

તે રોગી મરશે.

તે બાયડીને છોકરો થશે.

તારું લગન થવું કઠણ છે.



## ૮–૯



તને એક ખુબસુરત સ્ત્રી અથવા વર મળશે.

આ લગનમાં ઘણાં વિઘ્ન પડશે.

આ પ્રીતિ ખોટી તથા ચંચળ છે..

મુસાફરીમાં તને દૈવ સામો થશે.

તારા ઉપર તે માણસના પ્રીતિ ખરી છે, તું વિશ્વાસ રાખ.

તારી વસ્તુ તને પાછી મળવાની નથી પણ તેના ચોરને સજા થશે.

ગામ ગયેલો માણસ વહેલો પૈસાદાર થઇને આવશે.

જો તું ઘેર રહેશે તો તારું સારું થશે.

તને ઘણો લાભ થનાર નથી.

તને સંકટ તથા દુઃખ પેદા થશે.

તારી મરજી પ્રમાણે તારું કામ થશે.

તને પૈસા મળશે એમ દેખાય છે.

શત્રુની અદેખાઇને લીધે તને સારું થશે.

તે કેદીને કેદખાનામાં ઘણા દીવસ રહેવું પડશે.

તે રોગી સાજો થશે.

તે બાયડીને છોકરી થશે.

ઠ—ઠ

આ બાયડીને એક છોકરો થશે.

ઘણા પૈસા ખરચ્યાથી તથા ઘણી મહેનત કર્યાથી તારું લગન થશે.

તે લગન સારી રીતે થશે.

સ્ત્રી અથવા પુરુષ આ વખત તારા થવા ઇચ્છે છે.

બહારગામ ફર્યાથી તારું સારું થશે.

તે માણસ ઉપર ઘણો વિશ્વાસ રાખીશ ના.

એક મૂકરર કરેલા વખતે તારી ખોવાયલી વસ્તુ મળશે.

મુસાફરનું પાછું આવવું તેની ચાલ ચલણ ઉપરથી નક્કી નથી.

પરદેશમાં તારી મરજી પ્રમાણે સિદ્ધ થશે.

લાભની આશા રાખીશ તે ફોકટ છે.

તારી ઇચ્છા કરતાં તને વધુ મળશે.

જે કાંઈ તારી ઇચ્છાઓ છે તે વહેલી પૂરી પડશે.

તને લગનની વાતનું માગું આવશે એમ દેખાય છે.

ખરાબ નસીબ વિષે તને કંઈ ચિંતા કરવી પડનાર નથી.

કોઈ એકને દયા આવ્યાથી તે કેદી છુટો થશે.

રોગીનું સારું થવું સંભવિત નથી.



ડ–ફ

તે રોગી સારો થશે પણ ઘણા દીવસ જીવવાનો નથી.

તે બાયડીને છોકરો થશે.

તને એક સારો કુળવાન્ પુરૂષ અથવા સ્ત્રી મળશે.

આ લગનથી તુને કાંઈ ફળવાનું નથી.

થોડો વખત ધીરજ રાખ તારા ઊપર તેની મોટી પ્રીતિ છે.

ઘરમાંથી બહાર જઈશ નહિ.

આ માણસ ખરો મિત્ર છે.

તારી ચોરી મળવાની નથી.

મુસાફર વહેલો પાછો આવનાર નથી.

પરદેશમાં તું નઠારી સ્ત્રીઓથી દૂર રહે નહિ, તો તુને દુઃખ થશે.

જે કાંઈ થોડું તું ઇચ્છે છે તે તને વહેલું મળશે.

તને મોટો જશ મળશે.

જે કાંઈ તારા નસીબમાં લખ્યું છે તેમાં તું સંતોષ માન.

દુઃખ પછી સુખ મળશે એમ દેખાય છે.

તારૂં નસીબ વહેલું ઊઘડશે એમ દેખાય છે.

તે કેદખાનામાં જ મરી જશે.

૯—ઢ

તે કેદી મોટા હરખથી છુટશે.

તે રોગીનું જીવવું સંભવિત નથી.

તે બાઇડીને છોકરો થશે. તે ઘણા દીવસ જીવશે:

તેને એક સારા ગુણવાળી સ્ત્રી અથવા પુરુષ મળશે.

આ લગન કરવામાં વાર લગાડીશ નહિ; તને સુખ છે.

તારા ઊપર કોઈ પણ પ્રીતિ કરતું નથી.

નિશ્ચય કરી તું મુસાફરી જા.

તે મિત્ર નથી, પણ છાનો વેરી છે.

તારી ચોરાયલી વસ્તુ જલદી મળશે.

તે મુસાફરીથી પાછો આવનાર નથી.

પરદેશમાં એક સ્ત્રીથી તારું નસીબ ઊઘડશે.

તું પોતાના લાભ થકી ઠગાયો જઇશ.

તારા નઠારા ભાગ્યનો નાશ થશે ને તું સુખી થઇશ.

તારી આશા ફોકટ છે; હમણાં તારું ભાગ્ય ઊલટું છે.

તું એકાદી સારી વાત વહેલો સાંભળીશ.

તારા ઉપર નઠારું ભાગ્ય ટાંપી રહ્યું છે.



ચુ—ણ



આ દીવસોમાં તારા સુખની વૃદ્ધિ થશે.

આ કેદી પોતાના શત્રુના હાથમાંથી છુટશે.

તે રોગી સારો થશે તથા ઘણા દીવસ જીવશે.

તે બાઈડીને છોકરો થશે.

એક જુવાન પૈસાદાર સ્ત્રી અથવા પુરૂષ સાથે લગન કરશે.

તું લગન કરવાની ઉતાવળ કર જેથી તને સુખ મળશે.

તે માણસ તને દીલથી ચાહે છે.

પરદેશમાં તારા કામની સિદ્ધિ થવાની નથી.

આ મિત્ર સોના કરતાં વધારે મુલનો છે.

તારી ખોવાયલી જણસ પાછી મળવાની નથી.

તે રોગી ઘણો બેજાર છે માટે તેનાથી પાછું અવાતું નથી.

તું પોતાની મહેનત ઉપર વિશ્વાસ રાખ તથા ધેર રહે.

તું ખુશીથી ઘેર રહે; ભાગ્યવાન્ થઈશ.

તું તારાં સારાં ભાગ્ય ઉપર વિશ્વાસ રાખીશ નહિ.

જે તું ઇચ્છે છે તે તુને મળતુંજ જશે.

તારૂં સ્વપ્નું એમ કહે છે કે આજ તું હુશીઆર રહે, નહિ તો એકાએક જોખમમાં પડશે.

## ત–ત

| | |
|---|---|
| તું તારા મિત્રોમાં ઘણું સુખ તથા આનંદ ભોગવીશ એમ દેખાય છે. | o<br>o<br>o<br>o |
| આ દહાડા ઘણા નઠારા છે. | o o<br>o<br>o o<br>o |
| જો તું હમણાં દુઃખ ભોગવે છે તો આગળ મોટી આબરુ મેળવશે. | o<br>o o<br>o<br>o |
| તે રોગી સારો થશે પણ ખચીત મરશે. | o o<br>o<br>o<br>o o |
| તે બાઇડીને છોકરો થશે. ને આગળ સારો નીવડશે. | o o<br>o o<br>o o<br>o |
| એક નઠારા સ્વભાવની માતબર સ્ત્રી અથવા વર મળશે. | o o<br>o o<br>o<br>o o |
| આ સ્ત્રી યા પુરુષ સાથે લગન કરીશ તો મૂકરર સુખ મળશે. | o o<br>o<br>o<br>o |
| આ માણસની તારા ઉપર પ્રીત છે પણ તે ઉઘાડી કરવા ચાહતો નથી. | o o<br>o o<br>o<br>o |
| તું નિર્ભયપણાથી મુસાફરી જા. | o<br>o<br>o o<br>o o |
| તેના ઉપર વિશ્વાસ રાખીશ નહિ, તે ચંચળ તથા કપટી છે. | o<br>o<br>o<br>o o |
| તને વિચિત્ર રીતે તારી ખોવાયલી મીલકત પાછી મળશે. | o o<br>o<br>o o<br>o o |
| મુસાફર ઘણો વહેલો પાછો આવશે. | o<br>o o<br>o o<br>o o |
| તું પરદેશમાં સુખ તથા શાન્તિથી રહીશ. | o<br>o o<br>o o<br>o |
| જો તું પ્રમાણિકપણે રહેશે તો જશ પામશે. | o<br>o<br>o o<br>o |
| હજી તું વૈભવમાં તથા દોલતમાં રહીશ. | o<br>o o<br>o<br>o o |
| તું પોતાની હમણાંની સ્થિતિમાં રહીશ તો સારું છે. | o o<br>o o<br>o o<br>o o |

# માથાંના બાળ ઉપરથી માણુસની પરીક્ષા.

———:૦:———

૧—જે માણુસના બાળ ઘણા ભ્રમર જેવા કાળા પણ સુંવાળા હોય, ખભાં સુધી લાંબા ઝુલતા હોય, જથ્થામાં પણ ઝુરાબંધ હોય તે માણુસ બહુ નમાનો અને મક્કમ ઠરાવનો હોય છે, સ્વભાવે બહુ જ થંડો હોય છે, પણ તેને ચીડવ્યો હોય તો ઝટ ચીડાઇ જાય છે; તેને કોઇ પણ ચીજની હદની બાહાર જવાનો શોક ન હોય પણ જો તેને સમજાવ્યો હોય તો તે સમજી જાય તેવો હોય છે; જો કોઇ વસ્તુ પ્રાપ્ત કરવાનું મન ઉપર લે તો તે ખંતથી મંડે છે, અને દુર્ભાગ્યને વશ હોતો નથી.

૨—જે કોઇ સ્ત્રી ઉપરના જેવા બાળ ધરાવતી હોય તો તે ઝાઝી ઇચ્છા ધરાવતી નથી, તેણી જો કે મોહબતનાં કામમાં ઝાઝી બળવાન હોતી નથી પણ જેના જોડે બાઝી પડી હોય તેને નિશ્ચનાથી વળગી રહે છે; તેના કોઇ હરીફ હોતા નથી; અને શરીર પ્રકૃતિ નહી ઘણી મજબુત કે નહી નબળી એવી હોય છે.

૩—જો બાલ કાળા હોય, ટુંકા હોય અને ઝુલફાવાળા હોય તો તે માણુસ દારૂડિયો હશે, પણ તે કજીઆખોર નહી હશે, પણ ઢચુપચુ મનનો હશે, બહુ દેશકબાજ પણ હાથ ધરેલાં કામોમાં ઢચુપચુ છતાં શરૂઆત કરતી વેળા બહુ જ ઉમંગી. ધનવાન થવાની ઇચ્છા તો રાખશે અને તે મેળવવાના પ્રયત્ન પણ કરશે પણ તે નિષ્ફળ જશે.

૪—જો કોઇ સ્ત્રી તેવા બાળ ધરાવતી હશે તો તે પણ તેવી જ નીકળશે.

૫—જો કોઇ માણુસ કાળા ભુરા, લાંબા અને સુંવાળા બાળ ધરાવતો હોય તે સામાન્ય રીતે બહુ મજબુત બાંધાનો હશે, સ્વભાવે બહુ હઠીલો, હાથ ધરેલાં કામ પાર પાડવાને ઇંતેજાર, સ્ત્રી જાતિનો ચાહાનારો, ફેરફારોનો શોકીન, સેહેલથી સમજાવી શકાય તેવો હશે, તે જો પરેહજી પાળનારો હશે તો લાંબાં આયુષ્યવાળો થશે.

૬—જો કોઇ સ્ત્રી એવી જાતના બાળ ધરાવતી હશે તો તે પણ ઉપર કહેલી જેવી જ નીવડશે. ફરક માત્ર એટલો જ કે તેણીની વર્તણુંક બહુ જ

કરેલી હશે. તેણી સારા બાંધાની નીકળશે, ઘણાં બાળબચ્ચાં થશે, સારી તનદોરસ્તી ભોગવશે અને મધ્ય સુખ ભોગવશે.

૭—જો બાળ ટુંકા અને ઝાડઝુડીયા હોય તો પુરુષ કે સ્ત્રી બન્ને એકસરખા ગુણ ધરાવશે, પણ પુરુષમાં એવો ગુણ હશે કે જો તેને ચીડવ્યો તો તે ઝટ વળતો ફટકો મારી દેશે, પણ સ્ત્રી હશે તો તે કટકટયા સ્વભાવની નીકળશે.

૮—જો કોઈ પુરુષ, લાંબા, સુંવાળા ભુરા બાળ ધરાવતો હોય તો તે સલાહસંપ જ ભરેલો, સમાનદૃષ્ટિ રાખનારો અને લગાર ઉદાર સ્વભાવનો હશે, કોઈને નુકશાન થતું હશે તો તેમાંથી તેનો તે બચાવ કરશે પણ જો ખુબ ઉશ્કેરાય અથવા ચીડવાય તો તેની ઝુનમાં સામાને સખત ફટકો મારી બેસશે, પણ પાછળથી તે પસ્તાવો કરશે; સ્ત્રી જાતિનો વખાણનાર થશે, અને તેમને થતાં અપમાનમાંથી તેમનું રક્ષણ કરશે. સામટી રીતે લેતાં તે સ્નેહભાવ ધરાવનારો, મમતાળુ અને નમ્ર સ્વભાવનો નીકળશે.

૯—એવી જ જાતના બાળ ધરાવનારી સ્ત્રી બહુ જ નાજુક અંતઃકરણ, પણ સ્વભાવે આકળી, પણ નહી હઠીલી કે નહી બોહોસીલી જણાશે; તેણીનો બાંધો સારો નીકળશે પણ કદાચ જ ભાગ્યશાલી થશે.

૧૦—જે માણસ નીર્મળ સ્વચ્છ બાળ ધરાવનારો હશે તો તે નબળા બાંધાનો નીકળશે, ધર્મ સંબંધી બાબતમાં જલદીથી ખેચાઈ જનારો હશે, ધંધા રોજગારની બાબતમાં બહુ તિક્ષણ નીકળશે, પણ ઝાઝી મોટી ઉમ્મર કહાડશે નહી.

૧૧—ઉપર પ્રમાણેના બાળ જે કોઈ સ્ત્રી ધરાવતી હશે તો તે સારા બાંધાની નીકળશે; ધરેલાં કામને છોડશે નહી, કમ્પની સિવાય તેને સોહવાશે નહી; ખુબસુરતીની વખાણનાર અને ખુશામતિઅણ નીકળશે, પણ સારી ઉમ્મર ગુજારશે.

૧૨—જે માણસને લાંબા, લાલ બાળ હશે તે લુચ્ચો અને કાવાદાવાવાળો અને ઠગારો હશે; આવજાવનો બહુ શોખીન, સ્વભાવ ચુલબુલિયો અને પ્યારનો બહુ શોખીન હશે; નાણાંનો લાલચુ હશે અને તે જેમ મેળ-

વશે તેમ તે મુર્ખાઇથી ગુમાવશે; તે લગાર હીચકારો પણ વખત આવ્યે હીમ્મતવાન નીકળશે.

૧૩—જો કોઈ સ્ત્રી તેવા બાળ ધરાવતી હશે તો તેણી વાતોડી અને મગરૂરી ભરેલી હશે; સ્વભાવે અધીરી અને આકળી; તેણી દેખાવે નાજુક હશે પણ બાંધે મજબુત હશે, છતાં મોટી ઉમ્મર કહાડે તેમ નથી; વચનની તે સાચી નીવડશે નહીં, કેમકે એકવાર વચન આપ્યું કે બીજી તરફ ભુલી જશે.

૧૪—બાળ માથાના આગલા ભાગ ઉપર પથરાઈ પડતા હોય તેવો માણસ જો કે ઝનુની છતાં સેહેલથી ખેંચાઈ જશે, સેહેલથી છેતરાઈ જશે; નાણાં સંબંધી બાબતમાં તાસીપાસી મળશે જેથી તેની આંટને ધોકા પોહોંચાડશે અને ખરચમાં ઘટાડો કરવાની ફરજ પડશે.

૧૫—જો બાળ માથાના પાછલા ભાગ ઉપર પથરાતા હશે તો તે હઠીલો, અદેખો, ગુસ્સાદાર, અને બીજાઓ ઉપર હોકમ ચલાવવાનો શોકીન, અને તેની સલાહ નહીં માનવામાં આવે તો ગુસ્સાબાજ; ભુત પરિયાની વાતોનો શોકીન પણ પોતાના કુટંબને દરેક રીતે સંપૂર્ણ પોષણ આપવાને તૈયાર રહેશે.

૧૬—જો સ્ત્રી કે પુરૂષના બાળ કપાળ ઉપર કમાનદાર વલી ગયા હોય અને તે આંખના લમણા તરફ બહુ લપસી પડેલા ન હોય તો તે સ્ત્રી-પુરૂષ તદ્દન નિર્દોષ, વેહમી, મધ્યમસરની ઇચ્છા ધરાવનાર; હાથ ધરેલાં કામમાં ઝાઝું ઉલટમંદ નહી છતાં ખંતિલું નીકળશે. વલી તે જાતે નરમાશવાળું, સારા ખવાસનું, આબાદ અને સુખી નીવડશે.

# પરચુરણ શુકન

—:૦:—

દાંતણ કરતી વખતે અચાનક ધરોળી શીર પર પડે તો તે દિવસમાં કરેલો વેપાર રોજગાર લાભ આપે.

દાંતણ કરતાં કુતરાનાં જોડાં પર નજર પડે તો તે દિવસે વેપાર ધંધો કરવાથી લાભ થાય.

અંઘોળ કરતી વખતે જો અકસ્માત છીંકો આવે તો તે દિવસના વેપારમાં નુકશાન જાય માટે તે દિવસે કાંઈ વેપાર રોજગાર કરવો નહીં.

---

## સૂર્ય તથા ગ્રહણના વારનાં શુભ અશુભ ફળો.

**રવિવારૂં ગ્રહણ થાય તો**—ઘી, તેલ ખાંડ સંગ્રહવી, અને અઢી માસ પછી વેચવાથી લાભ થાય.

**સોમવારૂં ગ્રહણ થાય તો**—દાણાનો સંગ્રહ કરવો, આગળ સોંઘુ થાય. રાજાઓને ઉપદ્રવ થાય.

**મંગળવારૂં ગ્રહણ થાય તો**—કપાસ તથા ધોળી જણસોનો સંગ્રહ કરવો ને અઢી માસ પછી વેચવાથી લાભ મળે. દરેક ચીજનો ભાવ સાડા ચાર માસ સુધી આકરા રહે.

**બુધવારૂં ગ્રહણ થાય તો**—રાતી વસ્તુનો સંગ્રહ કરવો, તો આગળ મોંઘુ થાય.

**ગુરૂવારૂં ગ્રહણ થાય તો**—તલ, તથા તેલ, તથા પીળી તથા રાતી જણસો મોંઘી થાય.

**શુકરવારૂં ગ્રહણ થાય તો**—વરસાદ ઘણો થાય. તમામ વસ્તુઓનો સંગ્રહ કરવો, ખડ તથા સુતર, કપાસમાં લાભ થાય, ૨ કપાસ મોંઘા થાય.

**શનિવારૂં ગ્રહણ થાય તો**-રાતી તથા લીલી જણસ મોંઘી થાય.

## ચંદ્ર ગ્રહણના વારનું ફળ

**રવિવારૂં ગ્રહણ થાય તો**—ધાન્યનો સંગ્રહ કરવો, પાંચમે મહીને લાભ મળે, આખું ગ્રહણ થયું હોય તો રાજ ખટપટ થાય.

સોમવારનું ગ્રહણ થાય તો—તેલ તથા ઘીમાં લાભ થાય, રૂમાં ટકા ૪૦) વધે.

મંગળવારનું ગ્રહણ થાય તો—સુતર, કપાસ, સોપારી, અને બીજી રાતી વસ્તુઓના ભાવ બમણા થાય.

બુધવારનું ગ્રહણ થાય તો—રૂના ભાવ વધે.

ગુરૂવારનું ગ્રહણ થાય તો—કસુંબો, ઘી, તેલ મોંઘુ થાય, રૂમાં બે માસમાં ટકા ૨૫) વધે.

શુક્રવારનું ગ્રહણ થાય તો—રાજા પ્રજા સુખી થાય, સર્વે વસ્તુ સોંઘી થાય, રૂમાં તેજી થાય, અને જેટલી તેજી થાય તેટલી મંદી થાય; ત્રણ માસની અંદર રૂમાં ટકા ૫૦) ઘટે.

શનિવારનું ગ્રહણ થાય તો—જુવાર, બાજરો, અફીણ, લોઢું, કાળું કપડું એ ચીજો મોંઘી થાય.

**અશ્વિની નક્ષત્રમાં ગ્રહણ થાય તો**—મગ વિગેરે મોંઘુ થાય. **ભરણીમાં થાય તો**—સફેદ વસ્ત્રોથી ત્રણ માસમાં લાભ થાય. **કૃતિકામાં થાય તો**—સોનું, ચાંદી, પરવાળા, મણી, માણેક ખરીદનારને લાભદાયી થાય. **રોહણીમાં થાય તો**—સુતર, કપાસ સંઘરનારને લાભદાયી હોય, પણ તે દશ મહીના પછી હોય; અને ચંદ્રગ્રહણ હોય તો આ ફળ નહોય. **મૃગસરમાં થાય તો**—મજીઠ, લાખ, ખાર, કુસુમ એ સંગ્રહવાથી દશમે મહીને લાભદાયક હોય. **આરદ્રામાં થાય તો**—ઘી મોંઘુ થાય, પાંચ મહીના પછી લાભ હોય. **પુનર્વસુમાં થાય તો**—તેલ સંગ્રહવાથી પાંચમે મહીને લાભ હોય. **પુષ્પમાં થાય તો**—ઘઉં સંગ્રહવાથી ત્રણ માસમાં લાભ હોય. **અસલેખામાં થાય તો**—મગ સંગ્રહવાથી પાંચ મહીનામાં લાભ હોય. **મઘા આદિ ચાર નક્ષત્રમાં થાય તો**—ચણા આદિ વસ્તુઓથી લાભ હોય. **ચિત્રામાં થાય તો**—જુવારથી બે માસમાં લાભ હોય. **સ્વાતિમાં થાય તો**—અનાજથી ત્રીજા, પાંચમાં અને નવમા માસમાં લાભ હોય. **વિશાખામાં થાય તો**—કલથીથી છટ્ઠે મહિને લાભ હોય. **અનુરાધામાં થાય તો**—કોદરામાં નવ માસમાં લાભ હોય, **જેષ્ટામાં થાય તો**—ગોળ, ખાંડમાં

પાંચમે મહીને લાભ હોય. **મૂળમાં થાય તો**–ચોખામાં લાભ હોય. **પૂર્વાષાઢામાં હોય તો**–સફેદ વસ્ત્રોથી લાભ હોય. **ઊત્તરાષાઢામાં હોય તો**–શ્રીફળથી પાંચમે મહીને લાભ હોય. **શ્રવણમાં થાય તો**–સતાવરીથી લાભ હોય. **ધનીષ્ટામાં હોય તો**–અડદથી લાભ હોય. **ઊત્તરા ફાલ્ગુણીમાં થાય તો** ત્રણ માસમાં લવણથી લાભ હોય. **પૂર્વા ફાલ્ગુણીમાં થાય તો**–પીડાકારી થાય. **રેવતીમાં થાય તો**–મગ, અડદથી છઠ્ઠે મહીને લાભ હોય. **સતતારામાં થાય તો**–ચણાથી લાભ હોય.

## ગ્રહણના માસનું ફળ

**સૂર્ય–ચંદ્રના ગ્રહણનું ફળ**–ગ્રહણ જે દેશમાં દેખાય તે દેશમાં જ ફળ મળે. **આખું ગ્રહણ થાય તો**–વીસ દિવસમાં ફળ મળે. **પોણા ભાગનું થાય તો**–એક માસમાં ફળ મળે. **અડધા ભાગનું થાય તો** બે માસમાં ફળ મળે. **ત્રીજા ભાગનું થાય તો**–ત્રણ માસમાં ફળ મળે. **ચોથા ભાગનું થાય તો**–ચાર માસમાં ફળ મળે.

**કારતક સુદ ૧૫ ને માગસર શુદ ૧૫ ના એ બે ગ્રહણ થાય તો** વરસ શ્રીકાર ને લાભ ઘણો આપે.

**પોષ શુદ ૧૫ ને પોષ વદ ૦)) ના એ બે ગ્રહણ થાય તો** દુકાળ પડે.

**માહ સુદ ૧૫ ને માહ વદ ૦)) ના એ બે ગ્રહણ થાય તો**–નીપજ થોડી થાય.

**ચૈત્ર સુદ ૧૫ ને ચૈત્ર વદ ૦)) ના એ બે ગ્રહણ થાય તો** દુકાળ પડે.

**જેઠ માસમાં ગ્રહણ થાય તો**–સર્વે ધાન્ય લેવું. ઘી, ઘઉ, તથા તેલના ભાવ તેજી થાય.

**અષાડ સુદ ૧૫ ને અષાડ વદ ૦)) ના એ બે ગ્રહણ થાય તો**–વરસ સુકાળ થાય.

## પુનમના ચંદ્ર ગ્રહણનું ફળ

**કારતક શુદ ૧૫ નું ગ્રહણ થાય તો**–સુકાળ થાય અને દરિયામાં વિગ્રહો થાય.

**માગશર સુદ ૧૫ નું ગ્રહણ થાય તો**—અનાજનો સંગ્રહ કરવો તે આઠ માસમાં નફો આપે.

**પોસ સુદ ૧૫ નું ગ્રહણ થાય તો**—રૂ, કપાસ, સુતર, અને રસ કસ મોંઘા થાય.

**માહ સુદ ૧૫ નું ગ્રહણ થાય તો**—રસ, કસનો, સંગ્રહ કરવાથી તરતજ લાભ મળે. વરસાદ ઇચ્છાનુસાર વરસે અને સુકાળ થાય.

**ફાગણ સુદ ૧૫ નું ગ્રહણ થાય તો**—સર્વ ધાન્ય સોંઘા થાય અને રસકસ મોંઘા થાય.

**ચૈત્ર સુદ ૧૫ નું ગ્રહણ થાય તો**—ધાન્ય સર્વે સોંઘુ હોય. પણ આગળનું વરસ દુઃકાળનું હોય.

**વૈશાખ સુદ ૧૫ નું ગ્રહણ થાય તો**—રાતી વસ્તુઓના ભાવ વધે. બીજી સર્વે જણસોના ભાવના ભાવ રહે. રૂ, કપાસ, સુતરનું બજાર આકરું થાય.

**જેઠ સુદ ૧૫ નું ગ્રહણ થાય તો**—વરસ કરવરૂ થાય. દાણા વેચવાથી લાભ થાય. ઘી, તેલ તથા રસકસનો સંગ્રહ કરનારને લાભ મળે.

**અસાડ સુદ ૧૫ નું ગ્રહણ થાય તો**—ધાન્ય તથા કપાશીઆમાં લાભ થાય. ખડનો વરસાદ સારો થાય. ધાન્ય ને રસકસ મોંઘા થાય અને જો **રવિવારે** ગ્રહણ થાય તો વરસ મોળું કહેવરાવે.

**શ્રાવણ સુદ ૧૫ નું ગ્રહણ થાય તો**—અનાજ સર્વેની છત થાય. રૂ, સુતર, કાપડ અને રસ-કસના ભાવ વધે.

**ભાદરવા સુદ ૧૫ નું ગ્રહણ થાય તો**—સોનું વેચીને દાણા લેવા લાભદાયી થાય. કપાસના ભાવ વધે. રસકસ, ઘી, તેલના ભાવ વધે.

**આસો સુદ ૧૫ નું ગ્રહણ થાય તો**—રૂ, સુતરના ભાવ વધે વહેપાર ચાલે.

## અમાસના સૂર્ય ગ્રહણનું ફળ.

**કારતક વદ ૦))નું ગ્રહણ થાય તો**—સુકાળ થાય ને ઘી પુષ્કળ થાય. પણ ધાન્ય મોંઘુ થાય.

**માગસર વદ ૦))નું ગ્રહણ થાય તો**—રૂ, કપાસ મોંઘા થાય અને ખરીદનારને લાભ થાય.

**પોષ વદ ૦))નું ગ્રહણ થાય તો**—ધાન્યની નીપજ ઘણી થાય. વરસાદ ઘણો ને અનાજ મોઘું થાય.

**માહ વદ ૦))નું ગ્રહણ થાય તો**—વરસ શ્રીકાર ને વરસાદ ઘણો થાય. પણ ધાન્ય ને ઘીના ભાવ વધે.

**ફાગણ વદ ૦)) નું ગ્રહણ થાય તો**—અનાજ ઘણું મોંઘું થાય, ને ખડનો કાળ પડે. રસકસ સંગ્રહવાથી ઘણો લાભ મળે.

**ચૈતર વદ ૦)) નું ગ્રહણ થાય તો**—ઘઊંના ભાવ મોંઘા થઇને પાછા ભાવ ઘટી જાય.

**વૈશાખ વદ ૦)) નું ગ્રહણ થાય તો**—દાણા સોંઘા થાય અને રસકસ મોંઘા થાય.

**જેઠ વદ ૦)) નું ગ્રહણ થાય તો**—સોનું વેચીને પણ દાણા સંગ્રહવાથી લાભ થાય. બીજી સર્વે વસ્તુ સોંઘી થાય.

**અષાઢ વદ ૦)) નું ગ્રહણ થાય તો**—લડાઇ થાય. મંગળવારે ગ્રહણ થાય તો કાળ પડે. રસકસ મોંઘા થાય. ચાર માસ પછી લાભ થાય.

**શ્રાવણ વદ ૦)) નું ગ્રહણ થાય તો**—અનાજ ને રસકસ મોંઘા થાય. કારતક માસમાં મરકી ફેલાય.

**ભાદરવા વદ ૦)) નું ગ્રહણ થાય તો**—સર્વે વસ્તુઓનો સુકાળ થાય.

**આસો વદ ૦)) નું ગ્રહણ થાય તો**—ઘી તેલ મોંઘુ થાય ને ત્રણ માસમાં લાભ આપે. સુકાળ થાય.

## અખાત્રીજના પવન ઉપરથી તેના ફળ તથા વરસાદનો વિચાર.

અખાત્રીજના રોજ એક પહોર દિવસ ચઢ્યા સુધી પવન જોવો. ઉત્તર દીશાનો પવન હોય તો વરસાદ ઘણો થાય પણ તે વખતે હીમ પડે.

ઈસાન ખુણાનો પવન હોય તો વરસાદ ઘણો થાય.

પૂર્વ દીશાનો પવન હોય તો વરસ કફોડું અને માણસને પીડા કરે.

અગ્ની ખુણાનો પવન હોય તો વરસાદ સારો થાય.

દક્ષીણ તરફનો પવન હોય તો ઉંદર કે તીડની ઉત્પતી થાય.

નૈરૂત્ય ખુણાનો પવન હોય તો વરસાદ ઘણો થાય. પણ અનાજની નીપજ કમતી થાય.

**પહેલો વરસાદ થાય તેના ફળનો વિચાર.**

**સોમ કે શુક્રવારે થાય** તો—વરસ સારૂં થાય. શનિ કે રવિવારે થાય તો વરસ નબળું થાય.

**જેઠ યા અસાડ માસમાં પહેલા શનિવારમાં વરસાદ થાય તો**—વરસાદ સારો જાણવો. અસાડ માસમાં તે દિવસે થાય તો વરસાદ તણાઇ જાય.

**વરસાદના નક્ષેત્રના ફળનો વિચાર.**

**જેષ્ટા, અશ્વની, ભરણી, મુળ,** એ ચારે નક્ષેત્રોમાં કે તેમાંના એક નક્ષેત્રમાં વરસાદ થાય તોપણ પૂર્વાપાઢા નક્ષેત્રમાં ગાજવીજ તથા વરસાદ થાય તો તે વરસમાં નીપજ સારી થાય.

**રેવતી નક્ષેત્રમાં**—વરસાદ થાય તો તે વરસમાં વરસાદની તાણ થાય.

**ભરણી નક્ષેત્રમાં**—વરસાદ થાય તો ચાસની તાણ રહે.

**અશ્વની નક્ષેત્રમાં**—વરસાદ થાય તો અનાજની સારી નીપજ થાય નહી.

**કૃતિકા નક્ષેત્રમાં**—વરસાદ થાય તો તે વરસમાં રેવતી, અશ્વની, કે ભરણી એ ત્રણેમાં કે એક વરસાદ થયો હોય તોપણ અનાજ નીપજે.

**કૃતિકા અને આરદ્રા નક્ષેત્રમાં**—વરસાદ ન થાય તો વરસ કેરૂં થાય, ને જે ઠેકાણે વરસાદ કે છાંટા થાય ત્યાં અનાજ નીપજી ચુક્યું સમજવું.

**રોહણી નક્ષેત્ર**—બેસતાં કે પછી ચાર દીવસમાં ગાજે તો ૭૨ દિવસનું કોરૂં કાઢે. ચાર દિવસ પછી જેટલા દિવસ મોડો ગાજે તેટલા દિવસ પ્રત્યેકના દિવસના ૭ ૭ દિવસ લેખે બોતેર દિવસના વાયરામાં ઓછા સમજવા.

**રોહણી નક્ષેત્રમાં**—વરસાદ થાય અને જો તેનું પાણી ગામ બહાર નીકળે તો નીપજ થાયજ.

**મૃગસરમાં**—પવન વાય નહી અને આરદ્રા નક્ષેત્રમાં વરસાદ થાય નહી તો તે વરસમાં વરસાદની તાણ થાય.

**રોહણી નક્ષેત્રમાં**–તાપ પડે અને મૃગસરમાં પવન વાયતો આરદ્રા નક્ષેત્રમાં વરસાદ ઘણો થાય.

**મૂળ કે રોહણી નક્ષેત્રમાં**–વરસાદ થાય ને આરદ્રા નક્ષેત્ર ગાજે તો વરસાદની તાણ એક માસ કરાવે.

**આરદ્રા નક્ષેત્ર**–બેસતાં ગાજે તો વરસાદ થવાને દિવસ **૭૨** નું વાયરૂ કાઢે પણ વરસાદ થાય તો કોરડું કાઢે નહિ.

## ચોમાસાના પવનના ફળનો વિચાર.

**અસાડ** માસમાં વાવ્ય ખુણનો, શ્રાવણ માસમાં પૂર્વ તરફનો, ભાદરવા માસમાં પશ્ચિમ તરફનો, પવન હોય તો અનાજ મોંઘુ થાય.

**અસાડ** માસમા વાવ્ય ખુણનો પવન હોય ને ઉત્તર તરફ વિજળી થાય ને શ્રાવણ માસમાં ઇસાન ખુણની વિજળી થાય તો ભાદરવામાં વરસાદ થાય નહિ.

**અસાડ** માસમાં દક્ષિણ તરફનો, શ્રાવણ માસમાં પૂર્વ તરફનો, ભાદરવા માસમાં ઉત્તર તરફનો પવન હોય તો વરસાદ ઘણો થાય.

**અસાડ** માસમાં નૈરૂત્યનો, શ્રાવણ માસમાં દક્ષિણનો, ને આસો માસમાં અગ્નિ ખુણનો પવન હોય તો દાણો સુકાઇ જાય.

**શ્રાવણ** માસમાં વાવ્ય ખુણનો, ભાદરવા માસમાં પૂર્વ તરફનો, આસોમાં વાવ્ય ખુણનો, પવન હોય તો વરસાદ સારો થાય ને નીપજ પણ ધાર્યા કરતાં સવાઈ થાય.

• **શ્રાવણ** માસમાં પશ્ચિમ તરફનો, ભાદરવા માસમાં પૂર્વ તરફનો, પવન હોય તો નીપજ બરાબર થાય નહિ.

**ભાદરવા** માસમાં પશ્ચિમ તરફનો પવન હોય યા વરસાદ થાય નહિ, જો વખતે થાય તો ઝડી થાય.

**શ્રાવણ** માસમાં પશ્ચિમ તરફનો, ભાદરવામાં નૈરૂત્યનો, આસો માસમાં પૂર્વ તરફનો પવન હોય તો રોગનો ઘણો ઉપદ્રવ થાય.

**શ્રાવણ** માસમાં નૈરૂત્ય ખુણનો, ભાદરવા માસમાં દક્ષિણ તરફનો, આસો માસમાં પૂર્વ તરફનો, પવન હોય તો ચડેલો દાણો સુકાઈ જાય.

શ્રાવણ માસમાં પશ્ચિમ તરફનો, ભાદરવા માસમાં નૈરૂત્ય તરફનો, આસો માસમાં પૂર્વ તરફનો, પવન હોય તો ફળફુલ નાશ પામે ને છીવડા ખાઈ જાય.

---

## અઠવાડિક દિવસો-ભાગ્યશાળી કે અભાગ્યશાળી !

દરેક જુવાન માણસોને તેમના ગ્રહો પ્રમાણે તરેહવાર ફળો મળ્યાં જાય છે ખરાં, છતાં પણ અઠવાડિયાંના છુટા છુટા દિવસે પણ કાંઈક છુટું છુટું નસીબ કે કમનસીબ ભોગવવું પડે છે, અને તે શાસ્ત્રકારો નીચે પ્રમાણે વર્તે છે, અને ચેતાવે છે કે કોઈ પણ અગત્યનું કામકાજ હાથ ધરતાં વર્ણવેલી સૂચનાઓ ઉપર અમલ કરવો અને જોવું કે તમે તે કામ મુલતવી રાખી શકશો કે કરવું જ પડશે:—

**રવિવાર**—અઠવાડિયાંનો પહેલો દિવસ ગણાય છે અને તે સુલેહ-સંપ જ અને શાંતિ માટે જણાયલો છે. સર્વ લોકોએ એ દિવસે એક બીજા જોડે સુલેહસંપથી જ વર્તવું જોઇએ છે, અને તે છતાં જો કોઈ જોડે વાંધો વિષ્ટી પડ્યો હોય તો તે આગળ નહી લંબાવતાં બનતાં સુધી બીજા દિવસ ઉપર મુલતવી રાખવો ઠીક થઈ પડશે.

**સોમવાર**—આ દિવસ કોઈ માંદા દોસ્ત આશામીઓ—સ્ત્રી કે પુરૂષને મળવા ભેટવા જવા માટે સારો કહેવાય છે; સોમવાર તનદોરસ્તીનો દિવસ ગણ્યો છે. દોસ્ત આશનાવોને સારી ભેટ સોગાદો ધરવી અને તેમના તરફથી તેવી જ ભેટ સોગાદ મેળવવાની ઉમેદ રાખવી, કેમકે એ વધુ તનદોરસ્તીને તેડું કરવા સમાન છે. ઘરસંસારી કોઈ મોટું કામકાજ આરંભવા માટે એ ખરે જ ભાગ્યશાળી છે. જો તમારે કોઈ ચીજ ઉપર રંગ ચઢાવવો હોય કે તમારે તમારો ઓરડો શણગારવો હોય તો એજ દિવસ મુબારક છે. જો તમારે તમારા પોતાને માટે અથવા તમારા કોઈ મિત્રને માટે ખરિદી કરવી હોય તો એજ દિવસ લાભકારક છે. પણ એક ચીજની સંભાળ રાખવાની જરૂર છે. એ દિવસે કોઈ પણ છબી કે પીક્ચર ટાંગવા—લટકાવવાંની કોશેષ કરશો નહી. જો કોઈ મિત્રની છબી તમે દીવાલે ટાંગવા માંગશો તો તે, તે મિત્રના સંબંધમાં ઘણું જ બુરૂં પરિણામ લાવ્યા વગર રહેશે નહી.

**મંગળવાર**–લગ્નનાં કારજ તથા બીજા સાટાંઓ માટે એ દિવસ ઘણો લાભદાયક ગણાય છે. જે કુંવારિકા એ દિવસ પોતાના હવે પછી થનારા ભવિષ્યના સાથી તરફથી વીંટી અથવા બીજી ચીજની ભેટ મેળવવા પામે તેણીએ પોતાનાં સુખવાસી લગ્ન જલદીથી થવાની વકીમાં રહેવું. તેણીએ ખાતરી રાખવી કે નાણાના ગુચવાડાનો તો કોઈ સવાલ જ નહી રહેશે અને છેવટે તેણીનો થનારો ભરથાર બહુ ધનવાન થશે જ. જે લોકો નવાં સાટાં કરવા ઇચ્છતા હોય તે તેઓએ એ દિવસે પત્રવ્યવહારથી કે જાતિ મુલાકાતથી નક્કી કરી લેવાં એ બેશક લાભકારીક નીવડશે. એ દિવસે મેળવેલો નવો ઓહ્દો કે નવી નોકરી પણ ધારવા કરતાં સારું ફળ નીપજાવશે. કુંવારા જુવાનોએ પોતાની પ્રિયાને મળવાનો એ જ દિવસ ઉત્તમ છે, પણ જો સ્ત્રી મિત્ર સાથે ફરવા નિકલશો તો જરૂર કજીયો થશે. એ દિવસે લાંબી મુસાફરીએ નીકલવું નહી, કેમકે તેમાં છેવટે તમને તદ્દન નાસીપાસી મળશે, પણ એ દિવસે પરદેશ જવા માટે દરિયા માર્ગે હંકારી જવું એ જેમ સુખદાયી તેમજ લાભદાયી પણ છે.

**બુધવાર**–સર્વ વારોમાં શ્રેષ્ઠ વાર બુધવાર છે. લગન તથા તેને લગતાં શરૂઆતનાં કાર્યોની તૈયારી માટે જ નહી પણ દરેકે દરેક વ્યવસાય માટે એ વાર બહુ શુભ છે. બુધવારને દિવસે એકાદ ભેટ–બક્ષીસ તમે તમારા કોઈ ઓળખીતાને મોકલો અને તેનાં પરિણામમાં તે તેને ખુશાલ કરશે પણ તે તમોને પોતાને પણ રાજી કરશે. બુધવારે ૧૦ અને ૧૨ ની વચ્ચે ખરિદ કરેલી એક ભેટની વસ્તુ, તમારી મિત્રાચારી તથા તમારો પ્યાર નીભાવી રાખશે, અને તે લેનારને માથેથી અનેક જાતની પીડાકારીઓને દૂર કરશે. જે ભાગ્યશાલી છોડી એ દિવસે અદરાશે અને બુધવારે જ પરણી જશે તેને તેની જીંદગીમાં બેવડું સુખ પ્રાપ્ત થશે. બુધવાર પછીના દિવસોએ પણ તેણીની જીંદગી સુખી જશે.

**ગુરૂવાર**–જો તમે કોઈ નવો પોશાક તૈયાર કરાવવા ઇચ્છતા હો અગર બીજાં કોઈ કપડાંલત્તાં તૈયાર કરાવા ચાહાત્તાં હોવો તો તેની શરૂઆત ગુરુવારે કરજો, અને ધ્યાન રાખજો કે તૈયાર થયા પછી તમે જયારે તે પેહેરશો ત્યારે આનંદી રહેશો; ફકર નહી, જો તમો તેના ઉપર ખાલી અરધો

ડજન ટાંકા પણ મારશો, પણ જ્યાં સુધી તમે ખાતરીથી માનો કે તે તમારે આખો પોશાક તૈયાર જ કરવો છે તો તેટલી શરુઆત પણ ગણી-મત છે. પરણવા તૈયાર થયલી કુંવારિકાઓએ પોતાના પોશાકો ગુરુવારે જ તૈયાર કરાવાની શરુઆત કરવાનું જરૂર ધ્યાન રાખવું, કે જેથી તેમનાં લગન ફત્તેમંદી સાથે થવાની ખાતરી રહે.

**શુક્રવાર**—શુક્રવાર અપશુકનીયો ગણાયો છે; અને તેના જોડે ઘણીક પ્રકારના વેહેમો જોડાયલા છે, જેમાંના ઘણાક તો ઉલટાં ભવિષ્ય સાથે જોડાયલા છે. શુક્રવારે શરુ કરેલું કોઈ પણ કામકાજ નિષ્ફળ જવાની વકી રહે છે, એ દિવસે શરુ કરેલા નવા પોશાકો પણ પહેરનાર માટે અપશુકનિયા નીવડશે. શુક્રવારે મળેલાં પત્રો, તે લેનાર માટે ખરાબ જ નીવડે છે, અને તે ઘણું કરીને કંઈ સ્તાનના સમાચારથી ભરેલા હશે. શુક્રવારે પેહેલવેહેલા બાહાર નિકળવાની ફરજ પડે ત્યારે ખુલ્લી હવામાં આવતાં જ મોહલામાં નીકળતાં પેહેલા બે ડગલાં ભરતી વેળા આંખો મીંચી બે મીનીટ બંધ રહેવા દેવી, એથી આખો દિવસ તમારા ઉપર જે વિટંબણા પડવાની હશે તે દુર જ રહેશે.

**શનિવાર**—આ દિવસ આશકમાશુકો માટે ભાગ્યશાલી ગણાય છે. એ દિવસે રચેલા પ્લાનો, મીલાકાતની ગોઠવણો, સ્વપ્નાઓ પણ ફળિભુત થાય છે. જે કુંવારિકાને પોતાને કોઈ પ્રિયત્મ ન હોય તેણે એ દિવસે એકાદ શોધી કાઢી તેને નક્કી કરી રાખવો; એજ દિવસ, ખરિદીએ જવા માટે ભાગ્યવંતો છે. ત્રણથી છ વાગાની વચ્ચેનો વખત એ માટે બહુ ભાગ્યવંતો છે. એ દિવસે કરેલી ખરિદી કરકસર ભરેલી અને ખરિદદારને લાભકારક નીવડે છે.



# બદકીસ્મત–તેને કેમ અટકાવશો ?

ઘણીક વેળા તરેહવાર સંજોગોમાં એવા બનાવ બને છે કે તેમાં બદકીસ્મત આગલને આગળ ચાલ્યું આવે છે. ન ધારેલી રીતે કોઈ વેળા એવું કામ થઈ જવા પામે છે કે તેમાં બદકીસ્મત જોડાયલું જોવામાં આવે છે, પણ તે વેળાએ જો સમયસુચકતા રાખી તેને ટાળવાના ઉપાય લીધા હોય તો તે બદકીસ્મત ફેરવાઈ જતાં વાર લાગતો નથી.

**આરસી ભાંગવાનો બનાવ**–દાખલા તરીકે તમારા હાથે જો એકાદ આરસી ભાગી જાય તો તેના સાથે સાત વર્ષની માંદગી ભોગવવાની સૃજત જોડાયલી છે પણ તેને ઉલટાવી નાખવા માટેનો ઉપાય મોજુદ છે; ભાગેલા ટુકડા ભેગા કરી તેને કપડાંના કકડામાં એકઠા કરીને બાંધો, તે કકડો તમને પસંદ પડતા રંગનો હોવો જોઈયે. તે પછી તેને કોઈ ઠેકાણે નાખી દેવો જોઇએ. એટલે સાત વર્ષની માંદગી ભોગવવાની સૃજતમાંથી તમે છુટા થઈ જશો.

**નીમક વેરતા ના**–નીમકની બહુ સંભાળ રાખજો. કોઈપણ વેળાએ તે વેરવીખેર કરતાં ના. પણ જો તેવો બનાવ બની જાય તો વેરાયલાં નીમ-મકમાંથી એક ચપટી ઉપાડી લઈ તે તમારાં ડાબાં ખભાં ઉપરથી ફેંકી દેજો. પણ બાકી રહેલું કોઈ પાસે ઉચકાવી લઈ સફા કરાવજો કે કાંઈ નવું બનવા પામશે નહિ.

**દાદરના ખાંચામાં ચાલશો ના**–દાદરના ખાંચામાં કોઈ વખતે ચાલવું નહિ, અને તેમ કરવાની ફરજ પડે તો તમારાં એક હાથનાં આંગળાં બીજા હાથનાં આંગળાં સાથે મસલી લેજો એટલે કાંઈ પણ ખરાબ નીપજશે નહી.

**આડી છરીઓ**–ટેબલ ઉપર બે છરીને આડી ક્રાસના આકારમાં મુકશો નહિ. જો મુકાઈ ગઈ તો પરિણામમાં કજીઓ કંકાશ બરપા થશે. પણ તેમ થઈ ગયું હોય તો તત્કાળ બંને છરી ઉપાડી લેજો અને તે પેહેલાં તેની ટોચ ઉપર સેહજ નીમકની ચપટી છાંટજો, એટલે કાંઈ પણ માઠું પરિણામ બનવા પામશે નહિ.

**ટાંગેલું પીક્ચર તુટી પડવાનો બનાવ**—દીવાલે ટાંગેલું પીક્ચર ન ધારેલી રીતે તુટી પડે તો તે બહુ અપશુકન્યું ગણાય છે. તેવા બનાવ બને તો તે પીક્ચરને બીજી જગાએ નવી દોરી તથા ખીલા સાથે લટકાવજો. એટલે તેનાથી એ જોડાયલા બદ કીસમતનો બનાવ અટકી જશે.

**ચાંદરાતનો ચાંદ કેમ જોશો ?**—કાચમાંથી ચાંદરાતના ચંદ્રને જોવામાં આવે તો તેથી નીરાશ થશો ના, પણ તેવા પ્રસંગમાં ચંદ્રાકારનું એક માંદલિયું આખો મહિનો પેહરી રાખજો, એટલે કશી પણ ખરાબ અસર થવા પામશે નહિ.

**કરોળિયાને મારતા ના**—આ નિર્દોષ જાનવરને મારશો નહી, પણ ન ચાલતે તમને તેમ કરવાની જરૂર જ પડે તો તુરતજ તમારા બાલનું એક ગુંચળું કાપીને તેને બાળી નાખજો અને તે બળતી વખતે હસજો.

**અણચિંત્યા રોજીંદા શુકન-અપશુકન.**

આપણી જીંદગીમાં દરરોજ કેટલાક એવા બનાવો બનતા રહે છે કે જેમાંના ઘણાક કાંઈ કાંઈ સારા શુકન ધરાવનારા ને કોઈ કોઈ અપશુકન કરનારા પણ હોય છે, પણ તેની ખુલ્લી સમજદારીની ગેરહાજરીમાં આપણે તે બનાવોને વગર ખબર લેવે એમને એમ પસાર થઈ જવા દઇએ છીએ, અને તેના કેટલાક દાખલા નિચે મુજબ છે:—

**કાળી બિલાડી** તો તમે અનેક વેળાએ જોઇ હશે, પણ તેના સંબંધમાં કોઈ દિવસે વિચાર કર્યો છે કે તે જનાવર દીઠામાં આવ્યું તે સારા શુકન છે કે માઠા ? શાસ્ત્રકારો જણાવે છે કે કાળી બીલાડીને એકાએક જોવી તે ભાગ્યશાળી બનાવ છે.

**મન ઉદાસ**—ઘણીક વેળાએ બેઠાં બેઠાં ન ધારેલી રીતે આપણે ઉદાસ-બેચેન થઈ જઇએ છીએ, પણ તેનું પરિણામ શું આવે છે તે જાણવાજોગ છે. થોડા જ વખતમાં તમોને તમારા સંબંધમાં કાંઈ સારા સમાચાર ન ધારેલે ઠેકાણેથી મળી જશે તેની તપાસ રાખવી.

**માથાંના બાલ**—તમો જ્યારે તમારૂં માથું હોલતા હોવો ત્યારે ન ધારેલી રીતે બાલનાં ગુચ્છાં ને ગુચ્છાં નીકલી પડે તો માનજો કે થોડાજ વખતમાં તમો કાંઈ સારી જગાએ ચઢવા પામશો.

**કાનમાં અવાજ**–તમારા જમણા કાનમાં ગણગણાટનો અવાજ થાય તો માનજો કે જલદીથી તમોને તમારા કોઈ પ્યારા મિત્ર જોડે મેલાપ થશે. ડાબા કાનમાં એવો અવાજ થાય તો માનજો કે કોઈ તમારો લાગતો વળગતો તમારા માટે કાંઈ સારો વિચાર કરે છે.

**કામધંધે જવાનાં મથકે ઠોકર**–સવારે તમે તમારા કામધંધે જવાનાં મકાનમાં દાખલ થતાં ઠોકર ખાઓ તો માનજો કે તમો પાછા ફરશો ત્યારે તમને કોઈ મળવા ટાંપી રહ્યું છે.

**ભાંગી રકાબીનો શોક**–તમારા હાથમાંથી રકાબી જમીન ઉપર પડીને ભાગી ગઈ તો તેનો શોક કરતા ના, કેમકે તમારે ત્યાં લગનના ઘાંટ વાગવાનાં શુકન થયા છે એમ સમજજો.

**પૈસા પડી ગયા**–તમે કોઈ દુકાને ખરીદી કરવા ગયાં હો અને ખરીદીના પૈસા આપતાં હેલીમાંથી કાંઈ પૈસા પડી જાય તો માનજો કે તમને તથા દુકાનદારો બંનેને ચોંકાવનારા સમાચાર મલશે.

**ચુહુલામાં મેશ**–તમારા ચુહુલાના કટેરા ઉપર મેશના લેપડા બાજી જાય તો માનજો કે કોઈ અજાણ્યો માણસ તમારી મુલાકાત લેવા ટાંપી રહ્યો છે; જો મેશ થોડી હોય તો તે અજાણ્યું કોઈ સ્ત્રી હશે.

**મીનબત્તીમાં ચીંગારી**–તમારે ત્યાં બળતી મીનબત્તીમાં વચ્ચોવચ સફેદ ચીંગારી ઉડતી જણાય તો માનજો કે કોઈ મિત્ર તમારી મુલાકાતે આવશે.

**વવડાટ**–જો તમારી જમણા હાથની હથેલીમાં વવડાટ થાય તો માનજો કે તમે કોઈ તરફથી વકી રાખેલું નાણું તમને મલી જશે. જો ડાબા હાથની હથેલીમાં વવડાટ થાય તો માનજો કે કોઈ ન ધારેલી વસ્તુની તમે ખરિદી કરશો. જો જમણા પગનાં તળીયામાં વવડાટ થાય તો માનજો કે તમોને જલદીથી મુસાફરી કરવી પડશે. જો તમારા નાક ઉપર વવડાટ થાય તો તમારી થનારી પ્રિયા તમોને જલદીથી આવી મળશે. જો તમારાં જમણાં ખભા ઉપર કીડ થાય તો માનજો કે તમને કોઈ તરફથી ભેટ આવી મળશે; જો ડાબાં ખભાં ઉપર વવડાટ થાય તો માનજો કે તમારા પગારમાં જલદી વધારો થશે. જો તમારા પગનાં ગુંઠણોમાં વવડાટ થાય તો માનજો કે તમારાં આંગળામાં વીટી ઝલકાટ મારશે. જમણાં ગુઠણ ઉપરનો

વવડાટ બતાવે છે કે તમારી જીંદગીના ચકરાવામાં મોટા ફેરફારો જલદીથી થશે, પણ જો ડાબા પગનાં ગુંઠણમાં વવડાટ થાય તો માનવું કે તમને દુનિયામાં જે ચીજની ઘણી જરૂર છે તે તુરત મળી જશે. જમણાં કોપરિયાં ઉપર વવડાટ થાય તો માનવું કે તમે બાંધેલા પ્યારમાં ફત્તેહ મળશે. અને જો ડાબા હાથનાં કોપરીયાં ઉપર વવડાટ થાય તો માનવું કે તમારાં લગ્ન જલદીથી થશે. કોઈ અજાણી જગામાં રસ્તો ચુકો તો માનજો કે તમારાં નસીબના ચકરાવામાં જલદી ફેરફાર થઈ જશે. જમતી વખતે તમારા હાથમાંથી ચમચો પડી જાય તો માનવું કે આખું અઠવાડયું સુખવાસી પસાર થશે. કોઈ ભલતું પત્ર તમારા હાથમાં આવી જાય તો માનવું કે તમારા માટે કોઈ તરફથી એકાદ પારસલ આવે છે. એક ઘડિયાળ તરફ જોતાં તેનો ઘંટો વાગવા માંડે તો માનવું કે કોઈ ન ધારેલી ગમ્મત તમારા માટે તૈયાર થાય છે. તમો કામમા હોવો ત્યારે ઓચિંતું તમારા ઉપર સૂર્યનું કિરણ આવી પડે તો તમારી સ્થિતિમાં જલદીથી ફેરફાર થશે. રસ્તે ચાલતાં તમારા બુટની દોરી છુટી જાય તો માનવું કે તમારે માથે ઝઝુમી રહેલું કોઈ વાદળ વીખરાઈ ગયું છે. નાહતી વખતે આંખમાં સાબુ જાય તો માનવું કે તમારો આખો દિવસ આનંદમાં જશે. તમારાં કોઈ મિત્ર રસ્તે જતાં તમારા તરફ ધ્યાનમાં ને ધ્યાનમાં નજર નાખ્યા વગર ચાલી જતો જણાય તો માનજો કે ઘરે તમારા માટે કાંઈ અવનવા સમાચાર તૈયાર છે. કાળા દોરાથી તમે કાંઈ કપડું સીવવા બેઠા હોવો અને સોય આંગળામાં ભોકાઈ જાય પણ દોરી નીકળે નહીં તો માનવું કે તમારા માટે કાંઈ ભેટ સોગાદ તૈયાર થાય છે. જો સફેદ દોરાથી સીવતા હોવો તો માનજો કે તમારા મિત્રના સમાચાર જલદીથી મળશે. અંગુઠી ઓચિંતી ગુમ થાય તો આવતાં સુખસંપજની નીશાની સમજવીઃ

——:o:——

# પ્રીતમો માટે શુકન તથા મંત્ર તંત્ર અને વશીકરણ.

——:o:——

(અંગ્રેજી શાસ્ત્રને આધારે.)

ઘણાક સખ્સો, પોતાની નજરમાં બેઠેલી કોઈ સુંદરીને પોતાની મોહોરદાર બનાવવાને ફાંફાં મારે છે; પણ સંજોગ એવા હોય છે કે, તે સુંદરી તેના તરફ લક્ષ વટિક આપતી નથી; તેમજ ઘણીક વેળા એવું પણ બને છે કે; કોઈ સુંદરી તેવા જ કોઈ ફાંકડા તરફ મન દોડાવે છે; પણ તે ફાંકડો ગમે તેટલી યુક્તિ છતાં તેણીની મોહજાળમાં સપડાતો નથી. તેવાં સ્ત્રીપુરુષોની ધારેલી મતલબ પાર પાડવાને માટે એક અંગ્રેજ જ્યોતિષ પોતાની ભાષામાં કેટલાક મંત્ર તંત્ર તથા વશીકરણના પાઠો આપે છે, જે અમે તે જ ભાષામાં પણ ગુજરાતી હરફે નીચે આપીએ છીએ. પણ આ જ્યોતિષીની એવી મજબુત ભલામણ છે કે; સ્ત્રી અગર પુરુષે પોતાનો હેતુ પાર પાડવામાટે આ મંત્રનો જપ કરતી વેળા બહુ જ દૃઢ નિશ્ચયવાન, પાકદામાન અને મંત્રથી થનારી અસર માટે પૂર વિશ્વાસ ભરેલા, સાચવટવાળા બનવું જોઇએ છે; અને ત્યારે જ જપેલો મંત્ર કારગત લાગી શકે છે; નહિ તો બધી મહેનત વ્યર્થ જાય છે અને સામી ઘણીક વેળા બદનામી મળવા સરખા પ્રસંગ નજદીક આવે છે. આટલા ખુલાસા પછી અમે તે મંત્રો નીચે આપીએ છીએ:—

## ભવિષ્યનો પોતાની જીંદગીનો સાથી કોણ થશે, તે જાણવાના મંત્ર.

---

### (૧) "આશ" નામના ઝાડનાં પાંદડાના મંત્રનો જપ.

જે કુંવારિકાઓને જાણવાની ઇચ્છા થાય કે, પોતાનો ભવિષ્યનો સુખ દુઃખનો ભાગિયો કોણ થશે? તેણીએ નીચે લખેલી લીટીઓ ઉપર લખ્યા

પ્રમાણેનાં શુદ્ધ અંતઃકરણથી જપવી. પહેલાં, તેણીએ "આશ" ના ઝાડના પાંદડાં એકઠાં કરવાં અને તેમાંનું એક હાથમાં છુપાવી, નીચલી લીટીઓનો પાઠ કરતાં કરતાં રસ્તે ફરવું:—

લીટીઓ.—"ધિસ ઇવન આશ આઈ કેરી ઇન માઈ હેન્ડ,
ધિ ફર્સ્ટ આઈ મીટ શેલ બી માઇ હસ્બંડ!
ઇફ હી બી સીંગલ લેટ હિમ ડ્રો નાય,
બટ ઇફ હી બી મેરીડ ધેન હિ મે પાસ બાઈ."

"This even ash I carry in my hand,
The First I meet shall be my husband!
If he be single let him draw nigh,
But if he be married then he may pass by."

આ મંત્રને ફતેહમંદ બનાવવાને કેટલીકવાર હાથમાંનું પાંદડું રસ્તે મળના જુવાન તરફ ફેંકી દેવું જોઇયે છે.

### (૨) વટાણાની સીંગનો મંત્ર.

પ્યારના કામમાં વટાણાની સીંગનો ઉપયોગ બહુ ફળદાયી છે. બેશક તેનો તે કામમાં થતો ઉપયોગ કદી વ્યર્થ નહિ જાય તેવો ગણાય છે. જો કોઈ ફાંકડી કુંવારિકા, પોતાનો ભવિષ્યનો ભાગિયો કોણ થશે, તે જાણવાને ઇંતેજારી ધરાવતી હોય તો તેણે આ સીંગના મંત્રનો જપ જપવો. જે સીંગમાં નવ દાણા હોય—નવથી વધુ નહિ કે ઓછા નહિ—તે સીંગને એક કાગળના ટુકડામાં વિંટાળવી અને તે સીંગ વિંટાળેલા કાગળ ઉપર નીચલો મંત્ર લખવો:—

લીટીઓ—"કમ ઇન માઈ ડીયર, એંડ ડુ નાટ ફીયર."

"Come in my dear, and do not fear."

આ પ્રમાણે કરીને તે સીંગવાળો કાગળ બારણાની અંદર છુપાવવો; તે છુપાવ્યા પછી ઘરમાં જે પહેલો માણસ દાખલ થાય, તે માણસ તે સુંદરીનો ભવિષ્યનો સુખ દુઃખનો ભાગિયો થશે, એમ માની લેવું.

### (૩) દરિયા કિનારે ઉગતાં ઝાંખરાં.

દરિયા કિનારા તરફ અથવા નદી નાળાં નજદીક બીનાશની જગામાં ઝાંખરાં ઉગે છે; તે ઝાંખરામાંથી એક નાની સરખી સોટી કાપી લાવી,

ભરથારની શોધમાં નિકળનારી કુંવારી સ્ત્રીએ તેને પોતાના ડાબા હાથમાં અણદીઠ પકડી રાખવી અને તે પછી ઘરમાંથી બહાર પડી ઘરની આસપાસ ત્રણ ફેરા ફરવા અને તે ફેરા ફરતાં બોલતાં જવું કે; "જે ફાંકડો મારો ભાગિયો થવા નિર્માણ થયેલો હોય, તેણે ઝટ નિકળી આવીને મારા હાથમાંના ઝાંખરાની લાકડીનો બીજો છેડો પકડવો." ત્રીજે ફેરે ન ધારેલો એક ફાંકડો તેણી આગળ હસતે મુખડે હાજર થશે અને તેણીના હાથમાંના ઝાંખરાનો છેડો પકડવા માંગશે. આ રીતે તે કુંવારિકા પોતાના સુખ-દુ:ખના સોબતીને ખોળી કહાડવા પામશે.

## (૪) ચાંદરાત.

ચાંદરાતને દિવસે પણ એક મંત્ર જપ્યાથી એક કુંવારિકા પોતાના ભવિષ્યનો સોબતી કોણ થશે, તેની ભાળ મેળવી શકે છે. ચાંદરાતનો ચંદ્રમાં દેખાય, તે દિવસે કુંવારિકાએ ઘરમાંથી બાહાર પડવું, થોડુંક સુકું ઘાસ હાથમાં લેવું અને નીચલો મંત્ર જપવો:—

મંત્ર—"ન્યુ મૂન, ન્યુ મૂન, ટેલ મી ઇફ યુ કેન,
ઇફ આઇ હેવ હિયર આ હેર લાઇક ધિ હેર ઓફ માઈગાઇડમેન."

New moon, new moon, tell me if you can,
If I have here a hair like the hair of my guideman.

આ મંત્ર જપીને કુંવારિકાએ ઘરમાં આવવું અને પછી ઘાસને ખુબ ચુંટીને તપાસવું અને તેમાંથી જો એકાદ વાળ નિકળે તો તે વાળના રંગ ઉપરથી ધારવું કે, તેણીનો ભવિષ્યનો સાથી પણ તેને મળતા રંગનો મળશે.

## (૫) ગોકળ ગાયનો મંત્ર.

ગોકળ ગાય પણ આ કામમાં ઉપયોગમાં લઈ શકાય છે. જે કુંવા-રિકા પોતાનો ભવિષ્યનો સાથી કોણ થશે, તે જાણવાની ઇચ્છા રાખતી હોય તેણે એકાદ ગોકળ ગાય પકડી આણવી. સ્લેટ ઉપર આમથી તેમ તેને ફેરવવી, જેમ કરતાં એવા લીસોટા પડશે કે, ધ્યાનથી વાંચતાં તેમાંથી એક પુરુષના નામના પહેલા અક્ષરો માલમ પડશે. તે નામ ઉપરથી તેણીએ માની લેવું કે, તેવાં જ નામનો કોઈ ફાંકડો તેણીનો સોબતી થશે.

## (૬) ઘાસનો મંત્ર.

ભવિષ્યનો સોબતી કોણ થશે, તે જાણવા માટે બીજો પણ એક મંત્ર જપવાની ભલામણ કરવામાં આવે છે. જે કુંવારિકા અથવા કુંવારો આવી ઇચ્છા ધરાવતાં હોય, તેઓએ બે પાંદડાવાળાં ઘાસનાં એક તણખલાને પોતાના જમણા પગના બુટમાં છૂપાવવું. તેમ કીધા પછી ઘરમાંથી બહાર પડતાં જે કોઈ આસામીનું મ્હોડું પહેલું દેખાય, તેને પોતાનાં સુખ દુઃખનો ભવિષ્યનો સાથી માની લેવો.

## (૭) એક સાદું મંત્ર.

જો કોઈ કુંવારિકા સ્વપ્નામાં પોતાના હવે પછી થનારા પ્રીતમને જોયા પછી તેના જોડે વધારે ભેળાવાની ઇચ્છા ધરાવતી હોય તો તેણીએ આ નીચે જણાવેલા સાદા મંત્રનો જપ કરવો. સ્વપ્નમાં જે પ્રિતમ દેખાવ આપે, તેનું નામ અને તેના જોડે પોતાનું નામ રાત્રે બાર વાગ્યાને અમલે લખી લેવું, તે કાગળ તે પછી બાળી નાંખવું. પણ તેની રાખ એકઠી કરી એક પડીકામાં વિંટાળી રાખવી અને તે પડીકાં ઉપર ક્રોસની નિશાની પાડવી. તે પડીકું તે કુંવારિકાએ પોતાના તકીઆની નીચે મેલી છાંડવું, અને તેના ઉપર ઉંઘવું. આ મંત્રનો ઉપયોગ કીધાથી બેશક તે કુંવારિકા પોતાના હવે પછી થનારા પ્રીતમને સ્વપ્નામાં જોશે, જોશે એટલુંજ નહિ પણ તેના જોડે વધુ દિલબરી કરી શકશે.

## (૮) "આશ"નાં પાંદડાંનો એક બીજો મંત્ર

પોતાનો ભવિષ્યનો સુખ દુઃખનો ભાગિયો કોણ થશે, તે જાણવા માટે કુંવારિકાએ શુદ્ધ અંતઃકરણથી અજમાવવાનો બીજો એક મંત્ર નીચે આપવામાં આવ્યો છે. તે કુંવારિકાએ નીચલો મંત્ર અંગ્રેજીમાં જપતાં "આશ"ના ઝાડનું એક સપાટ પાંદડું તોડવું.

લીટી-ઇવન આશ, આઈ ટુ ધિ પ્લક,
હોપિંગ ધસ ટુ મીટ ગુડ લક;
ઇફ નો લક આઈ ગેટ ફ્રાંમ ધી,
આઈ શેલ વિશ ધી ઓન ધિ ટ્રી."

"Even ash, I do thee pluck,
Hoping thus to meet good luck,
If no luck I get from thee,
I shall wish thee on the tree ,,

આ મંત્ર ભણતાં પાંદડું તોડીને રાત્રે સુતી વખતે તકીઆ તળે મૂકવું અને જે માણસને તમે જોવા ચાહો છો તે તમને જરૂર સ્વપ્નામાં આવી મળશે.

### (૯) સસલાનાં હાડકાંનો એક મંત્ર.

સસલાંના ખભાનું હાડકું લઈ તેમાં નવ ટાંચણીઓ ભોકવી અને તેવી જ સ્થિતિમાં તે હાડકાંને કુંવારિકાએ પોતાના બિછાના ઉપર ટકીઆની તળે લઈ સુવું. ખચીત જ તમારો થનારો પ્રીતમ તમને સ્વપ્નામાં આવી મળશે.

### (૧૦) લગ્નના કેકનું મંત્ર.

લગ્નના કેક ઉપર મજબૂત હાથ મારીને રાત્રે સુવો. તમે જો કુંવારા હશો તો તમારી સુખદુઃખની ભાગિયણને, અને કુંવારિકા હશો તો, થનારા પ્રીતમને સ્વપ્નાની ખુશ લહેરમાં નિહાળશો.



# લગનના સગન.

——:o:——

## (૧) લગ્નના સગન.

જમવાની ટેબલ ગોઠવતાં અજાણતાં કિંવા ન ધારેલી રીતે બે કાંટા બે છરી અથવા બે ચમચા સરખા મૂકાઈ ગયેલા દીઠામાં આવે તો માનવું કે, કુટુંબમાં કોઈ માણસનાં જલદીથી લગ્ન થશે.

## (૨) જલદી ભરથાર મેળવવાનો એક મંત્ર.

એક જ માતપિતાને પેટની એકથી વધુ છોકરીઓમાંની નાની છોકરી પહેલી પરણી જાય અને વડીઓ રહી જાય તો તેઓએ નાસીપાસ થવું નહિ; તેમને પણ જલદીથી ભરથાર મળી શકે એવો એક મંત્ર આપવામાં આવ્યો છે, જેનો ઉપયોગ કરવાની તેમને ભલામણ કરવામાં આવે છે. આ મંત્ર એ છે કે; નાની બેનનાં લગ્નને દિવસે જરૂર એક નાચ (dance) કરાવવો અને તેમાં તે કુંવારી બેનોએ ઉઘાડે પગે નાચવું, આથી તેમનો દુરભાગ્ય ગ્રહનો અમલ તેમના ઉપરથી દૂર થઈ જશે; અને પહેલી જોગવાઇએ તેઓ મનગમતા ખાવિંદ મેળવી શકશે.

## (૩) કુંવારો જલદી પરણશે.

જો કોઈ ખાણા ઉપર કુંવારો માણસ ન ધારેલી રીતે એકાદ પરણેલાં જોડાંની વચ્ચોવચ બેઠક લેવા પામે તો ખાત્રી રાખવી કે, તે કુંવારાજી, એકાદ વરસ કરતાં પણ ઓછી મુદતમાં સંસારની ઝુંસરી ગળે ઓળવવાને જરૂર ભાગ્યશાળી થશે.

## (૪) લગ્નના કેકનો ભેદ.

લગ્નના કેકમાં લગ્નની એક વિંટી અને ૭ પેન્સનો એક સિક્કો ખોસીને તેને પણ ભઠ્ઠીમાં ભુંજી કહાડવો. નાસ્તા ઉપર તે કેક પીરસતાં જે બાઇના નસીબમાં તેની અંદરની વિંટી આવી જાય તેણીએ હરખાવું કે, તેવણનાં લગ્નનું કેક પણ જલદીથી જ તૈયાર થશે; અને જે સુખવાસી બાઇના નસીબમાં પેલો ૭ પેન્સનો સિક્કો આવી જાય તેણીએ ખાત્રી રાખવી કે તે બહુ લાંબી જીંદગી ભોગવશે. કદાચ આ વિંટી જો કોઈ પુરુષના ભાગ્યે આવે તો તેવણે પણ ખાત્રી રાખવી કે, સંસારની સાંકળ તેમના ગળામાં જલદીથી ઓળવાશે; પણ જો ૭ પેન્સનો સિક્કો કોઈ પુરુષના નસીબમાં આવે તો માની લેવું કે; ગમે તેટલી કોશેષ છતાં તેનો ભવ કુંવારો જ પસાર થશે.

### (૫) ચાહ તપાસીને પીજો.

જો કોઈ કુંવારિકાના ચાહના પ્યાલામાં ચાહનાં પાંદડાંમાં એકાદ ચાહનું નાનકડું થડ આવી ગયલું જણાય અને તેમની ઇચ્છા જો કોઈ ફક્કડનો હાથ મેળવવાની હોય તો તેણીએ તે થડ ચાહના ગોટમાં જરૂર ગળી જવું; જેથી જરૂર તેણેની ઇચ્છા ફળીભૂત થશે.

### (૬) હાથ ધરતો બળિયેલ છે કે ઠોળીઓ ?

કોઈ છબીલી, પોતાના ફાંદામાં કોઈ છેલબટાઉને ફસાવવા માગતી હોય, પણ તે પહેલાં તેણીને એવી ઇચ્છા થાય કે તે છેલબટાઉ બળિયેલ છે કે ઠોળીઓ તેની તપાસ કરવી છે તો તેણીએ એક સહેલ ઉપાય અજમાવવો. તેણીએ તે છેલ બટાઉનું નામ મ્હોં ઉપર લઇને ચુલામાંના અંગારા ચીપીઆવડે ખંખેરવા; જો તેમ કરતાં અંગારા ખુબ પ્રકાશવંત થઈ જાય તો માનવું કે બટાઉ ખુબ ઠોળીઓ—રંગીલો છે; પણ જો અંગારા સામા ઠંડા પડી જાય તો માનવું કે તેવણ તો બળિયેલ કુંજરા છે.

### (૭) અપશુકન.

તમારા મનમાં તમે પરણવાનો ખ્યાલ બાંધી કોઈ દાદર ઉપર ધ્યાન-માંને ધ્યાનમાં ચઢતાં હોવો ને જો ચઢતાં ઠોકર લાગે તો માનજો કે, તમે ગમે તેટલું માથું ફોડી લોહી કહાડશો, તોપણ બાર માસ સુધી તમે કદી પરણનાર નથી; એવા જ સંજોગમાં જો તમે એકાદ ખુરશી ઉપર બેસવા જાઓ અને ખુરશી કાંઇક ન જાણતાં લાગેલા આંચકાથી પાછળ ખસી જાય તોએ ખાત્રી રાખજો કે, મસ્તક ફોડી રક્ત કહાડશો તોએ ચાલુ વરસમાં તમારાં લગ્ન થઈ શકનાર નથી.

### (૮) "વ્હાલા વહેલો પાછો ફરજે."

જો કોઈ સુંદરીનો છબીલો લાંબી મુસાફરીએ જવા નિકળનાર હોય, પણ સુંદરીની ઇચ્છા તેને પોતાની નજર આગળથી વિહીલો મૂકવાની ન હોય તો તેણીએ નીચલો જપ કરવો; એટલે તે બાપડો અનેક કારણથી જલદી જ પાછો ફરશે. તે એમ કે; તે શહેર છોડી જતાં તુરત જ સુંદરીએ છૂપી રીતે પોતાનાં બુટ અથવા અનેક કોઈ બીજાં પગરખામાં અણદીઠ રીતે ત્રણ પાંદડાંવાળાં ઘાસનું એક તણખલું ખોસી છાંડવું. આ ઉપાય કીધાથી તે બાપડાને મુસાફરીમાં કાંઇપણ ખલલ થશે જ અને તે જલદીથી તેણીને પાછો આવી મળશે, જેને જોતાં જ તમારાથી હસવું થોભાવી શકાશે નહિ.

———:o:———

# દુઃખ દર્દો સાજાં કરવાના મંત્રો.

દુઃખ દરદો સાજાં કરવા માટેના તથા ચાલુ વરસમાં તમને કોઈ દુઃખ દરદ થશે કે કેમ અને થાય તો તે કેવા પ્રકારનાં અને તે કેમ સાજાં થશે, તે વગેરેના કેટલાક મંત્રો એ વિદ્યા જાણનાર એક વિદ્વાન્ તરફથી આપવામાં આવ્યાં છે; જો કે સાદી નજરે તેમ જ આ વિદ્યા હુનરના આગળ વધેલા કાળમાં વિશ્વાસ પામી શકે તેમ નથી; તો પણ આટલું તો નિશ્ચય સાથે કહેવામાં આવે છે કે, જો ખરાં અંતઃકરણથી અને અંતરનો વિશ્વાસ રાખીને તે મંત્રોનો ઉપયોગ કરવામાં આવે તો તે કદી નિષ્ફળ ઉતરશે નહિ. એટલા જ માટે અમો તેને હેઠળ આપીએ છીએ.

### હું માંદો પડીશ કે? અને પડીશ તો શું દુઃખ થશે?

જે દિવસે તમે આ સવાલ પૂછો, તે દિવસથી એક આખા વરસમાં તમે આજારી પડશો કે નહિ; અને પડશો તો કેવી જાતનાં દરદથી તે જાણવાનો આ એક મંત્ર છે. નવાં વરસની સાંજે સ્વચ્છ પાણીની એક રકાબીમાં, સદા લીલા રહેતા એક વેલાનું પાંદડું નાંખવું. તે પાંદડાને તમે જે શખ્સને માટે આ ખુલાસો જાણવા ઇચ્છતા હો તેનું નામ આપવું. તેમ કરીને તે રકાબીને ઢાંકીને સંભાળથી એક બાજુમાં મૂકી છાંડવી. બાર દિવસ સુધી તેને ત્યાં રાખ્યા પછી તે ઉઘાડવી અને પેલું પાંદડું કહાડવું. તે પાંદડું જ્યારે નાંખ્યું ત્યારે જે રંગરૂપનું હોય તેવા જ રંગરૂપમાં જળવાઈ રહ્યું હોય તો ખાત્રી રાખવી કે, જે માણસનું નામ તે પાંડદાંને આપ્યું હોય તે માણસને આવતા બાર માસ સુધી કશું દુઃખ દરદ થનાર નથી; પણ જો પાંદડા ઉપર કાંઇક કાળાં ચાળાં પડેલાં દેખાય તો માનજો કે, આવતાં વરસમાં તે માણસને ચોક્કસ પ્રકારનું દુઃખ દરદ લાગુ પડશે. જો આ કાળાં ધાબાં, પાંદડાના ઉપલા ભાગ આગળ છેક તેના બરડા તરફ હોય નો માનવું કે, જે દુઃખ દરદ પેલા માણસને લાગુ પડશે તે શરીરના કોઈ ઉપલા ભાગમાં લાગુ પડશે; જો પાંદડાની વચ્ચોવચ હોય તો માનવું કે તે માણસ હોજરી અથવા, છાતીનાં દરદથી પછડાશે.

### થયલું દરદ કેમ સાજું કરવું ?

બાઇબલ (ખ્રિસ્તિઓનાં ધર્મ પુસ્તક)નાં પાનાઓથી દરદીને તેનાં મ્હોં ઉપર પિછી કરવાથી ઘણાક પ્રકારના રોગો સાફ થઈ શકે છે.

### ઝેરી સાપનો ડંખ–ઝેર કેમ સાજું કરશો ?

જે માણસને કોઈ ઝેરી સાપે ડંખ માર્યો હોય અને જો તેનું ઝેર તેને ચડવા માંડતું હોય તો તેનો સર્વથી ઉત્તમ ઉતાર એજ છે કે, જે સાપે તે ડંખ માર્યો હોય તેને મારી નાંખવો અને તેની ચરબી તે ડંખવાળા ભાગ ઉપર લગાડવી.

### માથાનો દુખાવો અને સંધિવા.

ખ્રિસ્તિઓમાં "બાપ્ટિઝમ" આપતી વેળા જે પત્થરના વાસણમાં પાણી ભરી રાખવામાં આવે છે, તે પાણી દરદવાળા ભાગ ઉપર લગાડવાથી બંને દર્દો દફે થાય છે.

### બગડેલા લોહીનો ઉપાય.

લોહી બગડી ગયું હોય અથવા પાતળું થઈ જઇને ચહેરો તદ્દન ફીકો મારી ગયો હોય, તે માટે એક બહુ સાદો ઉપાય અજમાવવાની જરૂર છે. તમારાં પોતાના લોહીનું એકાદ ટીપું લઇને તે કોઈ ગુલાબનાં ઝાડની કયારીમાં દાટવું.

### નાકમાંથી વહેતા લોહીને બંધ કરવાનો ઇલાજ.

જે માણસને નાક વાટે લોહી જતું હોય અને તેના ઉપાયો કરી કરીને કંટાળ્યો હોય, તેણે નીચલો નુસ્ખો જરૂર અજમાવવો. જો પુરુષ દરદી હોય તો તેણે કોઈ સ્ત્રી પાસે જરીની ફીટ ખરીદ કરાવવી અને તેના પૈસા તેણીને આપવા નહિ; પણ માત્ર સાદો ઉપકારજ માનવો. આવી રીતે મેળવેલી ફીટ તે દરદીએ નવ દિવસ સૂધી પોતાના ગળામાં પહેરી રાખવી. તેમ કીધાથી નાકમાંથી વહેતું લોહી આપ મેળે બંધ થઈ જશે. જો દરદી સ્ત્રી હોય તો તેણીએ કોઈ પુરુષ પાસે તેવી ફીટ ખરિદાવવી અને તેના પૈસા આપવા નહિ; અને માત્ર સાદો ઉપકાર માનીને નવ દિવસ ગળામાં પહેરી રાખવી.

## આંકરાંનો એક ઉપાય.

જે માણસને આંકરાં આવતાં હોય, તેણે સુવા જતી વખતે પોતાના પગરખાનો અંગુઠા તરફનો ભાગ ચાદરમાંથી દેખાય એવી રીતે ગોઠવી મૂકવો, અથવા તો ડાબા પગે ઘુંટણની સહેજ હેઠાણમાંથી ગાર્ટર (સ્ટોકિંગને ઉતરી જતાં અટકાવવા માટે બાંધવાની રબરની દોરી) બાંધી લેવું. બીજો પણ એક ઉપાય છે અને તે એ કે, સુતી વખતે તમારા પગમાંની સ્લિપર ઉંધી બિછાનામાં રાખવી; પણ આંકરાં લાગુ જ નહિ પડે તેનો એક ઉત્તમ ઉપાય છે અને તે એ જ કે બકરાંના પગનાં હાડકાંનો એક નાનો ટુકડો હંમેશાં ગજવામાં લઇને ફરવું.

## તાવના ઉપાય.

પરણતી કન્યાના ગળામાં પહેરાવ્યામાં આવેલા ફુલના હારમાંથી મેંદીનાં ત્રણ પાંદડાં કહાડી તાવનાં દરદીને ચવાડવાથી ગમે તેવો તાવ ઉતરી જાય છે.

## નજલો.

મે મહિનામાં પડતો દવ, ગમે તેવા નજલાના દરદને મારી હઠાવે છે.

## માથાનો દુઃખાવો.

સર્પની ચામડી—કાંચળી જો તમે તમારા માથાની આસપાસ વિંટાળો તો માથાનો દુખાવો કદી પણ થશે નહિ.

## સંધિવા.

ચોરી લીધેલો અથવા ભિક્ષા માગીને લીધેલો એકાદ પટેટો હંમેશ સાથે રાખવાથી સંધિવાનાં દરદનો હુમલો થતો નથી. એ દરદીઓએ ડુક્કરની લટાંગરીનાં હાડકાંનો એક ટુકડો હંમેશ સાથે રાખીને ફરવું.

## દરાજ.

જે આસામી દરાજથી પીડાતો હોય, તેણે આ નીચલો ઉતાર કરવોઃ—

સવારના પહોરમાં કશું પણ અન્નપાણી મ્હોંમાં નાંખ્યા વગર સાવ ભૂખે પેટે રાખની ચપટી લેવી અને તે ચપટી દરાજવાળા ભાગ આગળ ધરીને નીચલો મંત્ર બોલવો.

મંત્ર—"રીંગવર્મ! રીંગવર્મ રેડ,
નેવર મેયેસ્ટ ધાઉ સ્પ્રેડ ઓર સ્પીડ

બટ એ ગ્રો લેસ એન્ડ લેસ,
એન્ડ ડાઈ અવે એમંગ ધિ એશ.

Ringworm ! Ringworm red;
Never mayest thou spread or speed
But aye grow less and less,
And die away among the ash."

આ પ્રમાણે લાગટ ત્રણ દિવસ સુધી કરવું.

**મસા કહાડવા માટેના ચમત્કારિક મંત્રો.**

મસા કહાડવા માટે કેટલાક એવા મંત્રો હસ્તી ધરાવે છે કે, જે બહુ ચમત્કારિક છે; તેમાંના થોડાક નીચે આપ્યા છે; એવા હેતુથી કે એ દરદથી પીડાતાઓ ગમે તેનો ઉપયોગ કરી શકે:—

(૧) સુતળીનો એક કકડો લેવો અને જેટલા મસા કહાડવા હોય તેટલી તેને ગાંઠ વાળવી; એકેક ગાંઠને એકેક મસા જોડે લગાડવો અને તે પછી તે સુતળીને એક સરદ જગાએ દાટવી અને તે વેળા અંતઃકરણ શુદ્ધ અને એકીન નિશ્ચય ભરેલું રાખીને બોલવું કે; "મારાં દરદને તારા સિવાય બીજું કોઈ સાફ કરનાર નથી." જમીનમાં દાટેલી સુતળી કોહોવા માંડશે, એટલે મસા પોતાની મેળે ખરી જવા માંડશે.

(૨) એલ્ડર નામનું ઝાડ જેનું થડ પોકળ હોય છે અને જેના ઉપર સફેદ પાંદડાં અને એક જાતનાં ફુલો થાય છે, તે ઝાડની છાલનો એક ટુકડો લેવો અને જેટલા મસા કહાડવા હોય તેટલા તેમાં છરીવડે ચીરા પાડવા; બાદ તે છાલને મસા ઉપર ઘસડવી એટલે મસા આપ મેળે ખરી પડશે; પણ છાલ ઘસડવાની ક્રિયા વેળા તે ચીજનો ઝાઝો ખ્યાલ મનમાં રાખવો નહિ અથવા વારંવાર તેના તરફ જોવું પણ નહિ; કારણ જો તેમ થશે તો મંત્ર તદ્દન નિષ્ફળ જશે.

(૩) એક નાની સરખી કોથળી લઈ તેમાં જેટલા મસા હોય તેટલા નાના પથરા ભરવા અને તે પછી તે કોથળીને ડાબા ખભા ઉપરથી ઓવારીને ફેંકી દેવી. આ મંત્ર કીધાથી મસાવાળો ધણી સાજો થશે અને જે કમનસીબ શખ્સનાં હાથમાં તે કોથળી આવશે, તેને તે લાગુ પડશે.

(૪) મસા કેટલા છે તે બરાબર ગણવા અને પછી તે ઘઉ અથવા જવના ઝાડની એક ડાંખળી લઈ તેમાંથી મસાના જેટલા જ ગાંઠો કહાડવા;

તેને એક કપડામાં લપેટીને જમીનમાં દાટવા. આ સઘળુંજ બહુ જ છૂપી રીતે કોઇના પણ જાણવામાં નહિ આવે એવી રીતે કરવું. તે ગાંઠો કોહવા માંડશે કે મસા ખરી જવા માંડશે.

(૫) ઘરડાં ઓકનાં લાકડાંના ઝાડ ઉપર, એકાદ ગાજવીજના તોફાન પછી જે પાણી જમાવ થયું હોય, તે પાણી મસા ઉપર ચોપડવાથી, મસા જલદીથી સાફ થઇ જાય છે.

(૬) બળેલા લાકડાનો બુઝાઈ ગયેલો કોલસો લઈ તે મસા ઉપર ઘસડવો. તે કોલસાને કાગળમાં વિંટાળી, જ્યાં ચાર રસ્તાઓ એકમેક સાથે મળતા હોય, તે રસ્તાઓના સંગમ આગળ લોકોની દૃષ્ટિ પડે એવી રીતે નાંખવો. ભૂલે ચુકે તે પડીકું જે ખોલી જોશે તેને લાભ તો કશો થશે નહિ; પણ પેલા મસાવાળા ધણીના મસા સાફ થઇને તે બાપડાનાં શરીર ઉપર ફૂટી નિકળશે.

(૭) માંસનો એક ટુકડો કોઈ ઠેકાણેથી ચોરી લેવો અને તે કકડાવડે મસા ખૂબ ઘસવા અને માંસના ટુકડાને સંતાડી મૂકવો. માંસનો ટુકડો કોહવા માંડશે કે મસા પણ ધીમે ધીમે ખરવા માંડશે.

(૮) કોઈ પણ જાતની સીંગ લઈ તે મસા ઉપર ઘસવી અને સીંગને ફેંકી દેવી. ફેંકી દીધેલી સીંગ જેમ કોહેવા માંડશે, તેમ મસા પણ અળગા થઇને ખરી જવા માંડશે.

### ગુચના ઠાંસાના કેટલાક માંત્રિક ઉપાયો.

બાળકોમાં આ ઠાંસો ઘણો સાધારણ હોય છે. તે જો કે પોતાની મેળે ચોક્કસ મુદતે સાજો થાય છે; તોપણ તેનું જોર નરમ પડવાના કેટલાક માંત્રિક ઉપાયો નીચે મુજબ છે. જે ઉપર જણાવ્યું તેમ ખૂબ એકીનથી અજમાવવાઃ—

(૧) કેટલાંક ગધેડાનાં ખભા ઉપર આડા અવળા વાળોનાં ઝુલફાં થાય છે, તે ઝુલફાંમાંના કાળા રેશમી કપડાની એક નાની કોથળી બનાવી તે વાળ તેમાં શીવી લેવા અને માંદળિયું સરખું બનાવવું. તે માંદળિયું ઠાંસાવાળાં બાળકના ગળામાં પહેરાવવું.

(૨) જે બાળકને રીંછના ઉપર બે ત્રણ વાર અસ્વારી કરાવ્યામાં આવી હશે, તે બાળકને કદીપણ ગુચનો ઠાંસો થશે નહિ.

---

# પ્રાણીઓના શુકન અને અપશુકન.

——:o:——

## બિલાડાં અને કુતરાં.

કેટલાંક પ્રાણીઓ પોતાનામાં ચોક્કસ ખાસિયેત ધરાવે છે; તેવી અમુક ખાસિયેતવાળાં પ્રાણીઓ ધરાવવામાં અપશુકન મનાય છે. એ પ્રાણીઓ અનેક પ્રકારનાં હોય છે; પણ તેમાંથી આ ઠેકાણે માત્ર અમુક પ્રાણીઓ-નીજ ખાસિયતો અને તેનાથી મનાતા શુકન અપશુકનની સમજણ આ ઠેકાણે આપી છે:—

### 'મે' બિલાડી.

મે મહિનામાં જન્મેલી બિલાડીને મે બિલાડીનાં નામથી ઓળખવામાં આવે છે. સવારના પહોરમાં તે સામી મળે તો શુકન મનાય છે. આ બિલાડીમાં એવી ખાસિયત હોય છે કે, તે ઉદરો પ્રત્યે બીજી બિલાડીઓ માફક દ્વેષ ધરાવતી નથી; પણ ઉલટી જ રીતે તે ગમે તેવા સાપોને ત્રાપ મારીને પકડે છે. બીજી એક રીતે તે અપશુકન ભરેલી છે. ઘરની આસ-પાસ જો મંગળ ફેરા ફરતી હોય તેમ ફરતી જણાય તો તે બેશક અપશુ-કન માનવાં. એવી મંગળ ફેરા ફરતી બિલાડીમાં બીજો એક દુર્ગુણ એ હોય છે કે, જો કોઈ બાળક તેના હાથમાં સપડાયું હોય તો તેને ગુંગળાવીને તેનો દમ લઈ લે છે.

કોઈ પણ જાતની પાળેલી બિલાડીને પાળનાર માણસે પોતાની સાથે તાપણું કરવા માટે સગડીની નજદીકમાં પીઠ કરીને બેસાડવી અપશુકન ગણાય છે.

જેઓ બિલાડી સાથે બેહદ ગમત કરે, તેમની તનદુરસ્તી સારી રહેતી નથી.

ઘરમાં પાળેલી અથવા આળ ફરાદુ બિલાડી છીંકતી જણાય તો તે અપશુકન ગણાય છે. ઘરમાં દરેક માણસ માંદા પડવાની વક્કી રાખવી.

'ઓલ હેલોસનો' પવિત્ર દિવસ જે તા૦ ૩૧ મી અકટોબરે પડે છે, તેની આગલી રાત્રે સઘળી બિલાડીઓને પિંજરામાં મજબૂત બંધ

કરી રાખવી જોઇએ છે; કારણ તે દિવસે તેમનામાં એક પ્રકારનું એવું ઝનુન અને ઘાતકીપણું ઉછળી નિકળે છે કે, તેઓ માણસ ઉપર પણ હુમલો કરવાને ચૂકતી નથી.

જો કોઇ માણસ જાણી જોઇને અગર અજાણપણામાં બિલાડીને મારી નાંખે, તે તે પછીનાં સાત વરસ સુધી દુઃખી થાય છે એવો પ્રાચીન વિદ્વાનોનો લેખ છે. બિલાડીને ઘરમાં મરવા દેવી, એ પણ અશુભ ગણાય છે અને તેથીજ તેઓ મરણ તોલ માંદી પડે અને સાજી થવાની આશા નહિ દેખાય, તે વેળા તેને પાણીમાં ડુંબાડીને તેનો અંત લાવી મૂકવો બેહતર છે.

## કુતરાં.

કોઈ અજાણ્યો કુતરો તમારી પાછળ પાછળ ચાલ્યો આવે તો તેને સારા શુકન સમજવાં.

જે ઘરમાં કોઈ માંદુ માણસ હોય, તે ઘરનાં બારણાં આગળ આવીને કુતરૂં મધરાતની વખતે ભસે તો તે અપશુકન ગણાય છે. માંદુ માણસ જરૂર મરણ પામશે, એવી આગાહી પ્રાચીન વિદ્વાનો કરી ગયા છે.

## ઉંદર અને ઘુસ.

### ઘુસ.

ઓચિંતો એકાદ સફેદ ઘુસ તમારી નજરે પડી જાય તો તે સારાં ભાગ્યનાં ચિહ્ન સમજવાં.

ઘુસ, આવી પડનારા વિઘ્નની આગમચેતી કરે છે, અને તેટલાજ માટે દરિયાના તોફાનમાં જો કોઈ બારકસ ભાંગી જવાનું હોય તો આગળથી ચેતીને તેઓ તે બારકસ છોડી જાય છે. એજ પ્રમાણે કોઈ મકાનમાં આગ લાગવાની હોય છે, તેની પણ તેઓ આગાહી કરી વખતસર ત્યાંથી નિકળી જાય છે. થોડાક વખત ઉપર સ્કોટલંડ ખાતે એક મીલમાં એક રાત્રે આગ લાગી હતી. આગ લાગતાં પહેલાં તે મીલમાં ગભરડી રમતા ઘુસો મીલમાંથી ટોળાબંધ થઇને પડોશમાં એક લીલા ખેતરમાં ઉતરી પડેલા જોવામાં આવ્યા હતા.

## ઉંદર.

ઉંદરોનું એકાદ ટોળું, એકાએક કોઈ ઘરમાં દાખલ થતું જણાય તો તે ઘરમાંના કોઈ માણસના મરણની આગાહી બતાવે છે. કોઈ માંદા માણસના પલંગ ઉપર ઉંદર ચડી આવી બિછાનામાં ચીંચીં કરે તો સમજવું કે, તે માંદા માણસની આખરી નજદીક આવી છે.

## ઘોડા.

### ભાગ્યશાળી ઘોડા.

જે ઘોડાના કપાળમાં સફેદ ફુલકી હોય તે ઘોડો, તેના ધણીને લહેર કરાવે છે.

ચિત્રવિચિત્ર તરેહવાર રંગના ઘોડાને ઓચિંતો જોવો, એ બહુ ભાગ્યોદયની નિશાની ગણાય છે; તેમ જો એક પછી એક તેવા બે ઘોડા દીઠામાં આવે તો ખાત્રી રાખવી કે, તમારી ધારેલી ઉમેદ ખચીત પાર પડશે.

### કમનસીબ ઘોડા.

જો કોઈ સખ્સ ઓચિંતો કોઈ સફેદ ઘોડો જુએ તો તે બહુ કમનસીબ ગણાય છે; પણ જોતાંને વાર જો થુંક નાંખી હોય તો તેને જોવાથી જે કમનસીબ અસર થનારી હોય, તે દૂર થઈ જાય છે.

### ઘોડાઓને દેખાતા ભૂત પિશાચ.

ઘોડાઓ ભૂત પિશાચને જોઈ શકે છે; આપણે જ્યારે જોઇએ કે સઘળું શાંત છે અને ભય અથવા ધાસ્તીની કશી પણ વકી નથી, તેવા સમયમાં ઘોડાઓ જાણે કેવું એક ભય આવી પડ્યું હોય ને ધ્રુજતા હોય. તેમ ધ્રુજે તો માનવું કે, તેને કોઈ ભૂત પિશાચ જણાય છે અને તે બનાવ, કુટુંબમાં મરણ નિપજવાની આગમચેતી બતાવે છે.

### ઘોડાનો ખોંખાર.

જ્યારે કોઈ ઘોડો ગુપચુપ ચાલ્યો જતો હોય, પણ એકાદ ઘર આગળ આવતાં તે ખોંખારે તો માનવું કે, તે ઘરમાં જલદીથી જ માંદગી મુલાકાત લેશે

લડાઈના હીંગામમાં ઘોડાનો ખોંખાર ફત્તેહ થવાની આગમચેતી કરે છે; પણ જો તે મુગે મ્હોંડે દપટાયા કરે તો હાર થવાની વકી રાખવી.

## ઘેટાં, વછેરાં, ગાય અને સસલાં.

### ઘેટાં તથા વછેરાં.

મોસમની શરુઆતમાં તમે કોઈ ઘેટાં અથવા વછેરાંને તમારી તરફ પુંછડી વાળેલી જુઓ તો તે અપશુકન ગણાય છે.

### ગાય.

બળદ અથવા ગાય બગીચામાં છુટી થઈ જાય તો તે પોતાના ધણીના કુટુંબમાં મરણની આગાહી કરે છે. જો કોઈ ખેડુતની ગાયો કાંઈ પણ કારણ વગર તોફાની થઈ જાયં તો માનવું કે. તેના ધણી અથવા તેની સ્ત્રીને મુશ્કેલીમાં ઉતારશે.

### સસલાં.

કોઈ માણસ સંદેશો લઈ જતો હોય, તેની આડે જો કોઈ સસલું ફરી જાય તો તે અશુભ ગણાય છે. તેવા સમયમાં પાછું ફરવું અને બીજા ટાણાનું ભોજન ખાધા પછી જ તે સંદેશાના કામે જવું.

કોઈ સસલું ઘેલાની માફક કોઈ મોહોલામાં અથવા ધોરી રસ્તા ઉપર દોડતું જણાય તો માનવું કે, ત્યાં આગળનાં કોઈ ઘરમાં જલદીથી આગ લાગશે.

—:૦:—

# કુદ્રષ્ટિ અને તેનું બળ.

———:o:———

કેટલાંક માણસો એવાં બદમાસ હોય છે કે, તેમની ટાંકેલી નજર કોઈ ચીજ અથવા નાનાં બાળક ઉપર પડતાં જ તે ચીજ ભાંગતુટ થઈ જાય છે, અને બાળક તેના સપાટામાં આવે છે તો તેની અસરથી તે અત્યંત પીડાકારી ભોગવે છે. સામાન્ય રીતે આપણા લોકોમાં એ દૃષ્ટિબળને "નજર લાગવી" એવાં નામથી પીછાણવામાં આવે છે. હાલના સુધરેલા અને આગળ વધેલા કાળમાં આ "નજર લાગવા"ના પ્રયોગ સામા શકની નજરથી જોવામાં આવે છે અને તેને ખાલી વહેમ તરીકે લેખી તુચ્છકારવામાં આવે છે; પણ ઘણા પ્રાચીનકાળના શાસ્ત્રકારો એને પણ એક જાતની મેલી વિદ્યા તરીકે ગણી ગયા છે. તે જેમ આપણા દેશમાં તેમ જ આગલા વખતમાં યુરોપના દેશોમાં પણ જાયજ હતી. એ વિદ્યાનું તાત્પર્ય એ જ છે કે; એક માણસ જેટલો બદમાસ અને પાપી હોય તે પ્રમાણમાં તેની દૃષ્ટિ પણ બદ હોય છે. એમ જણાવ્યામાં આવે છે કે એક માણસ આ નજરનું બળ એટલું બધું ધરાવતો હતો કે, એકવાર એક માણસના હાથમાં એક ઉત્તમ હીરાનું નંગ તેના જોવામાં આવતાં તેની નજર તેના ઉપર જ ઠરી રહી. તેની તે કુદૃષ્ટિના બળથી તે હીરો જે માણસના હાથમાં હતો તેના હાથમાં તે બે કકડા થઈ ગયો.

## અદેખી આંખ.

અદેખા સ્વભાવવાળા માણસમાં આવી નજરનું બળ વધુ હોય છે. તેવા માણસની આંખમાંથી ઝેરી હવા વરસતી જોવામાં આવે છે, અને જે માણસના ઉપર તેની નજર ઠરી ગઈ હોય તેને ઘણું નુકશાન પહોંચાડે છે. આડી તીડી આંખવાળો માણસ બહુ નુકશાન નિપજાવી શકે છે.

## છોકરાંઓ ઉપર અસર.

આવી કુદૃષ્ટિની અસર ખૂબસુરત બચ્ચાંઓ ઉપર વધારે થાય છે. તો જો કે બીજા મોટાં માણસો અને શોભાયમાન વસ્તુઓ પણ તેનાથી બકાત રહેવા પામતી નથી. જે બાળક તેવી રીતે "નજર"ની અસરમાં આવ્યું હોય તેને પારખવાની રીત સહેલી છે. "નજર"ની અસર લાગતાં જ

બાળકનાં મ્હોડાનો રંગ બદલાઈ જાય છે. તેની આંખો ભારી અને જાણે શોકાતુર હોય તેવી દેખાય છે. કોઈ વેળા આંખમાંથી ધોધબંધ આંસુઓ નિકળી પડે છે. અગર નહિ તો તદ્દન સુકી દેખાય છે. વારંવાર બગાસાં ખાય છે. ચઢતી ઉમરે પુગેલાં બાળકો જો એવી અસર તળે આવ્યાં હોય તો ઉપલી નિશાનીઓ ઉપરાંત તેનો જીવ જુમાઈ જતો લાગે છે. ખરાબ સ્વપ્ન આવે છે અને માંસ ગળાઈ જાય છે. બાળક આવી નજરની ઝાપટમાં આવ્યું છે કે કેમ? તે તપાસવાની રીત યુરોપમાં આ મુજબ ચાલતી હતી. જે બાળક તેવી અસર તળે આવેલું મનાતું હોય તેના પાલણાની નીચે એક પાણીનું વાસણ મૂકવું અને તે પાણીમાં ઓકનાં ઝાડ ઉપર થતાં ત્રણ ફળ એક ચોક્કસ માણસે નાખવાં, નાખનાર માણસે તદ્દન મુગા પાલણા આગળ તે વાસણમાં નજર રાખીને ઉભા રહેવું. જો તે ફળો પાણીની ઉપરને ઉપર તરતાં રહે તો સમજવું કે, બાળક ઉપર કશી અસર થઈ નથી; પણ જો તે ફળો ડુબી જાય તો માનવું કે તે બાળક ઉપર "ખરાબ નજર"ની અસર થવા પામી છે. બીજી રીત એવી હતી કે, પાંઉની એક કાતરી લઈ એક છરી વડે તેનો કકડો કરવો; તે છરી ઉપર "ક્રાસ"ના સરખી નિશાનીઓ પાડવી જોઇએ અને તે પાંઉનો ટુકડો તેમજ છરી એક રાત તે "નજર"માં આવેલા બાળકના ઉસીકા ઉપર મૂકી છાંડવાં. બીજી સવારે જો છરી ઉપર કાટ ચડેલો જણાય તો માનવું કે, તે બાળક નજરની ઝાપટમાં આવ્યું છે.

જો કોઈ જુવાન ગાયન લલકારતો અને તેની જ ધુનમાં ને ધુનમાં દેવતા તરફ ટીકી ટીકીને જોવાની તલપ ધરાવતો જણાય તો માનવું કે; તેના ઉપર કોઇની "ખરાબ નજર" બેઠી છે, જો તેમ માલમ પડે તો બીજું માણસે તરત તે ચુલામાંના આતસને ઉથલપાથલ કરી નાખવા અને બોલવું કે; "પરમેશ્વર અમને પીડામાંથી બચાવો." એવા શબ્દો બોલવાથી પેલાં ઝાપટમાં આવેલા માણસ ઉપરની "નજર" દૂર થઈ જાય છે. ઢોરો ઉપર પણ ખરાબ દૃષ્ટિ લાગુ પડી શકે છે અને તેની અસરમાં કોઈ કોઈવાર તો ઢોરો મરણ વટિક પામે છે. એને અટકાવવા માટે યુરોપમાં પાહાડ ઉપરની રાખ લાવી તેની પોતરડી કરી ઢોરોની પુછડીએ બાંધવામાં આવતી હતી.

---

# કુદૃષ્ટિ અને તેનું બળ.

—:o:—

કેટલાંક માણસો એવાં બદમાસ હોય છે કે, તેમની ટાંકેલી નજર કોઈ ચીજ અથવા નાનાં બાળક ઉપર પડતાં જ તે ચીજ ભાંગતુટ થઈ જાય છે, અને બાળક તેના સપાટામાં આવે છે તો તેની અસરથી તે અત્યંત પીડાકારી ભોગવે છે. સામાન્ય રીતે આપણા લોકોમાં એ દૃષ્ટિબળને "નજર લાગવી" એવાં નામથી પીછાણવામાં આવે છે. હાલના સુધરેલા અને આગળ વધેલા કાળમાં આ "નજર લાગવા"ના પ્રયોગ સામા શકની નજરથી જોવામાં આવે છે અને તેને ખાલી વહેમ તરીકે લેખી તુચ્છકારવામાં આવે છે; પણ ઘણા પ્રાચીનકાળના શાસ્ત્રકારો એને પણ એક જાતની મેલી વિદ્યા તરીકે ગણી ગયા છે. તે જેમ આપણા દેશમાં તેમ જ આગલા વખતમાં યુરોપના દેશોમાં પણ જાયજ હતી. એ વિદ્યાનું તાત્પર્ય એ જ છે કે; એક માણસ જેટલો બદમાસ અને પાપી હોય તે પ્રમાણમાં તેની દૃષ્ટિ પણ બદ હોય છે. એમ જણાવ્યામાં આવે છે કે એક માણસ આ નજરનું બળ એટલું બધું ધરાવતો હતો કે, એકવાર એક માણસના હાથમાં એક ઉત્તમ હીરાનું નંગ તેના જોવામાં આવતાં તેની નજર તેના ઉપર જ ઠરી રહી. તેની તે કુદૃષ્ટિના બળથી તે હીરો જે માણસના હાથમાં હતો તેના હાથમાં તે બે કકડા થઈ ગયો.

## અદેખી આંખ.

અદેખા સ્વભાવવાળા માણસમાં આવી નજરનું બળ વધુ હોય છે. તેવા માણસની આંખમાંથી ઝેરી હવા વરસતી જોવામાં આવે છે, અને જે માણસના ઉપર તેની નજર ઠરી ગઈ હોય તેને ઘણું નુકશાન પહોંચાડે છે. આડી તીડી આંખવાળો માણસ બહુ નુકશાન નિપજાવી શકે છે.

## છોકરાંઓ ઉપર અસર.

આવી કુદૃષ્ટિની અસર ખૂબસુરત બચ્ચાંઓ ઉપર વધારે થાય છે. તો જો કે બીજા મોટાં માણસો અને શોભાયમાન વસ્તુઓ પણ તેનાથી બકાત રહેવા પામતી નથી. જે બાળક તેવી રીતે "નજર"ની અસરમાં આવ્યું હોય તેને પારખવાની રીત સહેલી છે. "નજર"ની અસર લાગતાં જ

## ઝીંગુર.

આ જાતનું એક નાનકડું પ્રાણી જે ચિં ચિં એવો મોટો અવાજ કહાડે છે તે તમારા ઘરમાં ફરતું દેખાય તો તે બહુ ભાગ્યશાળી ગણાય છે; અને તેને સંભાળથી જાળવવું જોઇએ છે. ઘરમાં તેની હાજરી ખચિત જ સારા શુકનની નિશાની છે. અને તેવાં પ્રાણીનો નાશ કરવાનું કામ પછી તે ભૂલે ચુકે અજાણપણામાં પણ થયું હોય તો તે બહુ જ અપશુકનની નિશાની છે. એકાદ ઝીંગુર લાંબો વખત સુધી તમારા ઘરમાં ફરતું રહેલું હોય અને તે પછી જો એકાએક તમારું મકાન તજી જાય તો તમારે નક્કી માનવું કે; તમારા ઘરમાં કાંઇક ગમગીની ભરેલો બનાવ બનશે જ. ઘણીક વેળા કુટુંબનાં એકાદ માણસનું મરણ નિપજે છે. જો તેવું કોઈ પ્રાણી ઘર છોડી ગયા પછી પાછું ફરી આવે તો માનવું કે, તે પોતાની જોડે બહારથી આબાદી ઘસડી લાવ્યું છે.

## ગોકળગાય.

ગોકળગાય સરખાં નિર્દોષ પ્રાણીનો સમાગમ તો દરેકને થયો હશે. આ પ્રાણી પણ ઘણા રંગનું થાય છે. જો એકાદ કાળા રંગની ગાય તમારા હાથમાં આવી હોય તેને જો તમો એકાદ શીંગડાંવડે પકડી તેને તમારાં ડાબા ખભાં ઉપર ઉરાડો તો તે પ્રયોગ તમારું ભાગ્ય ખીલવી નાંખશે.

## ભમરાને મારશો ના.

આ પ્રાણીના સંબંધમાં શાસ્ત્રકારોએ પતંગીઆંને મળતો જ ઉપદેશ કીધો છે. પણ મોસમની શરુઆતમાં જોવામાં આવેલા પહેલવહેલા ભમરાને તમારે ગમે તેમ કરીને ઠાર કરવો જોઇએ છે. તેમ કીધાથી તમો આખું વરસ સુખ સંપત્તિમાં રહી શકશો એટલું જ નહિ, પણ આખું વરસ તમારા દુશ્મનોના કાવાદાવા અને છળ પ્રપંચોમાંથી પણ તમે મુક્ત રહેશો.

---

# નાનકડાં જંતુઓને માણસનાં ભાગ્ય જોડે સંબંધ.

---:o:---

કેટલાક નાના જંતુઓ આપણા ઘરમાં કોઈ અમુક ચીજ ઉપર દોડતાં કે ફરતાં જોવામાં આવે તે બનાવ કેટલીક રીતે આપણા ભાગ્ય સાથે તાલુકો રાખનારા માનવામાં આવેલા છે:–

## પતંગીઉં.

વસંતનો બહાર ખીલતાં જો તમારા જોવામાં પહેલ વહેલું પતંગીઉં આવે તો ગમે તે રીતે પણ તેને પકડીને મારી નાખવું જોઇએ છે. જો તેમ કરવામાં નહિં આવે તો તે બનાવને શાસ્ત્રકારોએ અશુભ લેખેલો છે. જો આ સલાહ પ્રમાણે અમલ કરવામાં નહિ આવે તો તમારા ઉપર આખા વરસ સુધી અથવા કહો કે બીજી વસંત આવતાં સૂધી તરેહવાર દુઃખદ બનાવો બનતા ચાલુ જ રહેશે, એ તમારે સત્ય માની લેવું. ત્રણ પતંગીઆંને એક બીજા સાથે ભેળાઇને ગમ્મત કરતાં જોવાં એ બનાવ બહુ અશુભ મનાયલો છે.

## કરોળિયો.

કરોળિયાના સંબંધમાં એવી કથા ચાલે છે કે, આ પ્રાણી તદ્દન નિર્દોષ છે, અને તેને મારી નાંખવાથી અથવા કોઇપણ પ્રકારની ઇજા કરવાથી પરેહજ રહેવાની જરૂર દર્શાવી છે. આ વચન જેઓ તોડે છે તેઓ ઉપર અનેક વિટંબણા આવી પડે છે. જો એકાદ દિવસ તમારા જોવામાં કોઈ કરોળિયો આવ્યો અને ભૂલે ચુકે તેને માર્યો કે કશાપણ પ્રકારની ઇજા કીધી તો તમારે સત્ય માનવું કે; તે આખા દિવસમાં તમારા ઘરમાંની તમારી ઘણીક માનીતી વસ્તુઓ અવશ્ય ભાગતુટ થયા કરશે. કરોળિયાઓ જૂદા જૂદા રંગના આવે છે, એક ચોક્કસ જાતના કરોળિયા લાલ રંગના થાય છે. અને તેવો કોઈ કરોળિયો જો તમારા કપડાં ઉપર દોડ ધામ કરતો જોવામાં આવે તો તમારે અવશ્ય ખાત્રી રાખવી કે વખત જતાં તમને કયેથી પણ નાણાંનો લાભ થશે.

## ઝીંગુર.

આ જાતનું એક નાનકડું પ્રાણી જે ચિં ચિં એવો મોટો અવાજ ક્હાડે છે તે તમારા ઘરમાં ફરતું દેખાય તો તે બહુ ભાગ્યશાળી ગણાય છે; અને તેને સંભાળથી જાળવવું જોઇએ છે. ઘરમાં તેની હાજરી ખચિત જ સારા શુકનની નિશાની છે. અને તેવાં પ્રાણીનો નાશ કરવાનું કામ પછી તે ભૂલે ચુકે અજાણપણામાં પણ થયું હોય તો તે બહુ જ અપશુકનની નિશાની છે. એકાદ ઝીંગુર લાંબો વખત સુધી તમારા ઘરમાં ફરતું રહેલું હોય અને તે પછી જો એકાએક તમારું મકાન તજી જાય તો તમારે નક્કી માનવું કે; તમારા ઘરમાં કાંઇક ગમગીની ભરેલો બનાવ બનશે જ. ઘણીક વેળા કુટુંબનાં એકાદ માણસનું મરણ નિપજે છે. જો તેવું કોઈ પ્રાણી ઘર છોડી ગયા પછી પાછું ફરી આવે તો માનવું કે, તે પોતાની જોડે બહારથી આબાદી ઘસડી લાવ્યું છે.

## ગોકળગાય.

ગોકળગાય સરખાં નિર્દોષ પ્રાણીનો સમાગમ તો દરેકને થયો હશે. આ પ્રાણી પણ ઘણા રંગનું થાય છે. જો એકાદ કાળા રંગની ગાય તમારા હાથમાં આવી હોય તેને જો તમો એકાદ શીંગડાંવડે પકડી તેને તમારાં ડાબા ખભાં ઉપર ઉરાડો તો તે પ્રયોગ તમારું ભાગ્ય ખીલવી નાંખશે.

## ભમરાને મારશો ના.

આ પ્રાણીના સંબંધમાં શાસ્ત્રકારોએ પતંગીઆંને મળતો જ ઉપદેશ કીધો છે. પણ મોસમની શરૂઆતમાં જોવામાં આવેલા પહેલવહેલા ભમરાને તમારે ગમે તેમ કરીને ઠાર કરવો જોઇએ છે. તેમ કીધાથી તમો આખું વરસ સુખ સંપત્તિમાં રહી શકશો એટલું જ નહિ, પણ આખું વરસ તમારા દુશ્મનોના કાવાદાવા અને છળ પ્રપંચોમાંથી પણ તમે મુક્ત રહેશો.

# હજરત ભરવાનો પ્રયોગ.

——:o:——

આ દુનિયામાં માણસની તથા કુદરતની અંદર અનેક ગુપ્ત શક્તિઓ રહેલી છે; પણ પ્રયત્ન કર્યા સિવાય તે શક્તિઓ ખીલી નિકળતી નથી; પણ તે કેવી રીતે બહાર લાવવી તે સામાન્ય મનુષ્ય જાણતો નથી; તેથી અંધારામાં ફાંફાં મારે છે અને તેથી પોતાની ભુંડી ટેવો, ખરાબ આદતો અને દુષ્ટ વર્તનનો ત્યાગ કરી શકતો નથી; તેમજ સત્ય, પરોપકાર, વિશ્વાસ, હિંમત, આત્મશ્રદ્ધા, પવિત્રતા, વગેરે અનેક સદ્‌ગુણો જેને લીધે દુનિયામાં વિજય મેળવી શકે, અને પોતાના આત્માની ઉન્નતિ કરી શકે અથવા બીજા શબ્દોમાં કહીએ તો પારમાર્થિક તેમ જ વ્યાવહારિક લાભ મેળવી શકે તેવા સદ્‌ગુણો, પણ મેળવી શકતો નથી અને દુનિયામાં દુઃખ દૂર કરવાનો અને સુખ મેળવવાનો સારામાં સારો માર્ગ જે કોઈ બતાવે તે ખરેખર દુનિયાનો ઉદ્ધાર કરનાર ગણી શકાય, માટેજ દુનિયાના કલ્યાણ અર્થે શાસ્ત્રવેત્તાઓએ હજરત ભરવાનો આ પ્રયોગ લોકોને માટે નીચે મુજબ ખુલ્લો કીધો છે.

## આ બાબતની યોજના.

જ્યારે માણસની દૃષ્ટિ એકજ વસ્તુ ઉપર સ્થિર થાય છે; અને બીજી વસ્તુઓ ઉપરથી પાછી ફરે છે અને આમ લાંબો વખત ચાલે છે ત્યારે માણસના મગજની કેટલીક રગો ખેંચાય છે, અને માણસને ઉંઘ આવે છે; અથવા સ્વપ્ના જેવી સ્થિતિમાં જાય છે; ત્યારે મન બીજા વિષયોનો વિચાર કરતું અટકે છે, તેથી જે વસ્તુ ઉપર આપણી આંખ સ્થિર રાખી હોય તેના જ વિચારમાં ગરક થઈ જાય છે; અને મન એકાગ્ર થવાથી મગજમાં તેજ વિચારની ઉંડી છાપ પડે છે અને તે માણસનાં લક્ષણ તથા તેનો દેખાવ પણ તેવોજ જણાય છે. માણસના જેવા વિચારો તેવાં તેનાં લક્ષણ પણ થાય છે; અને જેવાં લક્ષણ તે પ્રમાણમાં વધતો ઓછો તે સુખી કે દુઃખી થાય છે. આ જગતમાં જે મહાન્ પ્રતાપી પુરુષો થઈ ગયા તેમનામાં ઉચ્ચ લક્ષણ હતાં; તેથી તેઓ શરીરે તન્દુરસ્ત હતા અને તેઓનાં મન પણ ઉદાર, પરોપકારી અને સત્ય પ્રિય હતાં.

## મનના બે પ્રકાર.

શાસ્ત્રોમાં મનના બે પ્રકાર જણાવ્યા છે; એક ઉચ્ચ મન, અને બીજું નીચ મન. બહારના વિષયોપરથી જે જ્ઞાન મેળવે છે તે ઉચ્ચ મન અને દુનિયાના પદાર્થો જોઈ, જે અનુભવ લે છે તે નીચ અથવા હલકું મન છે. જ્યારે તમે ઉંઘતા હો ત્યારે જે પ્રબળ રહે છે, અને હલકા મને જે અનુભવ લીધો હોય તે ઉપર વિચાર કરી નવા સંકલ્પો બાંધે છે તે ઉચ્ચ મન કહેવાય છે. તે એવો ખજાનો છે કે જેમાં સઘળા પ્રકારના ઉચ્ચ વિચારો ભરાય છે. તે કદાપિ કાંઈ પણ વિસરતું નથી. તેનામાં પડેલી છાપ હમ્મેશના વાસ્તે રહે છે. તે હલકા મનને સાધન તરીકે વાપરે છે, અને સાધનદ્વારો દુનિયાના પદાર્થોમાંથી જ્ઞાન મેળવે છે, અને શરીર ઉપર સંપૂર્ણ કાબુ રાખી શકે છે. અને મન પ્રમાણે શરીર પણ થાય છે.

## વર્તન કેવું જોઇએ?

જેવો તમે વિચાર કરો તેવું તમે તમારું વર્તન બાંધી શકો. વિચાર એ સર્વસ્વ છે. આ દુનિયામાં એવી એક પણ સ્થિતિ નથી, એવી એક પણ પદ્ધી નથી કે જે દૃઢ મને એકાગ્ર વિચારવાળો પ્રાપ્ત કરી શકે નહિ. દરેક વસ્તુ સારા વર્તનવાળો મેળવી શકે, કારણ કે સારું વર્તન એ જ તમારા આત્માનું વર્તન છે; અને આત્માની અનંત શક્તિ હોવાથી તમે તન્દુરસ્તી અને ફત્તેહ મેળવી શકો.

## ઉચ્ચ મનનો શરીર ઉપર કાબુ કેવો હોય?

દુનિયામાં ઘણા રોગો ઉત્પન્ન થાય છે તેમાંનાં મુખ્ય કારણ ચિંતા, શોક, ગમગીની, ક્રોધ અને દ્વેષના વિચારો છે; કારણ કે દરેક રગો, સ્નાયુઓ, હૃદય, ફેફસાં, આંખ વગેરે શરીરના અવયવો ઉપર વિચાર અસર કરે છે, શરીરમાં લોહી ફરતું રહે છે. એ બાબતથી હાલ સર્વકોઇ જાણીતું છે. પણ તે લોહીને ફેરવનાર કોણ તે જાણવું ખાસ જરૂરનું છે. વિદ્વાના શોધકોએ બહુ તપાસ કરી એવો નિર્ણય કર્યો છે કે, શરીરના ઘણા ખરા ભારી રોગો પણ વિચારબળથી થાય છે, અને લોહી બરાબર ફર્યું એટલે શરીર નિરોગી અને તાજું થાય એ સ્વાભાવિક છે.

છેવટ.

માનવીનાં લક્ષણો ઉપર જ માનવીના સુખનો આધાર છે; અને વિચાર વડે માણસ ધારે તેવું સુખ, તન્દુરસ્તી, હિંમત, વિશ્વાસ, જોર, વગેરે મેળવી શકે. ટુંકાણમાં સુખ મેળવવાને અને દુઃખ દૂર કરવાને માટે જોઇતા ઉત્તમ ગુણોને માટે તેમ જ ઘણા વખતની જડ ઘાલી બેઠેલા અને બહુજ હેરાન કરનારા રોગો તથા કુલક્ષણોનો નાશ કરવાને માટે હજરતભરી જોવાનો પ્રયોગ ઉપયોગી છે.

## હજરતની ખુબી.

હજરત ભરવાના પ્રયોગમાં ખુબી એ છે કે, દરેક માણસ જો તે જિતેન્દ્રિય અને એકાગ્ર મનવાળો થાય તો ભૂત, વર્તમાન અને ભવિષ્ય કાળમાં બનેલા, બનતા અને બનવાના બનાવો માટે પણ અગત્યની માહિતી મેળવી શકે છે. એટલા માટે અમુક કાર્ય કેમ થઈ ગયું હતું, અમુક કાર્ય કેમ થાય છે અને અમુક કાર્ય કેમ થશે તે પણ સમજી–જાણી શકે છે. પરંતુ આપ સમાન બળ નહિ અને મેઘ સમાન જળ નહિ. તેમ કોઇપણ કામ માટે મહેનત કર્યા સિવાય તેનું ફળ પ્રાપ્ત થઈ શકે નહિ; માટે નીચે જણાવેલા કાયદાઓ પ્રમાણે યંત્ર બનાવી તેનો શ્રદ્ધાથી ઉપયોગ કરવો.

## હજરત ભરવાની રીત.

પ્રથમ એક સુંદર સફેદ રંગની પહોળી છાછર જેવી રકાબી લેવી અને તેની મધ્યમાં કપુરની મેશ (કાજળ)નું ટીપકું કરી તે ટીપકા ઉપર એરંડીઆના તેલનું ટીપકું પાડવું. કપુરની મેશ લેવાનું કારણ એટલું જ કે, આ પ્રયોગ ત્રાટક મુદ્રાનો એટલે એકી નજરે તેના પ્રત્યે જોઈ રહેવાનો છે તેથી જો ગરમ પદાર્થ આંખે એકી ટસે જોવાનો અભ્યાસ પડે તો આંખની કુમળી નસોને જોર પહોંચે છે ને તે ગરમ વસ્તુના આકર્ષણથી આંખના સ્નાયુઓને ઇજા થાય છે; એટલા સારુ ઠંડી પ્રકૃતિવાળો પદાર્થ તે કામમાં વાપરવાથી ઉલટો આંખના સ્નાયુઓને ફાયદો થાય છે. ઉપર મુજબ કપુરની મેશ લગાડેલી રકાબી પ્રત્યે જેને તે પ્રયોગ કરવાની ઇચ્છા હોય તેને પદ્માસને એટલે પલાંઠી વાળી સ્થિર બેસાડી એકી નજરે

જોવા કહેવું, અને આપણે જે જે પ્રશ્નો તેને પૂછીએ તે તે પ્રશ્નોના જવાબ તે તે ટીપકાં તરફ જોતો રહીને જ બોલે તેવી સૂચના કરવી; જોતાં જોતાં તેણે ત્યાંથી એટલે ટીપકાં તરફથી નજર ફેરવીને જોવું નહિ; કારણ કે તેમ કરવાથી જે કુદરતી શક્તિ ઉત્પન્ન થયેલી હશે તે છિન્નભિન્ન થઈ જવાથી પ્રયોગ નિષ્ફળ જશે. આ પ્રયોગ વખતે ઝાઝાં માણસોને ત્યાં બેસવા દેવાં નહિ, ફક્ત જેનું કામ હોય તે, બીજો પ્રયોગ કરનાર અને ત્રીજો પ્રયોગ કરાવનાર મળી ત્રણે માણસો જ હોવાં જોઇએ. તેમ આ પ્રયોગ માટે સ્થાન; જગ્યા પણ એકાંત ને શાંત હોવી જોઇએ. ત્યાં કોઈ પણ પ્રકારની ગરબડ હોવી જોઇએ નહિ; બહુ જ અજવાળાવાળી જગા પણ નહિ હોવી જોઇએ.

આ પ્રમાણે સગવડ કરીને જોવાથી પ્રથમ જોનારને પૂછવું કે; જો તને કોઈ સપાટ મેદાન જેવું દેખાય છે? આ વખતે જોનાર હા કહે તો તેને પૂછવું કે; ત્યાં કોઈ ભીસતી—પખાલી પાણી છાંટે છે? તે હા કહે તો કહેવું કે; હવે શું થાય છે? જ્યારે તે કહે કે; ગાલીચા બિછાય છે, ટેબલ, ખુરશીઓ ને સિંહાસન ગોઠવાય છે; જ્યારે તે બધું ગોઠવાઈ રહેલું કહે; ત્યારે વળી પૂછવું કે; હવે શું થાય છે? જ્યારે તે કહે કે દરબાર ભરાય છે અને કોઈ પવિત્ર મહાત્મા સિંહાસનપર બેઠેલો દેખાય છે; ત્યારે તેને પૂછવું કે; તું તે મહાત્માને અરજ કર કે ફલાણી બાબતનું પરિણામ શું આવશે, અથવા મારું ફલાણું ચોરાઈ ગયું છે તે ચોર પકડી મંગાવો. આ પ્રમાણે જે જે પૂછવું હોય તે તેમાં દેખાતા મહાત્માને જોનાર પાસે પૂછાવવી, જેથી ખુલાસો મળશે. પરંતુ આ વખતે પ્રયોગ કરનારે પોતાની બુદ્ધિથી કેટલાક પ્રશ્નો પૂછીને પોતે પહેલાં ખાત્રી કરી લેવી કે, આ જવાબો ખરા છે કે નહિ? કારણ કે કેટલાક જોનારા જવાબ દઈ શકે છેઃ પણ તે ખરા હોતા નથી; અને કેટલાકના ખરા પણ પડે છે. એટલા માટે શરૂઆતથી જ ખરાપણાની ખાત્રી કરી લેવી.

---

# પાસા ફેંકી નસીબ જોવાનો પ્રયોગ.

—:૦:—

( અંગ્રેજી શાસ્ત્રને આધારે )

પાસા ફેંકી તમારું નસીબ બીજો જોવાનો એક સાદો પ્રયોગ હસ્તી ધરાવે છે. એ જ વિષયને લગતી કેટલીક હકીકત આગલા ભાગમાં આપવામાં આવી છે પણ પાછળથી તે માટેનું એક બીજું પુસ્તક હાથમાં આવવાથી તેના ઉપરથી કેટલીક વિશેષ હકીકત અત્રે આપી છે. એ માટે ત્રણ પાસા રાખવા પડે છે અને તે માટે એક મોટી લાકડાંની ટેબલ પસંદ કરી તેના ઉપર એક કુંડાળું પાડવું અને તે કુંડાળામાં જ પડેલા પાસાના આંકડાની ગણત્રી કરવી જોઇએ છે. એક નાનકડી દબી રાખી તેમાં ત્રણે પાસા નાખી ખુબ હલાવવા અને તે પછી તેને ટેબલ ઉપરનાં કુંડાળાંમાં ફેંકવા. પડેલા પાસાની ઉપલી સાઇડમાં કેટલા આંકડા છે તે ગણી જોવા અને તે ઉપરથી તમારે તમારાં નસીબના સંજોગો ધ્યાનમાં લેવા. સોમવાર અને બુધવારના દિવસો એ કામ માટે ઉપયોગમાં લેવા નહી. કુંડાંળાની બાહાર પડેલા પાસા ઉપર ધ્યાન આપવું નહી અને તે કોશેશ મિથ્યા ગયલી માનવી. જો પાસા ફેંકતાં એકના ઉપર બીજો ચઢી જાય અને તે સવાલ પુછનાર જો કોઈ બાઈ હોય તો તે તેણી માટે કમનસીબ બનાવ ગણાય છે. આંકડાઓ બરાબર તપાસી તેના ઉપરથી નિચે મુજબ ભવિષ્ય ધારી લેવું:—

**ત્રણ**—જો કોઈ બાનુ પાસા નાખે અને તેમાં ત્રણ પડે તો માનવું કે તેણીને ચાહનારા ઘણાક નીકળશે, અને તેમાંથી તે એકાદ જોડે પરણી જશે. તેનાથી તેને ઘણાંક બચ્ચાંકચ્ચાં થશે અને તે પછી તેણી વિધવા થશે. જો પાસા નાખનાર કોઈ મરદ હોય તો તેણે માની લેવું કે તે કદી પરણવા પામશે નહી, છતાં તે સ્ત્રી મંડળમાં બહુ માનીતો થઈ પડશે. અને તે એક અતિ ઘણો ફુસલાવનાર નીકળશે. જો કોઈ પરણેલો પુરુષ અથવા સ્ત્રી પાસા નાખનારો હોય તો તે તુરત વિધવા થશે અને પુરુષ હશે તો રંડાશે.

**ચાર**—જો પાસા નાખે અને ચાર પડે તો માનવું કે નાખનાર જે પ્યારમાં હશે તે બાબત તદ્દન સુખી નીવડશે નહી. પરણેલો શખસ અથવા બાઈ પાસા નાખે અને ચાર પડે તો માનવું કે પુરુષને ઘણીક વિસનખીઓ ચાહનારી નીકળશે અને સ્ત્રી હશે તો તેને ચાહનારા પણ ઘણાક તૈયાર થશે, પણ બંને એકબીજાથી સંતોષ પામશે નહી. જો પાસા નાખનાર માણસ પરણી ચુકેલો હશે તો માનવું કે તેને ઘણાં બાળબચાં થશે અને તે સઘળાં તથા બંને માતપિતા સારે રસ્તે ચાલશે.

**પાંચ**—જો પાંચની સંખ્યા દેખાય તો માનવું કે નાખનાર માણસ જમીનના સટામાં સારું નસીબ ધરાવે છે. જો નાંખનાર ખેતીના ધંધામાં પડેલો હશે તો તે ફાવી નીકળશે કેમકે તે પછીની મોસમ બહુ ફળદ્રુપ નીવડશે. નાખનાર જો પ્યારમાં હશે તો માનવું કે તેનાં લગન થવામાં કાંઇક વિઘ્ન આવી પડશે અથવા તો તે બંને વચે કજીઓ ઉભો થશે. નાંખનારના કુટુંબમાં એક પહેરોણો આવી લાગશે તે તેમને અપ્રિય થઈ પડશે. નાખનાર જો મુસાફરીએ નીકળનાર હશે તો તેમાં કોઇના તરફથી હરકત ઉભી કરવામાં આવશે, અથવા કાંઇ અકસ્માત થશે પણ તે માઠું પરિણામ નીપજાવશે નહી.

**છ**—જો કોઈ કુંવારિકા આ સંખ્યા મેળવે તો માનવું કે ઘણા જણા તેને ચાહનારા નીકળશે પણ તેમાંના કોઇને પણ તે પરણવા પામશે નહી. જો તે કાંઈક ખરાબ સંબંધમાં નહી પડે તો તેણી ભાગ્યશાલી ગણાશે, અને કોઇનાં વીલથી તેણીને પૈસા મળશે. જો પાસા નાખનાર પુરુષ હોય તો માનવું કે તે એક આનંદી સ્વભાવની સ્ત્રી મેળવવા પામશે, પણ તેણીની ચાલચલણ બહુ છેલ્લ નીકલશે; તે પોતે પણ એકાદ બીજી સ્ત્રી જોડે પ્યાર બાંધશે અને કદાચ જુગારના લખમાં પડશે. જ્યાંસુધી તે જુવાન અને દેખાવડો હશે ત્યાં સુધી તે ગરીબીમાં રહેશે નહી; પણ તે જુવાનીમાંજ મરણ પામશે, યા તો દરિદ્ર થઈ જશે. જો પાસા નાખનાર કોઇ જુગારી હોય તો તેણે માનવું કે તે જુગારમાં જીત મેલવવા પામશે.

**સાત**—જો પાસા સાતનો આંકડો બતાવે તો માનવું કે નાખનાર કદી પરણવા પામશે નહી પણ કામકાજમાં તે ફત્તેહમંદ નીકળશે. જો નાખનાર

જુવાન બાઈ હોય તો માનવું કે તે એક ધનવાન પુરુષ જોડે પરણી જશે પણ તે ધણી તેને બેસતો થઈ પડશે નહી. નાખનાર ખેતીકાર અથવા યાંત્રિક કામ જાણનાર હોય તો તેણે માનવું કે એ સંખ્યા લાભકારક છે, તો જો કે તેનાથી ઘણી મોટી ફત્તેહ મળવાની આશા રાખવી નહી, પણ દુનિયામાં સારી સ્થિતીએ ચાલુ રહેવાને તેને સખત મહેનત કરવી પડશે.

**આઠ**–આઠની સંખ્યા નાખનારે માનવું કે તેના નશીબમાં દરિદ્રતા લખેલી છે; જો કે તે ઘણો તવંગર તો નહી જ પણ પોતાનું ગાડું કથાવટીએ ગબડાવ્યો જશે. તે કંગાળ અને કંજુસ સ્વભાવ બતાવશે અને નાણાં સંબંધી બાબતમાં બહુ તંગી દર્શાવશે. જો કોઈ જુવાન કુંવારિકા એ પાસા નાખે તો માનવું કે તેનો થનારો ભરથાર ઘણો કંગાળ નહી નીકલશે, પણ તે પોતાના એકલપેટા અને કંજુસ ખવાસથી તેણીને દરિદ્રતાની ઝુસરીમાં ગબડાવશે.

**નવ**–આ પાસા નાખનારે માની લેવું કે જો પુરુષ હશે તો તેને ઘણી મનગમતી સ્ત્રી મળશે અને સ્ત્રી હશે તો મનગમતો ખાવિંદ મળશે. થનારી ધણિયાણી કે ધણી, બહુ ઠીકઠાક, ઉદ્યોગી અને ઉમંગી નીકળશે. જો નાખનાર કોઈ કુંવારિકા હોય તો માનવું કે થનારો ભરથાર પૈસાવાળો નહી નીકળશે, પણ તે કરકસરીઓ, અને સાધનસંપન્ન હશે, જેથી તેણી સાધારણ સારી સ્થિતિ ભોગવશે.

**દશ**–જો કોઈ કુંવારીકા આ પાસા ફેંકે તો તેણીએ માનવું કે તેણી જલદી પરણશે નહી, કે કદાચ પરણવા વગર જ રહી જશે, પણ બીજી રીતે તે બહુ સારું નસીબ ધરાવશે અને મંડલીમા પણ સારી સ્થિતિ ધરાવશે. જો કોઈ પુરુષ જો આ પાસા નાખે તો તેણે માનવું કે તે ધનવાન ધણિયાણી મેલવવા પામશે. પ્યારની બાબતમાં કુંવારા શખસને લાભકારક નીવડશે. જો નાખનાર પરણી ચુકેલી હોય તો તે દુનિયામાં સારી નામના મેળવશે અથવા તો તેને કોઈ તરફથી સારો વારસો મલશે.

**અગીયાર**–આ સંખ્યા નાખનાર માણસ જાતે ખાલી દેખાવ અને ભપકા કરનારો નીકલશે. નાખનાર માણસ જાતે સારો સાધનસંપન્ન થશે

પણ તે વધુ સારી દેખાવડાર જીનસો સંઘરવામાં, મોજમજાહમાં અને શરીર સણગારવામાં વાપરી નાખશે, અને તેથી જો કે તદ્દન ગરીબીમાં નહી પણ કદાચ કરજમાં ડુબી જશે. જો નાખનાર માણસ મેહેનત મજુરી કરનાર હશે તો તે હંમેશ કરજદાર રહેશે, અને પોતાનાં ગજા ઉપરાંત ખેંચાવું પડશે.

**બાર**—આ આંકડા નાખનાર માણસે માની લેવું કે નાખનારના વ્યવહારમાં કાંઈ સારો માઠો બનાવ જલદીથી બનવા પામશે. ખેતીકાર અથવા મજુરી કરનાર માણસ હોય તો તેણે માનવું કે તેના સંજોગો લાભકારક નીવડશે. જો નાખનાર માણસ સાહુકાર, નાણાં ધીરનાર કે ઝવેરી હોય તો તે તેને માટે તે અપશુકન છે; અને બીજા ધંધાદારીઓ માટે તે અચોક્કસપણું બતાવે છે.

**તેર**—આ આંકડો નાખનાર માણસ માટે—પછી તે સ્ત્રી કે પુરુષ હોય તો બંને માટે—ઘણો જ કમનસીબ છે. સ્ત્રી નાખનાર હોય તો તેણીએ પોતાના થનાર ખાવિંદ માટે બહુ સાવચેત રહેવાની જરૂર છે, અને તેના વચનોમાં કાંઈ વિશ્વાસ મુકવો નહી. જો નાખનાર પુરુષ હોય તો તેણે માનવું કે તે કદી પરણી શકશે નહી, પણ તેને બદલે બીજા માણસોની ધણીયાણીઓ સાથે સંબંધ રાખશે.

**ચૌદ**—આ સંખ્યા જુગારી જેવી છે. જો પુરુષ હોય તો સમજવું કે તે પોતે અપ્રમાણિક કે દચુપચુ સ્વભાવનો થઈ જશે, અને સ્ત્રી હોય તો તે કમનસીબ નીકલશે. જો નાખનાર પુરુષ હશે તો તે જુગારી અથવા જો તે પોતે અક્કલમંદ હશે તો પૈસાદાર લુચ્ચો થશે. તે નાણાં ઉચાપત કરનાર નીકલશે અથવા કોઈ અનીતિમાન સ્ત્રીનો ચાહનાર થશે. આટલું છતાં તે, દયાળુ, એકલપેટો, અવિચારી નીકળશે. નાખનાર જો કુંવારિકા હશે તો તે એક અસુખી લગન સંબંધમાં જોડાશે, અને તેથી તે કમનસીબ થશે, પણ જો તેણી પરણ્યા વગર રહેશે અને કોઈ જોડે પ્યારમાં પડવાથી દૂર રહેશે તો તે કમનસીબીથી અલગ રહેશે.

**પંદર**—જો આ સંખ્યા નાખનાર માણસ જાતે સટોલિયો હોય, સોરતીનો, શરતના જુગારનો, શીકારમાં ખેલાડી હોય તો માની લેવું કે તેનું

નસીબ તદ્દન ઉલટું જ છે. જો એવાં કામમાં નસીબ અજમાવ્યું તો જરૂર તે ખરાબીજ કરશે. જો નાખનાર કોઈ જમીનના વેપલામાં પડશે તો તેમાં તે ફાવશે. જો નાખનાર ખેતીકાર હોય તો માનવું કે તેનો પાક આબાદ થશે. જો કોઈ કુંવારિકા એ નાખનાર હોય તો તેને સારો ખાવિંદ મલશે, તે જો કે તે ધનવાન તો નહી હશે પણ ઉદ્યોગી, કરકસરીયો, સાધન સંપન્ન અને સારું અંતકરણ ધરાવનારો હશે. પાસા નાખનાર જો ક્ષય રોગી હશે તો માનવું કે તેની જીંદગી ટુકી નીવડશે.

**સોળ**—આ સંખ્યા, વેપારી, સાહુકાર કે યાંત્રિક કામ જાણનાર માટે કમનસીબ છે. કેટલાક પ્રકારનાં ખરાબ ભવિશનું તે સૂચન કરે છે, તો જો કે ધંધા રોજગારમાં તે લાભકારક છે, પહેલી શરુઆત ઠીક થાય પણ પાછળથી ખરાબ નસીબ સજ્જડ સપડાવશે. જો નાખનાર ખેતીકાર હોય તો તેનો પાક પુષ્કળ થવાની વક્કી છે; સોનું ખોદનાર માટે પણ તે ભાગ્યશાલી છે. જો નાખનાર કુંવારીકા હોય તો માનવું કે તેને કરકસરિયો ખાવિંદ મળશે, અને મોટું કુટંબ પેદા કરશે.

**સતર**—જો આ આંક નાખનાર કુંવારિકા હોય અને તે પરણવા ઈછિતી હોય તો તેણી પોતાના ચાહનારને ગુમાવી બેસશે, પણ જો તે ખેડુત, બાગબાન, કુવો ખોદનાર, સોનાની ખાણ ખોદનાર, ભઠીવાલો, કોલસાવાળો હોય તો તે તેને બંધબેસ્તો થઇ પડવાની વક્કી છે. તે સિવાય બીજા કોઈ ધંધાદારી સાથે જોડાણ થશે તો તે જોખંમભરેલું છે. જો આ પાસા નાખનાર પુરુષ હશે તો માનવું કે દુનિયામાં સારી નામના મેળવશે. જો કાંઈ ચોરી થઇ હશે તો તે કદી પાછું મળશે નહી.

**અઢાર**—આ પાસા નાખનાર માણસ ધન, માન, અને સુખી જીંદગી મેળવવા પામશે. દરેક જાતના ધંધામાં તે ન ધારેલી આબાદી પામશે, પ્યારની બાબતમાં પણ તે લાભકારક છે, અને પ્રમાણિક નિષ્ટવાળા માણસ માટે તે સારી આબાદી સૂચવે છે; લુચ્ચા અને અપ્રમાણિક હેતું ધરાવનારા માટે તે બહુ અપશુકન ભરેલી સંખ્યા છે.

---

# ધારેલા પ્રશ્નના જવાબ મેળવવાની રીત.

—:○:—

જ્યારે તમારે ૨૬૮ માં પૃષ્ટમાં આપેલા પ્રશ્નોમાંથી એકાદ પ્રશ્ન પસંદ કરી તેનો ખુલાસો મેળવવાની ઇચ્છા થાય ત્યારે હેઠળ આપેલા નં૦ ૧ વાળા કોઠામાંનો એકાદ આંકડો પસંદ કરી તે જુદાં કાગળ ઉપર માંડી લેવો; તે દિવસે હિન્દુ તિથિ શું થઈ છે તેનો આંકડો તે આંકડામાં ઉમેરવો. તિથિ ગણતાં ધ્યાનમાં રાખવું કે સુદીની ૧૫ તિથિ પછી વદીની તિથિ લેવી હોય, તો એક તિથિ નહી પણ સુદીના આંકડામાં વદીની જે તિથિ હોય તે ઉમેરવી. દાખલા તરીકે વદ ૪ ગણવી હોય તો સુદની ૧૫ તિથિની અંદર ૪ નો આંકડો ઉમેરી ૧૯ ગણવા. તે થયા પછી તેમાં ૨ જા નંબરનો કોઠામાં બતાવ્યા પ્રમાણે તમારાં નામના પેહેલા અક્ષરને આપેલો આંકડો ઉમેરી ત્રણેનો સરવાળો કરવો. તે સરવાળામાંથી ૨૦ ની રકમ બાદ કરવી; અગર સરવાળો ૪૦ ની ઉપર હોય તો બેવડા વીસ, એટલે ૪૦ બાદ કરવા; અથવા તેથી પણ વધુ થાય તો ત્રેવડા ૨૦ એટલે ૬૦ બાદ કરવા. બાકી રહે તે આંકડો તમારા જવાબનો માની લેવો. તે પછી પ્રશ્ન અક્ષર ચક્ર કહાડી તે જવાબના આંકડાના ઉભા કોઠામાં ઉતરવું અને જ્યાં તમારા સવાલનો નંબર આવે ત્યાં સામા કોઠામાં અક્ષર શું છે તે જોવો. તે અક્ષરવાળાં પાનામાં તમારો ઉપલા નંબરનો જવાબ જોઇ લેવો.

દાખલા તરીકે લેઇએ કે ત્રણ રકમનો સરવાળો કરતાં ૪૩ આવ્યા છે, તો તેમાંથી ૪૦ બાદ કરતાં બાકી રહેલો ૩ નો આંકડો તમારા જવાબનો માનવો. હવે ચક્રમાં ૩ ના કોઠામાં ઉતરતાં છેક તમારા સવાલના નંબર સુધી ઉતરવું અને તેમાં જે અક્ષર આવે તે અક્ષરના કોઠામાં જવાબનો નંબર જોઇ લેવો.

## ધારેલા પ્રશ્નનો જવાબ શોધવાની બીજી સહેલી રીત.

ધારો કે તમે ૧૦ મા નંબરનો સવાલ પુછી તેનો ખુલાસો જાણવા ઇચ્છો છો; તે સવાલ આ છેઃ—

એક મરદ પુછે છે—લગ્નમાં મારું ભાગ્ય કેવું નીવડશે?

હવે પેહેલું જે કરવું તે પસંદ કરવાના આંકડા ચક્રમાંથી એક આંકડો પસંદ કરો, અને માનો કે તે આંકડો તમે ૧૦ નો પસંદ કીધો છે; તેમક

તમારા નામના પહેલા અક્ષરના આંકડા ઉમેરો, અને માનો કે તમારૂં નામ પેસ્તનજી છે તો પહેલો અક્ષર P તેના ચક્રમાં તેના આંકડા ૧૨ છે; એ પછી જે દહાડે તમો પ્રશ્ન પુછો તે દહાડે હિન્દૂ તિથિ માનો કે ૦)) એટલે વદ ૩૦ છે. એટલે ૧૦+૧૨+૩૦=૫૨ થયા. તેમાંથી ૪૦ નો આંકડો બાદ કરી નાંખો તો ૫૨−૪૦=૧૨ રહ્યા. હવે પ્રશ્ન અક્ષર ચક્ર કહાડો અને તેમાં ઉપર આંકડા માંડેલા છે તેમાં ૧૨ ના કોઠામાં તમારા સવાલના ૧૦ મા નંબર સુધી હેઠે ઉતરો. અને જેની સામા નંબર A નું પાનું બતાવ્યું છે; એટલે A ના પાનામાં ૧૦ મા સવાલનો જવાબ તમારા પ્રશ્નનો માની લેવો જે આ છે:—તું એક શાણી પણ હુશિયાર ધણિયાણી મેળવશે, જો કે તેણી રંગે સાંવલી પણ નાજુક બદનની હશે અને તું તેને ચાહતો થશે..

(૧)

**પસંદ કરવાના આંકડાનું ચક્ર.**

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૭ | ૮ | ૨૦ | ૧૦ |
| ૯ | ૨ | ૧૩ | ૧૨ | ૧૧ |
| ૧૫ | ૧૪ | ૩ | ૧૬ | ૧૭ |
| ૧૮ | ૪ | ૧૯ | ૫ | ૬ |

**નામના પેહેલા અક્ષર ઉપરથી ગણવાના આંકડાનું ચક્ર.**

(૨)

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| A<br>૪ | B<br>૬ | C<br>૨૬ | D<br>૧૮ | E<br>૧૨ | F<br>૪ | G<br>૨૧ | H<br>૨૮ |
| I-J<br>૧૧ | K<br>૧૬ | L<br>૧૨ | M<br>૧૯ | N<br>૧૧ | O<br>૯ | P<br>૧૨ | Q<br>૮ |
| R<br>૧૨ | S<br>૪ | T<br>૬ | U-V<br>૯ | W<br>૯ | X<br>૧૩ | Y<br>૨ | Z<br>૩ |

# પ્રશ્ન અક્ષર ચક્ર.

| ૧. | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૨ | A | B | C | D | E | F | H | I | L | M | N | O | P | R | S | T | U | W | Y | Z |
| ૩ | B | C | D | E | F | H | I | L | M | N | O | P | R | S | T | U | W | Y | Z | A |

××૨૬૬ મા પાનામાંના શરુઆતના પેરાની છેલ્લી ત્રણ લીટીઓને બદલે નીચે પ્રમાણેની સુધારેલી લીટીઓ વાંચવીઃ—

"બતાવ્યું છે, એટલે Aના પાનામાં આપેલા જવાબોમાંનો ૧૨ મા નંબરનો જવાબ તમારા ધારેલા ૧૦ મા પ્રશ્નનો જ છે એમ ગણી લેવું. તે ૧૨ મા નંબરનો જવાબ Aના પાનામાં આ મુજબ છેઃ—તને એક ડાહી અને હુશિયાર સ્ત્રી મળશે, જો કે તેણી રંગે સાંવલી પણ નાજુક બદનની હશે અને તું તેને ચાહતો હશે."

ટુંકમાં કહીયે તો, પેહેલાં, જવાબનાં પાનાનો નંબર મેળવવો; અને આંકડાનો સરવાળો બાદબાકી કરતાં જે નંબર રહેલો હોય તેને જવાબનો નંબર સમજવો. દાખલા તરીકે આમાં ૧૨ વધ્યા તે ૧૨ મા નંબરનો જવાબ, અને ૧૨ થી સવાલના ૧૦ મા નંબર સુધી ઉતરતાં A મળે છે તે પાનું સમજવું.

# પ્રશ્નોની ટીપ.

પ્રશ્નો.

૧–આ મારી જીન્દગી દરમ્યાનમાં હું ભાગ્યશાળી થઇશ કે કમનસીબ જ રહીશ ?

૨–મારી જીન્દગીમાં કઈ કઈ અમુક મુદત ઘણી અગત્યની નીવડશે ?

૩–જે એક માણસ માંદો છે તે સાજો થશે કે ?

૪–મારી જીન્દગી લાંબી છે કે ટુંકી ?

૫–જે વચન આપવામાં આવ્યું છે તે બજાવ્યામાં આવશે કે ?

૬–મારે અહીં જ રહેવું સારું છે કે બાહાર જવું સારું છે ?

૭–મારો મિત્ર વિશ્વાસુ અને સાચો છે કે ?

૮–મારું જે કમનસીબ હાલ ચાલે છે તે ક્યાં સુધી ચાલુ રહેશે ?

૯–મહિનાનો અથવા અઠવાડિયાનો કયો દિવસ મને ઘણો અગત્યનો છે ?

૧૦–(મરદ માટે) લગનમાં મારું નસીબ કેવું ખુલશે ?

૧૧–ચોરાયલી અથવા ગુમાયલી વસ્તુનું પરિણામ શું આવશે ?

૧૨–જે કોર્ટ–દરબારી કજીયો ચાલે છે તેમાં હું હારીશ કે જીતીશ ?

૧૩–(કુંવારિકા માટે) લગનમાં મારું નસીબ કેવું ખુલશે ?

૧૪–મારો ગેરહાજર મિત્ર ભાગ્યશાલી છે કે નહી ?

૧૫–આ સરત અથવા દાવમાં હું જીતીશ કે ?

૧૬–દુનિયાના કયા ભાગમાં હું ફત્તેહ પામીશ ?

૧૭–જમીનની મુસાફરી અથવા દરિયાઈ સફર કરવાનું મારે માટે લાભકોરક થઈ પડશે કે ?

૧૮–આવતાં સાત વર્ષ દરમ્યાનમાં મારું નસીબ કેવું રહેશે ?

૧૯–ક્યાં અમુક કામ કે ધંધામાં હું વધુ ફત્તેહમંદ થઇશ ?

૨૦–જે સટ્ટો મેં ખેલવા ધાર્યો છે તેમાં હું ફત્તેહ પામીશ કે ?

**A**

જવાબ

૧ પુછનાર આ દુન્યામાં ભાગ્યશાળી નીવડશે, તેને ધન પ્રાપ્તિ થશે અને સારાં મથક હાથ લાગશે.

૨ તારા સટ્ટાના કામમાં કાંઈક ઢીલ થશે; પણ સામાન્ય ચિન્હો આબાદી ભરેલાં અને ફત્તેહ સુચક દેખાય છે.

૩ તારા જન્મ ગૃહો પાણી ઉપર મવકલ છે માટે દરિયો, વાહાણ અથવા ધંધો પ્રવાહીમાં શોધજે.

૪ એક શાદી રામશની જેમાં તને આમંત્રણ થશે, ત્રણ ભારી કમનસીબી, એક જોખમભરેલી મુસાફરી, અને નાણાંની બક્ષેસ.

૫ જમીન ઉપર તું સલામત છે, પણ પાણી ઉપર વિશ્વાસ રાખીશ નહી, નીસ્તેજ થતો ચંદ્ર અને તેનાં કિરણો ભય બતાવે છે.

૬ દુનિયાના પૂર્વ ભાગ ઉપર મુસાફરી કર, પણ પશ્ચિમ બાજુ અખાડા કરજે.

૭ તું ફત્તેહમંદ થશે અને જીતશે, પણ તારી હાલની ધારણાઓ શકમંદ છે.

૮ તારા મિત્રે થોડુંક થયું ઠેકાણું બદલ્યું છે; ખરાબ ગૃહો થોડુંક થયું અમલ કરે છે; તેના સમાચાર જલદીથી મળશે.

૯ જલદીથી લગન થવાને બદલે ધીમે ધીમે પ્યાર બંધાશે, પછી જલદીથી લગન થશે અને થનાર ધણિયાણી ઉંચ બાંધાની અને ખુબસુરત હશે,

૧૦ તારા દુશમનો પાસે પૈસાની કોથલી છે, પણ જો તું જુઠા સાક્ષીઓ દૂર રાખશે તો તું ફત્તેહ પામશે.

૧૧ ગુમાયલું અથવા ચોરાયલું હોય, પણ એક સ્ત્રી તેમાં ખરડાયલી છે. ઉલટથી શોધ કર, તુંને તે જડશે ખરું.

૧૨ તને એક ડાહી અને હુશિયાર સ્ત્રી મળશે, રંગે સાંવલી પણ નાજુક બદનની, અને તું તેને ચાહતો થશે.

૧૩ રવિવારતારે માટે બહુ આબાદ દિવસ છે; પણ શુકરવાર બહુ અશુભ છે.

૧૪ ભવિશમાં ફેરફાર થવાની વકી છે પણ હજુ ૩ મહીના જોઇશે, અને તે પછી એક માહાભારત ફેરફાર થશે.

૧૫ લાલ બાલવાળાથી સંભાળજે; જો તારા કોઈ મિત્ર તેવા હોય તો તેમનો વિશ્વાસ કરતો ના.

૧૬ હમણાં તું ખસીસ નહી, નહી તો કમનસીબીમાં પડશે.

૧૭ તારા સામા છુપી, નીચ, મતલબી હીલચાલ છે; વચન પાળવામાં આવશે નહી.

૧૮ એ બાબતમાં વધુ ચુનોચેરા કરીશ નહી, ૪૨ મી વર્ષગાંઠ સુધી થોભજે, તે વેળા સઘળાં ભય તથા સંકટો સહન થઇ શકશે.

૧૯ ઉથલો ખાવાનાં ગંભીર ચિન્હો જણાય છે; ડાકટર બદલજે, અને જાન સાચવજે.

૨૦ ૨૨ મે વર્ષે તારું નસીબ ખરાબ છે, ત્રીસમું ભય ભરેલું છે, પણ તે પછી તું બહુ ભાગ્યશાલી થશે.

——:o:——

B

જવાબ

૧ તારી જુવાનીમાં ઘણાક ભય મળશે, ઉપરાંત વિપત્તિઓ, હાલહવાલી ગુજરશે અને સારો સમય આવે તે પેહેલાં એવાં કેટલાંક વર્ષ પસાર થશે.

૨ તારું નસીબ ઘણાક ફેરફારો તથા સુખદુઃખથી ઘેરાયલું છે.

૩ તું જે સટ્ટો કરે છે તેને ચંદ્રની દશા છે; તે તારા સંતોષ પ્રમાણે ફત્તેહમંદ ઉતરશે.

૪ જમીનની પેદાયશ અથવા વેપારી માલની ઉથલપાથલ કર, તેમાં તું ધન મેળવશે.

૫ ત્રણ વર્ષ તારાં સમુદ્રનાં પાણી ઉપર ગુજરશે, અને એ વાર તારાં મરણની ક્રિયા થશે.

૬ લાલ ગૃહથી સાવચેત રહેજે, તારી ઇચ્છા થોડો વખત મુલતવી રાખજે, નહી તો ઠક્કડ ખાશે.

૭ દક્ષિણ અથવા અગ્નિકોણ તરફ તારું નસીબ ખુલવા સંભવ છે, પણ પાણીની આશનાઈ કરવી નહી, અને ઉંચી જગાએ વસ્વાટ રાખજે.

૮ આ નંબરો ભાગ્યશાળી છે, અને કદાચ તેથી જીત થાય, પણ મિત્રના વેષમાં દુશમનની સંભાળ રાખજે.

૯ તારો મિત્ર શોકમાં ગીરફતાર બીજાને છે, પણ થોડા વખતમાં તેની મુસીબત ટળી જશે.

૧૦ બે વાર તારો હાથ લગનમાં માંગવામાં આવશે, એક વાર કાળા અને શનિના ગૃહના માણસ તરફથી અને બીજી વાર સોહામણા અને નાજુક માણસ તરફથી.

૧૧ જે જીતવાની આશા રાખે છે તે ગુમાવશે; જે કલાકે આ સવાલ પુછાયો છે તે બદબખત અને મુઝવણ પેદા કરનારો છે.

૧૨ જો તે જીનસ ગુમાયલી હોય તો, ઉંચી જગાંએ અને ચોપડીઓમાં શોધ, પણ જો ચોરાયલી હોય તો તે કોઈ નાની વયના માણસ તરફથી હશે.

૧૩ તું ઘણાને ચાહશે, કેટલાકને ઠગશે, પણ અંતે લગનમાં તુંને તારી બરોબરીયું મળશે.

૧૪ મહિનાનો ત્રીજો દિવસ તારા માટે કમનસીબ છે, રવિવાર તારો ખરાબ દિવસ છે, છતાં તે તારી જીન્દગીમાં નોંધવા લાયક બનવાજોગ છે.

૧૫ તારું નસીબ હમણાં બદલાશે; ચિન્હો ધન પ્રાપ્તિનું સૂચન કરે છે.

૧૬ તારો મિત્ર વિશ્વાસુ અને સાચો છે, અને આવતી શુકલપક્ષમાં તને આશ્ચર્યમાં નાખશે.

૧૭ ત્રણ મહિના સુધી ખસતો ના, તે પછી ઉતાવળ કરજે.

૧૮ વચન થોડે ભાગે પળાશે, પણ તેટલુંએ ઘણીક પુછપરછ પછી.

૧૯ તારો ટપકો માંદગીનું સૂચન કરે છે, અને તારાં વર્ષની ગણત્રી તારા હાથ ઉપર આવી રહી છે.

૨૦ બારીક મામલો પસાર થઈ ગયો છે; ચંદ્ર અને શુકર આશા આપે છે કે માંદો સાજો થશે.

---

C

જવાબ

૧ માંદું છે તે દેખીતા ભયમાં છે, પણ તે બચી જશે, ૩ જો અને ૭ મો દિવસ જોખમ ભરેલો છે, પણ પાંચમો દિવસ ફડચો કરશે.

૨ દર સાત વર્ષે તને કમનસીબ નડશે, પણ તે પછી તારા પાસે ધન-ભંડાર ભેગો થશે.

૩ ભાગ્યોદય અને ધન પ્રાપ્તિ થશે પણ તારા દુશ્મનો પણ ઘણા થશે.

૪ સટ્ટાની રમત ઉપર ઝાઝો વિશ્વાસ મુકીશ નહી, ફત્તેહ શકમંદ છે.

૫ કરિયાણા, કહાડાઓ, અને રસાયણના ધંધામાં તું ફાવશે અને ધન મેળવશે.

૬ તું પેહેલાં રડશે, રખડશે અને પછી પરણશે; અને બે વરસ પાછી રખડપટી થશે, પણ તે પછી ત્રીજા ઉનાળામાં સાવચેત રહેજે.

૭ સગન સારા નથી, તોફાની અને ઉછળતા મોજાંના દરિયાથી સંભાળ રાખજે.

૮ તારી જન્મભૂમિ છોડી બાહાર જવું નહી, અને ખાસ કરી ઉત્તર બાજુ તજી દેવી.

૯ હીમ્મતથી ખેલ, અનેકવાર તું જીતશે, ભાગ્યદેવી તારા ઉપર પ્રસન્ન છે.

૧૦ તારો મિત્ર સુલેહ ભરેલા આસને બીરાજેલો છે, અને ભાગ્યદેવીની પ્રસન્નતા પામેલો છે.

૧૧ ખુશામતીઆઓને છોડી એકને પરણવું જે સુખ આપશે.

૧૨ કોર્ટ–દરબારી કજીઓ શકમંદ છે; એક નવો દુશ્મન ઉભો થશે અને હાલના સંજોગો ફેરવી નાખશે.

૧૩ જો ચોરાયલી હશે તો થોડોક ભાગ પાછો હાથ આવશે; જો ગુમાયલી હોય તો સુવાના ઓરડામાં ખોલ કર.

૧૪ પરણ્યા પેહેલાં તુંને નાજુક પંથનીઓ તરફથી ગુચવી નાખવામાં આવશે.

૧૫ તા૦ ૮ મી સપ્ટેમ્બરનો દિવસ તારા માટે બહુ ભાગ્યશાળી છે, પણ શુકર અને સોમવારથી પરેહજ રહેવું.

૧૬ કેટલોક સમય કમનસીબીમાં પસાર કીધા પછી તારું ભાગ્ય ખુલી જઈ લાભ થશે.

૧૭ તારો મિત્ર તારા જેવોજ સાચો છે, જો કે થોડાક વખત પછી મત-
ભેદ ઉભો થશે.

૧૮ ત્રણ મહિનામાં તારું મકાન, ધંધો અને કામકાજ ખસેડી નાખ અને
દક્ષિણ તરફ જા.

૧૯ જો તારા જન્મગ્રહો બળવાન હશે તો ચિન્હ આનંદ ઉપજાવે તેવાં છે.

૨૦ ઘણા અકસ્માતો નડશે, એકવાર આગથી, એકવાર જંગલી પ્રાણીથી
અને એવાર માણસના હાથથી, છતાં તારી જીંદગી લાંબી છે.

———:o:———

D

જવાબ

૧ ઘણી વાર માંદગીથી ઘેરાશે, પણ તારી હૈયાતી લાંબી છે.
૨ ગૃહદશા માઠી છે, પણ હુશિયાર તજવીજથી જીન્દગી મળશે.
૩ તારી ફત્તેહ વૃદ્ધાવસ્થામાં છે, જ્યારે તને પુષ્કળ ધન વારસામાં મળશે.
૪ ચિન્હો ભાગ્યશાળી છે, અને સાહાસ પણ ફત્તેહમંદ ઉતરશે.
૫ શુકન સંદેહભરેલા છે અને સટ્ટો પણ શકમંદ છે.
૬ સરકારી નોકરી કે ઓહ્દા માટે તળપ કર, અને સટ્ટાબાજીથી દૂર થા.
૭ માથામાં જખમ થશે, કુટુંબમાં માંદગી અને મરણ થશે, નાહાસભાગ અને લાંબી મુસાફરીની સુજત છે અને પાછળથી વારસો મળશે.
૭ ભાગ્યશાળી દિવસ જોઈ દરિયાઈ સફર ચાલુ કર, અને તેમાં ફત્તેહ મળશે, પણ જમીન ઉપરની મુસાફરી ફત્તેહમંદ નથી.
૯ પૂર્વ ભણી ગયાથી લાભ થશે, પશ્ચિમ ભણી જઈશ નહી, તેમ પાહાડી મુલકો તજી દેવા.
૧૦ જો ઠગવિદ્યા નહી થાય તો પેહેલાં તું હારશે પણ પછી જીત મળશે.
૧૧ તારો મિત્ર ડામાડોલ ભાગ્યમાં છે, જેના સમાચાર તુંને જલદીથી મળશે.
૧૨ તું એકાદ દરિયાઈ કેપ્ટનને પરણશે, જેનાથી નાણાં અને માલમત્તાનો લાભ થશે.
૧૩ ત્રણ વાર તું ગુમાવશે પણ ચોથી વાર ફત્તેહ મળશે.
૧૪ જો ગુમાયલી હશે તો ગટરમાં અથવા ખાહીમાં શોધ, ચોરાયલી હશે તો મળશે નહી.
૧૫ તને એક પરમુલકની કુંવારિ, ધણિયાણી તરીકે હાથ લાગશે, જે ખુબસુરત, સદ્દગુણી અને માન પામેલી પણ હશે.
૧૬ શુકરવારે ભારે માંદગી લાગુ પડશે, બુધવારે તારો ભાગ્યશાલી દિવસ છે; પણ સુદ નોમનો દિવસ સારો નથી, ઉલટો છે.
૧૭ જો નસીબ ફેરવવું હોય તો નકામી સટ્ટાબાજી તજી દે, દશા હજુ સારી નથી.
૧૮ તારા મિત્ર ઉપર શકમંદ થશે; પણ અંતે તે સાચો અને નીમકહલાલ નીકળશે.
૧૯ તારી હાલની સ્થિતિની કસોટી લેજે, કેમકે નસીબો ઉઘડવાની તૈયારી છે.
૨૦ વચન ફળિભુત થશે, શુકન સારા છે.

E

જવાબ

૧ અહી કંઈ શક પડતું છે, સવાલ પુછનાર નિષ્કપટી નથી અથવા તેને આ શુકનાવલી ઉપર ભરોસો નથી. બીજી વખતે પુછજે.

૨ જો ૩૭ મું વર્ષ પસાર કરે તો ૬૨ વર્ષના આવરદા છે; તારી તનદુરોસ્તી નાજુક છે અને બાંધો પણ નબલો છે.

૩ પેહેલાં ઉથલો ખાશે, પછી સેહજ ટગુમગુ થશે, તે પછી બગાડો થશે; પણ ડાકટર બદલજે.

૪ જુવાનીમાં ઠીક ચાલશે, વૃદ્ધાવસ્થામાં ધન મળશે, ૩૦ થી ૩૫ વર્ષ સુધીમાં જાણવાજોગ બનાવો બનશે.

૫ તું બહુ લોભી છે અને તેથી ઘણા ભોગો આપવા પડશે, નસીબ ઉઘડતાં પેહેલાં મુશીબત પડશે.

૬ જો ફત્તેહ મેળવવી હોય તો ત્રણ મહિના સુધી સટ્ટો થોભાવજે.

૭ કાયદા અથવા ધર્મ સંબંધી વસ્તુઓનો વેપાર કરવાથી નસીબ ખુલશે.

૮ તારા ઉદ્યોગમાં ન ધારેલો ફેરફાર, કુટંબમાં ત્રણ મરણ, અને જો એકલવાયું હોય તો તારાં લગન.

૯ શુકન ઘણા સારા હોવાથી તું દરિયાઈ કે જમીન ઉપર પ્રવાસ કરશે.

૧૦ જો દરિયાની સફરની ઈચ્છા હોય તો પશ્ચિમ ભણી જા, પણ જમીનની મુસાફરીની ઈચ્છા હોય તો અગ્નિખુણા તરફ જા.

૧૧ જો ઘણી સાવચેતી નહી રાખશે તો તું ઠગાશે; જુવાન, અને કાળા માણસથી સંભાળજે.

૧૨ તારા મિત્રનું નસીબ ચંદ્ર સરખું વગર ફેરફાર ભરેલું છે, કમનસીબી ખલાસ થઈ ગઈ છે.

૧૩ તારાં લગન તેં જોયલા અથવા જાણીતા જાહેર આસામી જોડે થશે, જે અચ્છો સુખદુઃખનો સાથી થઈ પડશે.

૧૪ તારા કેસ ઉપર પુરતું ધ્યાન આપશે તો તું જીતશે, તો જો કે તારો હમનબરદ જબરી ચીલઝડપ દેખાડશે.

૧૫ જો તે ચીજ ગુમાયલી અથવા કેડે મુકાયલી હશે તો તેને જમીનની ઉપરનાં ખુણાંઓમાં શોધ, પણ જો તે ચોરાયલી હશે તો તે ચોરનાર એક સ્ત્રી છે.

૧૬ તારી પરણેતર જીંદગી બહુ જંજાલી ભરેલી અને દુઃખદાયી જશે, અને ફત્તેહ કશી મળશે નહી.

૧૭ ગુરૂવાર તારો ઘણો ભાગ્યશાલી દિવસ છે, તેમજ મહિનાનો ૧૬ મો દિવસ તારે માટે સારાં પરિણામ લાવશે.

૧૮ તને કજીયો થશે અને કોર્ટે ચઢશે, જે પછી ભવિષ્ય ઉઘડી જશે.

૧૯ તારા મિત્રોમાં દગાઈ અને મકર જોશે, તેમનો વિશ્વાસ કરીશ નહી.

૨૦ જલદીથી ખસ, તેમાંજ તને લાભ છે; ઢીલ ભયંકર છે.

F

જવાબ

૧ તારું મન અચોક્કસ છે, અને જવાબ પણ ઢચુપચુ છે, માટે ફરીવાર તજવીજ કરજે.

૨ જો વચન પ્યારનું હશે તો ફળિભુત થશે, પણ જો નાણાં સંબંધી હશે તો શક પડતું છે.

૩ તારો બાંધો નબળો છે, અને ભીતરના દર્દોને તાબે છે, છતાં તું લાંબી ઉમ્મર ભોગવશે.

૪ ભય છે; ડાકટર તેની સારવાર બરાબર રીતે કરતો નથી.

૫ આવતાં સાત વરસ તારી જીંદગીનાં ઘણાં ઉપયોગી છે; ગયો વખત બહુ ભય અને કચવાટમાં ગયો છે.

૬ તારી વર્તણુક, ધંધો અને ઇચ્છાઓમાં ઢચુપચુપણું ઘણું છે, જેથી આવતાં વરસ કડવાં જશે; છતાં તું ભાગ્યશાલી છે.

૭ તારો ધારેલો સટ્ટો થોડેક ભાગે ફત્તેહમંદ થશે, પણ જો તું બીજાઓ ઉપર ભરુસો નહી મુકે તો.

૮ દરાખનો રસ વેચવાનો અથવા હોટલનો ધંધો તને ઠીક પડશે.

૯ એક લાંબી મુસાફરી, એક આખા વરસની માંદગી, જો એકલડોકલ હોય તો લગન, નવા મિત્રો અને ખુશાલી નજદીક છે.

૧૦ નહી દરિયાઈ કે જમીનની મુસાફરી, તોફાન અને વાહાણ ભાગવાના જોખમ છે; લુટારા તથા ચાંચીયાનો ઉપદ્રવ છે.

૧૧ ત્રણ વરસ સુધી મુસાફરીનું નામ દેવું નહી, તે પછી દક્ષિણ તરફ જવું, અને ઉદ્યોગી શેહેર નજદીક રહેવું.

૧૨ જોખમ ભરેલા ધંધામાં તું નસીબવાન નથી, એક ફીકા ચેહરાના લાલ રંગના માણસથી તું ઠગાશે.

૧૩ તારો મિત્ર હાલ નસીબના ઘરમાં છે, પણ મોટો ફેરફાર થવાની વકી છે અને તેનાં પરિણામ માટે થોભ.

૧૪ ડાહ્યો અને ઠઠ્ઠાબાજ માણસ જેને તું ચાહે છે તેના સાથે તારાં લગન થશે, તે દેખાવડો અને બહુ માન પામેલો હશે.

૧૫ ખોટાં વચનો અને ખોટા સોગંદોથી સાવચેત રહેજે, કેમકે તેનાથી તારો કજીઓ હારી જશે.

૧૬ જો તારી વસ્તુઓ ચોરાયલી હશે તો તને મળવાની નથી, પણ જો કેઠે મુકાઈ ગયલી હશે તો ચુહુલા અથવા કબાટમાં શોધ.

૧૭ તું જેને ચાહે છે તેને પરણશે; તેણી છે તો ડાહી, પણ તારાં છુટાંપણા ઉપર ત્રાપ મુકશે.

૧૮ તારી જીંદગીમાં બહુ ભાગ્યશાળી બનાવ બુધવારે બનશે પણ ગુરૂવાર તારે માટે સારો નથી.

૧૯ ત્રણ વરસ પછી મોટો ફેરફાર નક્કી છે અને તે પછી પણ બહુ સારો ફેરફાર થશે.

૨૦ દરેક મિત્ર ઉપર ભરુસો મુકતો ના, નહી તો તું પોતે ઠગાશે.

H

જવાબ.

૧ હાલ તુરત તારો મિત્ર સાચો અને નીમકહલાલ છે, પણ તેની ભવિષ્યની વર્તણુક શકમંદ છે.

૨ તું ખસે તે પેહેલાં વિચાર કરજે, કેમકે જ્યાં છે ત્યાં રહેશે તો ફેરફારની વકી છે.

૩ એ બાબતમાં ઢીલ અને ઠગાઈનાં ચિન્હો દેખાય છે, અને વચન પળાવું શકમંદ છે.

૪ તારાં ૨૨, ૩૫, ૪૧, અને ૪૨ માં વરસ માંદગીનાં છે, છતાં જીંદગી લાંબી છે.

૫ માંદાની હાલત ત્રણ દિવસ સુધી ભયભરેલી છે, પણ ત્રણ અઠવાડિયાં પછી જે તે નક્કી થશે.

૬ ૪૦ મા વર્ષ પછી તારા ગૃહનું બળ ઉતરી જશે, માટે તારો વખત એવી રીતે કહાડ કે તું અપ્રસિદ્ધ મરણ પામે નહી.

૭ તારૂં નસીબ ફેરફાર ભરેલું છે; ઘણીક ખુશાલી અને ઘણીક ગમગીની, ધનવાન થશે, પણ ગમગીની રહેશે.

૮ શુકન સારા છે અને તું સંપૂર્ણ સંતોષકારક સ્થિતિએ પોહોંચશે.

૯ તારા હીસાબે ધંધો કરતો ના, પણ કોઈ ઓહ્દો કે નોકરી લેજે.

૧૦ તું સેહેજે બચી જવા પામશે, એક ખોટો મિત્ર ફુટી નીકળશે, કુટુંબમાં એ મરણ થશે, અને ૭ મહિના પછી ભવિષ્ય ખુલશે, અને એકલવાયું હશે તો લગન પણ થશે.

૧૧ જો તું જમીનની મુસાફરી કરશે તો ભય છે; પાણીમાં સફર કરશે તો બહુ ભય છે, માટે ઘરમાં જ રહેજે.

૧૨ જો જમીનની મુસાફરી હોય તો પૂર્વ ભણી જવું; દરિયા માર્ગે જવું હોય, તો દક્ષિણ ભણી જવું, પણ તારી સ્વભૂમીથી દુર જવામાં તને લાભ, તો નથીજ.

૧૩ એક તારા સામો થશે, તે તને લલચાવી ઠગશે, બદબખતથી તું ઘેરાયલો છે.

૧૪ તારો મિત્ર દુશ્મનોથી ઘેરાયલો છે અને તેથી તે મુશ્કેલીમાં છે, પણ તે તેમાંથી છટકવા પામશે.

૧૫ દુર દેશાવરના એક કદાવર, શોભાયમાન, અને ભાગ્યશાલી માણસ સાથે તારાં લગન થશે.

૧૬ આ કેસમાં ત્રણ મુદઇઓ છે, જેમાંના એકની તો તેં વકી પણ રાખી નથી, પણ ખુશ થા કે તું ફત્તેહ પામશે.

૧૭ જો તારી ચીજો ગુમાઈ હશે તો તે તું પાછી મેળવી શકશે નહી, પણ ચોરાયલી હશે તો તે માટે તું કાંઈ સાંભળશે.

૧૮ દુર દેશાવરની એક સુંદર કુંવારિકા સાથે તારૂં લગન થશે જે પ્યાર તથા નાણું પણ લાવશે.

૧૯ ગુરૂવાર તારો ઉત્તમ દિવસ છે; રવિવાર બુંરો છે અને શુક્રવાર સૌથી સરસ છે.

૨૦ તારા ભેદી શુકનો ખુલી રીતે તારાં ઉત્તમ ભાગ્યની બીના ખુલી કરે છે.

જવાબ. I

૧ સાત અઠવાડિયાં સુધી એજ અસરમાં રહેવું પડશે. તે પછી કંઇક આશા છે.
૨ ચિન્હો ફરી જવાં જોઇએ છે, તારા મિત્રમાં ઘણો વિશ્વાસ મુકીશ નહી.
૩ હાલ તુરત ખસીસ નહી, શુકન ફત્તેહમંદ થતાં થોડોક વખત પસાર થવો જોઇએ.
૪ ઘણીક નાસીપાસી અને ઇંતેજારી પાછી વચન પળાશે.
૫ તારો બાંધો લગાર નબળો છે, પણ જીન્દગીની જોત લાંબી છે.
૬ થોડા વખત પછી ઉહલો ખાશે પણ એકાદ મહિનામાં તદ્દન સાજો થશે.
૭ ૨૦ થી ૨૫ સૂધી બદ વખત, ૨૮ થી ૩૦ સુધી સારું નસીબ, અને ૪૦ પછી બહુ સારું.
૮ મુસ્કેલીમાં પડશે, જે મધ્ય ઉમ્મર સુધી ચાલુ રહેશે, તે પછી આબાદ થશે.
૯ તારો સટ્ટો તને ગુચવાડામાં નાખશે, અને ફત્તેહમંદ થવા માટે બહુ વિચાર કરવો પડશે.
૧૦ ઝવેરાત તથા પૈસાવાળાઓના ઉપયોગની જીનસોના વેપારથી તું ભાગ્યશાળી થઇશ.
૧૧ પ્યાર, લગન અને મિત્રાચારી બધું થશે, ચાર વાર મુસાફરી કરવી પડશે, અને આગથી નુકશાન થશે.
૧૨ ઘણાક ભયોથી તું ઘેરાયલો છે, લુટાશે, મુસાફરી કરીશ નહી.
૧૩ તારે પાણીની જગાએ, નદી કે દરિયા બાજુએ રહેવું, તારો સ્વભાવ ઢચુપચુ છે.
૧૪ જંજાલ, નાઉમેદી, અને કદાચ ખુહારી થવા સંભવ છે.
૧૫ કેટલુંક થયું તારો મિત્ર મુસ્કેલીમાં છે, પણ તેનું નસીબ ખુલી ગયું છે.
૧૬ પ્યારમાં ગભરાટ, કંટાલો અને ઉલટાસુલટી બનાવો બનશે, જે પછી તારાં લગન થશે પણ તે સંતોષકારક નહી જ.
૧૭ એ મામલામાં ઘણીક ખટપટ કરવી પડશે, શુકન કંટાળા ભરેલા અને ક્રોપીલા અને બદ છે.
૧૮ જો તારી જીનસ ગુમાયલી હશે તો દરવાજા ઉપર અભડાઈ ઉપર શોધ, પણ ચોરાઈ હશે તો ઝડપી ચાલનો કોઈ જુવાન તે ચોરનાર છે.
૧૯ તું એક શાણીત, સમજુ ઓરત જે પૈસાદાર સગાંઓવાળી હશે તેને પરણુશે, પણ તે તને ધીક્કારશે.
૨૦ વરસનો લાંબો દિવસ તારાં નસીબમાં ભાગ્યશાળી થશે; કામધંધા અને સાહાસ માટે મોમવાર બહુ ઉત્તમ દિવસ છે.

L

જવાબ.

૧ ભાગ્ય અને આબાદી માટે ગુરુવાર ભાગ્યશાળી દિવસ છે, પણ ચંદ્ર ઉતરતો જાય તેમ કમનસીબ છે, અને તેમ જાનેવારી પણ સમજવો.

૨ હાલ ભારે ભય છે, પણ હવે પછી બહુ સારો વખત છે.

૩ તારો મિત્ર વિશ્વાસુ અને સાચો છે, પણ ઝાઝો ભરુસો મુકીશ નહી.

૪ હાલ તું ખસતો ના, જ્યાં છે ત્યાં જ ફરીઠામ પડી રહેજે.

૫ દગાઈનાં ચિન્હ છે, પણ વચન ઉપર વિશ્વાસ રાખજે.

૬ તારો સ્વભાવ વિચિત્ર છે, લાંબી જીન્દગીની આશા છે.

૭ ઉકલો ખાવાની ધાસ્તી છે, ડાકટર માટે સંભાળ રાખજે.

૮ તારી જીન્દગીની સવાર સુખી છે, મધ્યમ કાલ વાદળ સરખો કાળો છે, પણ સાંજ ભાગ્યશાળી છે.

૯ ભાગ્ય સારું દીસે છે પણ લોભ કરીશ નહી, સખાવતનો સદ્ગુણ સંભાળજે.

૧૦ શુક્રનો તારો, તારો સદાનો બચાવ કરે છે, તારી કોશેશમાં ફત્તેહ છે.

૧૧ કાગળ્યાં, ચોપડી, અથવા લખાણ કે એવાજ બીજા માનસિક ધંધામાં તારું ભાગ્ય ઉઘડશે.

૧૨ તારાં કુટુંબમાં ત્રણ મરણ, એક લગન, માંદગી અને બીમારી, ચોરી આગથી ખુહારી.

૧૩ મુસાફરી કરતાં પેહેલાં સંભાળ લેજે, ભય ઝઝુમી રહેલું છે.

૧૪ શેહેરના ઉંચા ભાગોમાં જા પણ પાણી તજી દેજે, તેમાં ખસુસ કરીને દરિયાઈ સફર.

૧૫ તારો સેતારો રોશન છે માટે તું જીતશે.

૧૬ તારો મિત્ર ઉંડાણ મુસ્કેલીમાં છે, અને ઘણીક જંજાલમાં ફસેલો છે.

૧૭ તું એક કાળા, ઉંચા કદ, અને ચકચકીત આંખોવાળા માણસ સાથે પરણશે, જેને કંઈ વારસો મળશે.

૧૮ તારો મુકદમો મુસ્કેલ છે. મિત્રો છોડી જશે, જંજાલ વધી પડશે. તું બહુ ભયમાં છે.

૧૯ જો તારો સામાન ચોરાયલો હશે તો તે તુંને મળશે નહી, પણ ગુમાયલો હશે તો તારા ઓરડામાં શોધ.

૨૦ પેહેલાં તને ઘણીક નાઉમેદી મળશે, પણ ઘણીક ઢીલ પછી તારા પ્યારની બાબતમાં ફત્તેહ મળશે.

## M

જવાબ.

૧ પ્યારમાં તને મોટું સાહાસ મળશે, લગનમાં ઓચિંતો બનાવ બનશે, પણ તેમાં તું ફત્તેહ પામશે ખરો.

૨ સોમવાર અને શુકરવારના દિવસો ભાગ્યશાલી છે, કેમકે તે વેળા ચંદ્ર વૃષ રાષીનો થશે.

૩ તારું નસીબ ઉઘડતાં પેહેલાં તે બહુ ઉલટું ફરશે.

૪ તારો મિત્ર નીમકહલાલ છે, માટે તું તેના ઉપર વિશ્વાસ મુકજે.

૫ ભલા અને નિમકહલાલ મિત્રો તને અહીંથી ખસવાનો તારો વિચાર છોડાવવાને શકિતવાન થશે.

૬ ઠગાઇની ધાસ્તી છે માટે ઝાઝાં વચન ઉપર લોભાઇશ નહી.

૭ તારું નસીબ અજાયબ છે; પણ જો તું ૪૩ મું વરસ પસાર કરશે તો તું લાંબાં આયુષ્ય ભોગવવા પામશે.

૮ આજારી માણસની સ્થિતિમાં આવતી ચાંદરાત પછી કમનસીબ ફેરફાર થશે.

૯ તારી જુવાનીમાં તું ફત્તેહમંદ થશે, તારા ગૃહો તારા ઉપર પ્રસન્ન છે.

૧૦ જંજાલ, ગમગીની અને જેહમત વટાવવાની તને મુસ્કેલી પડશે.

૧૧ તારા સટ્ટામાં તુંને ત્રણવાર નાઉમેદી મળશે, શરુ કરતાં પહેલાં પુષ્કલ વિચાર કરજે.

૧૨ ધાતુઓ જેવી કે સોનું, ચાંદીનું કામ કીધાથી તને દ્રવ્ય મળશે.

૧૩ આવતાં સાત વરસ દરમ્યાનમાં અજાયબ સરખા લાભકારક સંજોગો બની જશે.

૧૪ મુસાફરી બીલકુલ કરીશ નહી, કે સફર પણ કરીશ નહી, તનદરોસ્તી અને સંપતિ બન્ને ગુમાવશે.

૧૫ પશ્ચિમ, પૂર્વે કે દક્ષિણ તરફ જજે, પણ ઉતર તરફ જવું નહી, નીચાણ જમીન અને ઉદ્યોગી શેહેરો તને માફક આવશે.

૧૬ પેહેલાં તું ગુમાવશે પછી જીતશે.

૧૭ તારો મિત્ર મુસાફરી કરવા અથવા છે ત્યાંથી ખસવાની તૈયારીમાં છે, તે પછી તુંને સમાચાર મળશે.

૧૮ તું વૃદ્ધ પણ ધનવાનને પરણશે; પણ તારા દીલમાં જે જુવાન દીવાલીયાને ધારે છે તેને તજી દેજે.

૧૯ તારો કોર્ટ–દરબારી કજીયો મુલતવી રહેશે, હાલ તો તું ટકી રહેશે, પાછળથી ફત્તેહ થશે.

૨૦ જો તેં સોનું, ચાંદી કે ધાતુ ગુમાવી હશે તો તે પાછું મળવાનું નથી, પણ જો તે ચોરાયલું હશે તો તેના સમાચાર તને મળશે.

N

જવાબ.

૧ ચોરાયલી જીનસો તું શોધશે તો તે તને મલનાર નથી, પણ જો તે વસ્તુ ગુમાયલી હોય તો ચુહુલા આગલ કે બળતણમાં કે ઈંટની ભીતમાં શોધ.

૨ તું બહુ ઢચુપચુ મન રાખે છે, પણ દેખાવડા ચેહેરાનો શોખ રાખે છે. પણ સારાં લગન માટે થોડો જ સંભવ છે.

૩ શુકરવાર તારે માટે ઘણો શુભ દિવસ છે, અને મહીનાનો ૧૧ મો દિવસ નવા બનાવોનો છે.

૪ એક મહિના પછી તારામાં સારો ફેરફાર થશે, પણ તે પછી તદ્દન નાઉમેદી મલશે.

૫ શુકન સારા નથી, તારા મિત્ર ઉપર ઘણો ભરુસો મુકીશ નહી.

૬ અહીંથી ખસીશ નહી, હાલના ઠેકાણાની હજુ અજમાયશ લે.

૭ વચનનો ભંગ થશે એવાં અપશુકનીયાં ચિન્હ છે.

૮ તારી પેહેલી જીંદગીમાં પણ અકસ્માતિક સંજોગો બનશે, પણ તે સઘળા વટાવી જશે.

૯ ગૃહ સારા છે માટે માંદો સાજો થશે.

૧૦ ૪૦ અને ૪૫ વરસ વચ્ચેની તારી ઉમ્મર ઘણી આબાદી ભરેલી છે, પણ ૩૩ મા વરસ સુધી બહુ કમનસીબ છે.

૧૧ સ્ત્રી અને મોજમજાહ અને આબાદીની ખુશાલીથી તુંને ખમવું પડશે, તું ગબડી જશે પણ પાછો ઉઠવા પામશે.

૧૨ તારી ઇચ્છામાં તું ચોક્કસ હશે તો તારો સટ્ટો ફત્તેહમંદ છે.

૧૩ બીજાઓ જોડે ખરિદી, વેચાણ અને વ્યવહારથી તું ફત્તેહ પામીશ, વારસાથી પણ તું ગબર બનશે.

૧૪ પ્યારના કાવાદાવા, ગેરકાયદેનું બાળક, સખત માંદગી, નાણાની ખુહારી અને મરણનો બનાવ.

૧૫ મુસાફરી તને ફળિભુત થશે નહી, પણ જો જવું જ પડે તો જમીનની જ મુસાફરી કરજે.

૧૬ ઉત્તર અને વાયવ્ય ખુણા તરફ જજે; દક્ષિણ તરફ અખાડા કરજે.
તે કરતાં પણ તારી જન્મભૂમિ જ ઠીક પડશે.

૧૭ તું જીતશે નહી પણ હારશે.

૧૮ તારો મિત્ર કમનસીબીના ઘોડામાં છે, પણ તે જલદીથી પસાર થઈ જશે.

૧૯ તારો પ્યાર, ઓ! ખુબસુરત સ્ત્રી; એ બધાં ફોકટ ફાંફાં છે, છતાં તું
એક શયાણો ભરથાર તો મેળવવા પામશે.

૨૦ જો બની શકે તો એ બાબતમાં કાંઈ સમજુતી કરવી, નહી તો મુકદ્દમો હારી જવાનો ભય છે.

O

જવાબ.

૧ તારા કાયદાના સલાહકારથી સંભાળ રાખજે, તે વિશ્વાસુ નથી.

૨ જો તારો સામાન ચોરાયલો હશે તો તે મળવાનો નથી, પણ જો ગુમાયલો હોય તો, નીચાણ છુપી જમીનમાં, બરણીઓમાં કે કબાટોમાં શોધ.

૩ નાણાંનો સારો ફાળો લાવનારી, ખુબસુરત અને ફાંકડી કુમારિકા જોડે તારો લગન સંબંધ જોડાશે, પણ તારાં સુખમાં સંસારી કજીયા કંકાશથી હરકત થશે.

૪ તારાં નસીબ સંજોગે આખા સાત દિવસમાં બુધવાર તારા માટે ઉત્તમ છે.

૫ હજુ થોડો વખત કમનસીબી તારે માથે ચાલુ રહેશે, પણ પછી સારો ફેરફાર થશે.

૬ કોઈપણી જોખમ ભરેલી બાબતમાં તારા મિત્ર ઉપર ઇતબાર મુકીશ નહી.

૭ જલદીથી નાહાસ; આવતા ત્રણ મહિનામાં તારાં રહેઠાણમાં જાણવાજોગ ફેરફાર થશે.

૮ વચન થોડેક ભાગે પાળવામાં આવશે; પણ આખું પળાય તોપણ તને સંતોષ નહી થાય.

૯ શુકન કહે છે કે તારી જીંદગી લાંબી નથી માટે ચાલે છે તે સારી રીતે ગુજાર.

૧૦ માંદું માણસ ભયમાં છે, શુકન સારા નથી; દવા કાર્યસાધક નીવડે તે માટે શક છે.

૧૧ તારી જુવાની ભાગ્યશાલી છે, અને તે ૪૩ મા વર્ષ પછી થશે.

૧૨ અપશુકનીયા ગ્રહ ભમે છે માટે તારી જીંદગી અચોક્કસ અને સંદેહભરેલી છે.

૧૩ સટ્ટો નિષ્ફળ જશે, ઇરાદો ફેરવી નાખ.

૧૪ કળાકૌશલ્યતામાં તું ફત્તેહ પામીશ, પણ સમુદ્રની આશનાઈ કરીશ નહી.

૧૫ હમણાં કરતાં તારી સ્થિતિ બગડશે, પણ તુરતજ તારું નસીબ ઉઘડી જશે, માંદગી તારા ઉપર ગલબો કરશે, અને સગપણમાં મરણ થશે.

૧૬ ભાગ્યશાળી દિવસે તું ઉપડશે તો તું સલામત જશે અને ફત્તેહ પામશે.

૧૭ પૂર્વ ભણી જજે, ઉંચા અને વસ્તીવાળા ભાગમાં રહેજે, દરિયો તજી દેજે.

૧૮ શુકન સારા છે, તું જરૂર જીતશે.

૧૯ તારો મિત્ર સલામત અને આબાદ છે.

૨૦ તું એક કુનેહબાજ અને હુશિયાર માણસને પરણશે, જે તને ચાહશે, પણ અદેખાઇથી સંભાળજે.

# P

જવાબ.

૧ જો ચંદ્ર આખો દેખાશે, તો તારાં લગન એક ઉંચા અને સારા દેખાવવાળા માણસ સાથે થશે.

૨ ચીરડાટ અને ગમગીની તને કાયર કરશે, અને ખોટા સાક્ષીઓ ઉભા થશે, તારી ફત્તેહ શકમંદ છે.

૩ એક કરતાં વધુ ચોરોનો હાથ છે, પણ થોડોક ભાગ પાછો મળશે, જો વસ્તુ ગુમ થઈ હોય તો કોઈ ઉંચી જગામાં શોધ ચલાવ.

૪ તારા લગનના ગૃહો સ્પષ્ટ નથી, ગેરકાયદેની સ્ત્રીની લાલચોથી સંભાળજે, નહી તો તારો ગુલાબ કાંટા થઈ જશે.

૫ તારાં નસીબમાં રવિવાર અને શુક્રવાર જાણવાજોગ છે, પણ દર મહીનાનો ૧૩ મો દિવસ અભાગ્ય છે.

૬ જંજાલ અને ઉલટા સુલટા બનાવો પછી નસીબ ઉઘડશે.

૭ તારો મિત્ર વિશ્વાસુ છે, અને ભરૂસો મુકવા લાયક છે.

૮ શુકન શકમંદ છે, તું ખસે તે પહેલાં વિચાર કરજે.

૯ વચન પાળવામાં આવશે નહી, તને નાસીપાસી મળશે.

૧૦ મિતહારી અને અંદાજસર રહેવું, ઉલટા બનાવો ભુલી જવા, એટલે પછી ઠીક થશે.

૧૧ માંદું માણસ સાજું થઈ અસલ તનદરોસ્તીમાં આવશે.

૧૨ તારી હૈયાતમાં ૩૫ થી ૪૨ વરસ ઉત્તમ છે, અને તેટલામાં સારું દ્રવ્ય મેળવશે.

૧૩ તારી જીન્દગીનો માર્ગ જંજાલ અને મુશ્કેલીથી ઘેરાયલો છે, સબુરી રાખ અને સદગુણી થા.

૧૪ તારો સટ્ટો થોડેક ભાગે ફત્તેહમંદ થશે પણ પુરો તો નહીજ.

૧૫ શુકન ખરાબ અને શોકકારક છે; કોઈ બીજી વખતે સવાલ કરજે.

૧૬ સ્ત્રીઓથી ખમવું પડશે; કંટાલા ભરેલી મુસાફરી, ભારી બુહારી, પણ એકલવાયું હોય તો લગન.

૧૭ મુસાફરી કરીશ નહી, શુકન સારા નથી.

૧૮ શેહેરમાંજ રહે, અથવા બને તો સ્વભૂમી જ ઠીક પડશે.

૧૯ તારા વ્યવહારમાં કાંઇક મુસીબત છે, જીતનો શક છે.

૨૦ તારા મિત્રને કાંઇક જાણવાજોગ બનાવ બનવાની તૈયારી છે, જેની ખબર તને ઝટ પડી જશે.

R

જવાબ.

૧ થોડુંક થયું ગ્રહો પીડાકારી હતા, પણ હવે તારા મિત્ર માટે સારો વખત પાસે આવ્યો છે.

૨ એક આનંદી અને બાહાદુર વખાણનાર તરફથી તને ત્રાસ મલશે પણ છેવટે તું એક ધનવાન જોડે પરણશે.

૩ એ બાબતમાં તને બહુ અસાધારણ મુસ્કેલી નડશે અને ઘણું ખરાબ નસીબ ભોગવવું પડશે, અને ફત્તેહ પણ નથી.

૪ ચોરાયલી જીનસો થોડેક ભાગે પાછી મલશે, પણ જો ગુમાયલી જીનસો માટે સવાલ હોય તો તે ઘરમાંથી બાહેર ગયો છે.

૫ તું પોતે સામાન્ય આશક, વખાણનાર અને ચાહનાર છે; તું પોતે નીમકહલાલ રહેજે અને એક યોગ્ય સ્ત્રી મલશે.

૬ સોમવાર તારો ભાગ્યશાલી દિવસ છે, મહીનાનો ૨૧ મો દિવસ બહુ નામાંકિત પુરવાર થશે.

૭ હવે પછીના ત્રણ મહીનામાં તારું ભાગ્ય ફેરવાઈ ભાગ્યશાલી બનશે, અને તે પછીનાં ત્રણ વરસ બહુ ઉત્તમ જશે.

૮ તારા મિત્ર ઉપર વિશ્વાસ રાખજે, ચિન્હ નીમકહલાલીનાં છે.

૯ જલદીથી પસાર થઈ જા; પણ પશ્ચિમ તરફ જજે.

૧૦ જો વચન કોઈ કાળા માણસે આપેલું હશે તો તે પલાશે નહી, તેમ નાણાં સંબંધી હશે તો તે પણ ફોક જશે.

૧૧ ભુડી અસરો માલમ પડે છે, અને તે લાંબી જીંદગીની કબુલાત આપતી નથી.

૧૨ એક ઇષ્ટ અને મિત્રભાવિક ગ્રહ સૂચવે છે કે આજારી માણસ સાજું થશે.

૧૩ ૩૦ અને ૪૦ વરસની વચ્ચેનો વખત ભાગ્યશાલી છે, પણ તે પછી સંભાલજે, ગ્રહો સારા નથી.

૧૪ તારા હમનબરદોને હંફાવશે, તારા સગાસંબંધીઓ કરતાં વધુ હૈયાતી ભોગવશે, અને ધનવાન સ્થિતિમાં મરણ પામશે.

૧૫ શુકનો મનમાનતા દેખાય છે માટે તારા સટ્ટામાં તું સફળ ઉતરશે.
૧૬ જો તારે ફત્તેહ મેળવવી હોય તો, ખસેડી શકાય તેવી ચીજોનો અથવા જણસો ઘરેણે રાખવાનો ધંધો કર.
૧૭ આવતાં સાત વરસ ભારી જીંદગીની કસોટીનાં છે. ભય, ત્રાસ, ખોટ આવી પડશે.
૧૮ મુસાફરી માટે ગૃહો પ્રતિકુલ છે; માટે અખાડા કર.
૧૯ દુનિયાના કોઈપણ ભાગમાં જા, ત્યાં તારું નસીબ ઉઘડી જઈ નાણું મેળવશે.
૨૦ દગારાઓ તારી નજદીક છે, સાવચેત રહેજે, નહી તો ગુમાવશે.

## S

જવાબ.

૧ ગૃહ બળવાન અને ભાગ્યશાળી છે, અને ફત્તેહનાં ચિન્હો છે.
૨ તારો મિત્ર સારી તનદરોસ્તીમાં છે, અને આબાદ થતો જાય છે.
૩ તારા પ્યાર ઉપર લગ્ન દેવતાનો અંકુશ છે; તું તારા ઘરમાં આનંદી રહેશે.
૪ ગરબડ ગોટાનો સંભવ છે; કાર્યમાં બહુ સંભાળ લેજે; એક માણસ તારા ઉપર બળતરા ધરાવે છે, માટે ફત્તેહ શકમંદ છે.
૫ ચોરાયલો માલ પાછો મળશે, પણ જો ગુમાયલો હશે તો ઘરવાળીના સુવાના ઓરડામાં શોધ.
૬ તને પ્યારનો મીઠાશ પણ મળશે, તેમ જ નાઉમેદી પણ મલશે, પણ અંતે એક બાહોશ સ્ત્રી મળી જશે.
૭ રવિવાર બહુ ભાગ્યશાળી દિવસ છે; ઘણું કરીને તે દિવસે તારાં લગન થશે.
૮ ગૃહ આશાભરેલા છે અને તારું હાલનું કમનસીબ જલદીથી બદલાઈ જશે.
૯ તારા મિત્ર ઉપર વિશ્વાસ રાખીશ નહી, તે બહુ આપ સ્વાર્થિ છે.
૧૦ બે મહીનામાં તું અહીંથી ખસવાનું કરજે.
૧૧ જો કબુલાત પ્યાર અથવા નાણાં બાબતની હશે અને જો સવાલ પુછનાર સ્ત્રી હશે તો તે પાર પડશે નહી, પણ પુછનાર મરદ હશે તો તે ફળીભુત છે.
૧૨ ગૃહ ઉલટા છે માટે લાંબી જીન્દગી માટે ભરુસો રાખીશ નહી.
૧૩ માંદું માણસ જલદીથી સાજું થશે.
૧૪ તારું નસીબ મોડેથી ઉઘડશે માટે ઘણી ઇંતેજારી રાખીશ નહી.
૧૫ અક્કલ અને ખંતથી તારો રસ્તો ખુલ્લો થશે, તે ગોલાબ અને નસીબથી ઘેરાયલો છે.
૧૬ શુકન કહે છે કે, સટ્ટામાં તું ફત્તેહ પામીશ નહી.
૧૭ વાહાણમાં અથવા જીન્દગીના વહીવટમાં તું ફત્તેહ પામશે.
૧૮ ખોટી નિંદાથી તને ત્રાસ પડશે, તું મુસાફરી કરશે, તારું મથક બદલજે, તને થારા સગાના મરણથી વારસો મળશે.
૧૯ મુસાફરી કરવાનું તારા માટે સારું અને સલામતી ભરેલું છે.
૨૦ દક્ષિણ તરફ પ્રવાસ કરજે, પણ તારી જન્મભૂમિ બહુ ભાગ્યશાળી થઈ પડશે.

# T

જવાબ.

૧ પશ્ચિમ તરફ જજે, પણ દરિયો, નદી કે પાણીની જગા મોકુફ કરજે.
૨ યાદ રાખજે કે જેઓ મુશ્કેલીમાં કામ કરનારા હોય છે તે કદીજ જીતેછે.
૩ ત્રણ મહિના થયા કમનસીબથી તારો મિત્ર ઘેરાયલો છે.
૪ તારા પ્યાર અને વખાણને પાત્ર માણસ સાથે તારાં લગન થશે પણ તું નિષ્ફળતા નહી પામશે.
૫ હાલની ચાલુ ચાંદરાતના વખતમાં કજીયો નિકળશે તો તું જીતશે.
૬ ચોરાયલી વસ્તુ હાથ લાગશે નહી, પણ ગુમાયલી હશે તો જડશે.
૭ લગનમાં તને ઘણું સુખ સંપત્તિ મળશે.
૮ બુધવાર તારો ઉત્તમ છે, ગુરૂવાર જાણવાજોગ છે, શનિવાર બહુજ ખરાબ છે.
૯ હાલ તુરત તો ગૃહ તારી વિરુદ્ધ છે, અને ફેરફાર થતાં પેહેલાં કેટલોક વખત નીકળી જશે.
૧૦ શક નથી કે તારો મિત્ર નિમકહલાલ છે.
૧૧ હાલના વખતે અહીંથી ખસવાનું ભયભરેલું અને બીનસલામતી ભરેલુંછે.
૧૨ જે સ્ત્રીએ કબુલાત આપી હશે તો ફળિભુત થશે પણ મરદના વચનના સંબંધમાં ચોક્કસ નથી.
૧૩ તારા ગૃહો તારું લાંબુ આયુષ્ય દેખાડતા નથી.
૧૪ માંદું એકથી વધુ વાર ઉથલો ખાશે, ડાક્ટર બદલજે.
૧૫ તારી મધ્યમ ઉમર તારી જીન્દગીમાં ભાગ્યશાળી થશે.
૧૬ ધનને માટે નીચ જેહમત કરવા કરતાં પ્રમાણિક ગરિબી ઉત્તમ છે, વખાણ અને જાહેર પ્રસિદ્ધિ એ માત્ર ઢોંગ છે.
૧૭ તારો સટ્ટો નિષ્ફળ જશે.
૧૮ જાહેર ઇમારતો રાખવાથી, તથા ધાતુ, ચાંદી અથવા સોનાનો ધંધો કરવાથી તારું ભાગ્ય ખુલશે.
૧૯ માંદગી, મુસાફરી, ફેરફાર અને ખરાબ શરુઆત થશે, પણ છેવટ, સારું આવશે.
૨૦ શુક્રવાર તજી દેજે, અઠવાડિયાંના બીજા દિવસો ઢંગધડા વગરના સમજજે.

U

જવાબ.

૧ ત્રણ અઠવાડિયાં સુધી મુસાફરી કે સફરનું નામ દઈશ નહી, કેમકે અંગત ખુહારી કે શરીરને નુકશાન થવાનો ભય છે.

૨ જો તું ખરેખર સાચાં અંતઃકરણનો હશે તો મુસાફરી ઠીક છે, અને જ્યાં જશે ત્યાં ડરવાનું નથી.

૩ તે થઈ શકશે પણ અદેખા અને ઠગારાઓથી સંભાળજે.

૪ તારો મિત્ર ત્રાસ પામે છે અને ડામાડોલ નસીબથી ગુચવણમાં છે.

૫ પ્યારમાં ફત્તેહ મળવાની ખાતરી રાખજે, પણ પસંદગી કરતાં સંભાળજે, નહી તો તું કંગાલિયતમાં પડશે.

૬ તારો મિત્ર તારા ઉપર દબાણ ચલાવશે, પણ લડવાની શરુઆત કરજે.

૭ ગુમાયલી જીનસો માટે કબાટ અથવા એકાંત ઓરડામાં શોધ, પણ ચોરાયલી જીનસ મળશે નહી.

૮ તારા પ્યાર અને લગનની બાબતમાં તદ્દન નામેદી, અને ગમગીની મળશે.

૯ બુધવાર તારો સારો છે; શુકરવાર કમનસીબ છે, પણ મહિનાનો ચોદમો દિવસ જાણવાજોગ છે.

૧૦ તારો સેતારો ફેરફાર થતાં પેહેલાં ઘણીક જેહમતો અને જંજાલો વટાવવી પડશે.

૧૧ તારા મિત્ર ઉપર વિશ્વાસ રાખજે, કેમકે તે તને ઠગશે નહી.

૧૨ તારું રહેઠાણ અથવા ધંધો બદલી નાખશે તો બેહતર.

૧૩ કબુલાત થોડે ભાગે પળાશે.

૧૪ હાલ ગૃહ શકમંદ છે, બીજી વખતે અજમાયશ લેજે.

૧૫ સાજા થવાની આશા મિથ્યા છે, માંદાને મરવાની તૈયારીમાં રાખ.

૧૬ તારી જીંદગીનો ૨/૩ ભાગ નહી વર્ણવી શકાય એવા સંજોગોથી ઘેરાયલો છે, પણ બીજો ભાગ સુખવાસી અને સુખચેનનો છે.

૧૭ ઘણીક જેહમતો વીટી ગઈ છે અને હજુ વીટશે, છતાં જીંદગીના પાછલા ભાગમાં આબાદી અને સુખસંપજ મળશે.

૧૮ જો તું સાવચેત રહેશે તો તારો સટ્ટો ફત્તેહમંદ થશે.

૧૯ વેપારી તરીકે તારી બાહોશી સારી છે, એટલે તું કાયદા કામમાં જીતશે.

૨૦ તારા નસીબમાં ન ધારેલા ફેરફારો થશે, અને ચઢઉતર થશે.

W

જવાબ.

૧ કુંવારાવસ્થા હશે તો લગન થશે, લગન થયલાં હશે તો બચ્ચાંકચ્ચાં થશે; જગાએથી ખસવું પડશે, કાયદા કજીયામાં સપડાવાનું થશે અને કમનસીબી ભરેલું વરસ પસાર થશે.
૨ ગ્રહો શકમંદ છે, જવા આગમજ બહુ વિચાર કરજે.
૩ ઉત્તરે અથવા ઉત્તર–પશ્ચિમે; દરિયા અથવા નદી બાજુએ મુકામ કરવો.
૪ ચિન્હો બતાવે છે કે ટંગણાજી અને કાવાદાવા થશે, માટે સાવચેત રહેવું.
૫ ગૃહ ચક્કર બતાવે છે કે તારો મિત્ર બચાવ ભરેલી સ્થિતિમાં છે અને આબાદ છે,
૬ તું જેટલાં પ્રમાણમાં તેને ચાહે છે તે કરતાં તે તને ઓછાં પ્રમાણમાં ચાહે છે, બેઇમાનીથી તારું અંતઃકરણ વિંધાઈ જશે, અને ચુપચુપણાથી દલગીરીમાં ગરકાવ થશે.
૭ ખોટના ખાડામાં ઉતરવાના ભયમાં છે.
૮ ખોવાયલી ચીજો ઊંચી અભડાઈ ઉપરથી મળશે, પણ ચોરાયલી હશે તો મળવી મુશ્કેલ છે.
૯ તું બહુ ઉતાવળીયો છે, અને જો સાવચેત નહી રહેશે તો તારાં લગન તારાં દુઃખનું મૂળ થઈ પડશે.
૧૦ ગુરુવાર બહુ નોંધવા લાયક છે, પણ ઉત્તમ નથી, જેમ ચંદ્ર વધતો જશે તેમ સારો વખત દેખશે.
૧૧ તારું કમનસીબ જલદીથી ફેરવાઈ સારું થશે.
૧૨ ખરી મિત્રાચારી ક્વચિત જ; પણ તું તેનો વિશ્વાસ કરીશ તો ખોટું નથી.
૧૩ તું જે કરવા માંગે છે તે માટે સાવચેત રહેજે, ઉતાવળ કરીશ નહી, અથવા વગર વિચાર્યું કરતો ના.
૧૪ વચન ઉપર ભરુસો રાખતો ના, નીશાની ઠગાઇની છે.
૧૫ ખરાબ અસરોનો સંગ્રહ છે, પણ મધ્યમ ઉમ્મર છે.
૧૬ માંદું જલદીથી સાજું થશે; તે માટે ઝાઝો શક નથી.
૧૭ જુવાનીમાં ચાલુ સંકડામણ રહેશે પણ વૃદ્ધ ઉમ્મરે આબાદ થશે.
૧૮ તું પુષ્કળ સોનું જમાવ તો કરીશ પણ સારો ઉપયોગ કરવામાં બહુ મખીચુસ રહેશે અને તે ધન તને બદદુઆ સમાન થઈ પડશે.
૧૯ ન ધારેલો અટકાવ થશે પણ જો તે હઠાવશે તો ફત્તેહ પામશે.
૨૦ દુરના ભાગમાં સફર અથવા મુસાફરી કરવાથી ફત્તેહમંદ થશે.

Y

જવાબ.

૧ પુછનાર પાકો ઉસ્તાદ છે, કોઈ પણ ધંધામાં આબાદ થશે, તેમાં ખાસ કરીને જમીનની ઉત્પતિમાં.

૨ તારા ધંધામાં એકદમ ફેરફાર, મુસાફરી અને સગપણમાં મરણ, ચોરીથી ખોહારી, ભારે ત્રાસ, પણ પછી લાભની આશા.

૩ એક ઉતાવલી સફરનાં ચિન્હો જણાય છે, જે તારા માટે લાભકારક છે.

૪ ઉત્તર અથવા ઉત્તર—પૂર્વના મુલકો અથવા શહેરી જગામાં અથવા મોટાં શહેરનાં પરાંમાં.

૫ શુકન બહુ જ ઉલટા છે, સાવચેત રહેજે.

૬ તારો મિત્ર સંકટમાં સપડાયલો છે અને ચોક્કસ મુશ્કેલીમાં છે.

૭ લગન બહુ સુખી નીવડશે, તું જેને ચાહે છે તેને જ મેળવવા પામશે.

૮ દગાફટકા અથવા લાંચ રુસ્વતથી ખોટનો ભય છે.

૯ શુકન બદ છે; ગુમાયલું અથવા ચોરાયલું કશું મલવાનું નથી.

૧૦ તારો ભાગીદાર તને ધનવાન બનાવશે, અને જીંદગીમાં તને સુખી કરશે.

૧૧ અઠવાડિયાંનો શુકરવાર ખરાબ છે, અને મહિનાનો ૧૭ મો દિવસ બહુ કમનસીબ છે.

૧૨ તારું નશીબ જલદીથી બદલાઈ જશે.

૧૩ તારો મિત્ર ઢચુપચુ છે, પણ તારા પ્રત્યેની મહેરબાની ચાલુ છે.

૧૪ ખસવા કરતાં જ્યાં છે ત્યાં રહેવું બેહતર છે, જે માટે ખાતરી રાખવી.

૧૫ કાંઈ એવું જાણવાજોગ બનશે કે જેથી તારો ઇરાદો ફેરવવો પડશે.

૧૬ તારો ટપકો ઘણાં ભય બતાવે છે; તારી જીંદગી ઘણી લાંબી નથી.

૧૭ ઘણી ધાસ્તીમાં છે, અને માંદું કદાચ જ સાજું થશે.

૧૮ તારી આખી જીંદગી કંટાલા ભરેલી જશે, અને તારી વૃદ્ધાવસ્થા નકામી સરખી છે.

૧૯ તું ભાગ્યશાલી, આબાદ અને નશીબવાન છે, એથી વધુ શું જોઇએ છે ?

૨૦ ચિન્હો શકમંદ છે, કાંઇક ભય છે, ફત્તેહ મલશે નહી.

જવાબ. Z

૧ તારા સટ્ટાનું પરિણામ ફત્તેહમાં આવશે.
૨ કપડાં, લત્તાં, ઘર સંસારી ફર્નીચર અથવા જમીનના આડતિયા તરીકેનો ધંધો ઉત્તમ છે.
૩ તારું શરીર તથા કોઠલી સુધરશે, પણ લગન અથવા પ્યારના કાવાદાવા ચાલશે, અને ઘણાક નવા બનાવો બનશે.
૪ ચિન્હો લગાર સારાં છે, પણ તારો પ્રયાસ ઢીલો અને કંટાળા ભરેલો થઈ પડશે.
૫ ઉત્તર તરફ; પાહાડી અને ટેકડાવાળી જમીન તરફ, પણ દરિયો તજી દેજે.
૬ ઠગાઈ સામે થશે, પણ ખુશ રહેજે, તારો સેતારો તને બચાવશે.
૭ તારો મિત્ર મુસ્કેલીમાં છે જે સાજો થતાં થોડોક વખત લાગશે.
૮ તું એવાં એક માણસ સાથે લગન ગાંઠમાં જોડાશે, જેથી તારી આખી જીન્દગી ખુશાલી અને સાથે જંજાલીમાં પસાર થશે.
૯ તારા બદ ગૃહો પ્રબળ છે, તે તને ખોટમાં ઉતારશે.
૧૦ જો તેં કાંઈ ગુમાવ્યું હોય તો પેટી પેટારામાં શોધ, પણ તે સોનું હશે તો તે મલવાનું નથી.
૧૧ તારા પ્યારમાં તું ફરી જશે, ઘણાંકને ચાહશે પણ ઘટતી મોસમમાં પરણશે.
૧૨ મંગળવાર તારો ખરાબ દિવસ છે અને બુધવાર ઉત્તમ છે.
૧૩ થોડા વખતમાં ઘણા ફેરફારો થશે, જેમાં ભાગ્ય ફરશે, સંભાળ રાખજે અને પાછો પડીશ નહી.
૧૪ સચાઈ અને મકમપણાનાં ચિન્હો જણાય છે.
૧૫ એ બાબતમાં ઉતાવળ કરીશ નહી, અહીંથી ખસવાનું સલાહકારક નથી.
૧૬ વચન ભંગ થવાનો ભય છે, પણ અંતે તે પળાશે.
૧૭ તારી જીન્દગી સારી રીતે ગુજરશે પણ ગૃહો તારી જીન્દગી લાંબી દેખાડતા નથી.
૧૮ જો ડાકટર ઘણો હુશિયાર નહી હશે તો માંદું કવચિતજ સારું થશે.
૧૯ તારી જુવાનીમાં મોજશોખ તજી દેજે, મધ્યમ ઉમરે નસીબ ખુલશે.
૨૦ તારી જીન્દગી ઘણી ભાગ્યશાળી થશે, જેથી તારા સોબતીઓ પણ અજાયબ પામશે.



## ગુજરાતી પત્રની ઑફીસમાંથી મળતાં પુસ્તકો.

---

# અમારું તે અમારા માટે

કર્તા

રા. મંગળદાસ મંછારામ પકવાસા,

બી. એ. એલ. એલ. બી, સોલીસીટર.

આયર્લાન્ડ પોતાના દેશના વહિવટ માટે બ્રિટિશ પ્રજાસંઘમાંથી સ્વતંત્રતા કેમ મેળવી શક્યું તેની રસભરી હકિકત આમાં આપવામાં આવી છે.

કેટલાક પ્રસંગે હિંદના રાજ્યદ્વારી પ્રકરણોની સરખામણી તેના બનાવો સાથે કરી ગ્રંથને ઘણોજ ઉપયોગી અને રસમય બનાવવામાં આવ્યો છે. કિમ્મત રૂ. ૦-૧૨-૦. ટપાલ જુદું.

### વાર્તા

| | |
|---|---|
| ભદ્રપુરની ભદ્રશ્યામા ... ... ... ... | ૨- ૦-૦ |
| ભાગીરથીની ભૂલ્ય ... ... ... ... | ૨- ૮-૦ |
| કુચ્છનો કાર્તિકેય ... ... ... ... | ૩- ૦-૦ |
| ચિતોડનો પુનરૂદ્ધાર ... ... ... ... | ૩- ૦-૦ |
| બાદશાહ બાબર અથવા નૂરે ઇસ્લામ ... ... | ૩- ૦-૦ |
| અનંગભદ્રા ... ... ... ... ... | ૨- ૦-૦ |
| રૈવતક મેહેલની રાજખટપટ ... ... ... | ૨- ૮-૦ |

# પરાધીન ગુજરાત

હજાર વર્ષપરના ગુજરાતનું ચિત્ર આમાં છે. કલ્યાણના રાજા ભૂવડે ગુજરાત જીત્યું ત્યારે તેની સ્થિતિ કેવી થઈ હતી અને પરાધીનતામાંથી છૂટવા માટે ગુજરાતને કેવા કેવા પ્રયાસો કરવા પડયા હતા તેનો ઉત્તમ ખ્યાલ આ વાર્તામાંથી મળે છે.

ઉત્તમ કાગળ અને ઉત્તમ છપાઈ

પૃષ્ઠ સંખ્યા ૩૪૨, રોયલ ૧૨ પેજી, કપડાંનું પુંઠું.

કિમ્મત રૂ. ૪-૮-૦ ટપાલ જુદું.

---

# મહારાણી મયણલ્લા

અથવા

# ગુજરાતની માતા

ગુજરાતના ઇતિહાસ પર સર્વોત્તમ અજવાળું પાડનાર આ વાર્તા છે. એવી ઉત્તમ રીતિએ વસ્તુની ગુંથણી કરી છે કે ઇતિહાસનું તેમજ વાર્તાનું બન્નેનું કાર્ય થાય છે.

ભાષા શૈલી પ્રૌઢ છે અને પ્રાચીન કાલની ભાવનાનો સરસ ખ્યાલ આપે છે. વાંચકને જૂના જમાનામાં ખેંચી જાય છે. એક વાર શરૂ કર્યા પછી મૂકવાનું મન થાય તેમ નથી.

પૃષ્ઠ સંખ્યા ૩૭૦, રોયલ ૧૨ પેજના. કપડાંનું પુંઠું.

કિમ્મત રૂપિયા ૪-૮-૦. ટપાલના જુદા.

મળવાનું ઠેકાણું:—

**“ગુજરાતી” ન્યુસ પ્રિન્ટીંગ પ્રેસ,**
**એક હાઉસ લેન,**
**કોટ, મુંબઈ.**

એક નાના વિઝીટીંગ કાર્ડથી
લગ્નપત્રિકા, આમંત્રણપત્રિકા, નોટપેપર વગેરે
જોબથી માંડી
ગુજરાતી, મરાઠી, સંસ્કૃત, હિન્દી, જૈની, અંગ્રેજી પુસ્તકો છાપવાનું
તેમજ કાપડનું અને સાદું સોનેરી અને શાહીનું બાંધવાનું
સર્વ પ્રકારનું કામ સુંદર, વખતસર અને વ્યાજબી ભાવે

# ધી ગુજરાતી ન્યુસ પ્રીન્ટીંગ પ્રેસ

૨૦-૨૪ બેક-હાઉસ લેન,
કોટ, મુંબઈ ૧
કરે છે

ગુજરાતી સાહિત્યના ઉત્તમ પુસ્તકો, ધર્મશાસ્ત્રના ગ્રંથો, કાવ્ય,
નાટક, ઇતિહાસ, નીતિ, ન્યાય, વેદાંત, નવલકથા,
વાર્તાના પુસ્તકો તેમજ પ્રકીર્ણ ગ્રંથો

# ધી ગુજરાતી ન્યુસ પ્રીન્ટીંગ પ્રેસ

૨૦-૨૪ બેક-હાઉસ લેન,
કોટ, મુંબઈ ૧

એ

શિરનામે લખવાથી મળશે. કેટલોગ મંગાવો.

# ગુજરાતી પત્રની ઓફીસ

પણ

ઉપલે ઠેકાણે ફેરવવામાં આવી છે.

